ધા. જોવું )
જ્યોતિ=પ્રકાશ જેમાંથી પ્રકાશ નીકળે છે તે
નયન=આંખ
શશિ=ચંદ્રમા
ગુફાઓ=બખોલો (गुहा)
ઉંડુ=ઘણું દૂર સુધીનું
ભરતો=ભરનારો, વ્યાપક રહેનો
પર=ઉપર, અળગો
પરમ=મોટા
આદિ=પહેલો
શુચી=પવિત્ર
પુરાણ=જુનો; પહેલાંનો
ધારે છે=ધારણ કરે છે બનાવે છે
સૃજન=સૃષ્ટિનું પેદા થવુ તે (सृष्टि+जन्)
પ્રલય=નાશ; કલ્પ ( ચારયુગ) ને અંતે પ્રથ્વી પર પાણી ફરી વળવુ તે, સૃષ્ટિનો નાશ
प्र+लय=નાશ થવો
નાથ=ધણી
અહર્નિશ=દહાડો રાત (अहर्=દિવસ+निशा)
ગોપાલ=રક્ષણ કરનાર ( पाल्=પાળવું )
અપાપી=પાપ નહિ કરનાર
શિવસદન=કલ્યાણનું ઠેકાણું (सद्=એમજ઼ું)
કલ્યાણ=ભલુ, સારૂ
એકાકી=એક; એકલો
જડ=નિર્જીવ પદાર્થો; સ્થાવર
સકળ=બધા
ચેતન=હાલી ચાલી શકે તેવા પદાર્થો, સજીવ પદાર્થો, જંગમ
જનકુળ=માણસ જાત
પૂજ્ય=પૂજવા યોગ્ય
અન્ય=બીજો
વિભુરાયા=સર્વ વ્યાપી રાજા; બધે ફેલાઇ રહેલો રાજા
બ્રહ્માંડ=સૃષ્ટિ ( ब्रह्म+अंड=ઇંડુ) ઇંડાકારની સૃષ્ટિ છે, એમ માનેલુ છે, અને તેનો કર્તા બ્રહ્મા છે માટે બ્રહ્માંડ
ઉર=મન
સમીપ=પાસે
આત્મા=જીવ
ઢાળી=પાથરીને, નમાવીને
નમન=નમવું તે, નમસ્કાર; પ્રણામ
લળતી=નમતી
કોટી=કરોડો
નમસ્કાર=પ્રણામ
મહા=મોટા
મૃત્યુ=મોત (मृत्=મરવું)
અમૃત=મરે નહિ એવુ
હીણો=રહિત; વગરનો
તુજ=તારાં
વિટનો=વીંટાઇને રહેલો
સાગર=દરીઓ
ગમ=બાજુ
મુજ=મારા
જીવન=જીવતર
ઝરણી=વૃત્તિ; દાનત
કાયાથી=શરીરથી
ઘડીકઘડી=વારંવાર

| | | |
|---|---|---|
| વૃતિ=કામ | ( સ્મૃ ધા સભારવું) | તે ( અ+શુભ ) |
| ભાવ=પ્રીતિ | સ્વભાવે=કુદરતી રીતે | દષ્ટે=નજરે ( દ્રશ્= |
| સ્મરૂ=સભારૂં; યાદકરૂં | અશુભ=ખોટું, શુભ નહિ | જોવું ) |

**શિખરિણી છંદનું માપઃ**—આ છંદ ૧૭અક્ષર મેળ છે. ય, મ, ન, સ, ભ, એ અનુક્રમે પાંચ ગણુ છે. છેવટે લઘુ તથા ગુરૂ આવે છે. ૨, ૩, ૫, ૬, ૭, ૧૨, ૧૪, ૧૭ એ અક્ષરો પર તાળ આવે છે.

( ૧ ) હે અંતર્યામી પ્રભુ તમે જીવોને જીવાડનાર અને ગરીબના બેલી ( આશ્રય આપનાર ) છો. હે હિત કરનારા પ્રભુ તમે પિતા છો, માતા છો, ભાઇ છો અને ઉપમા ન આપી શકાય એવા મિત્ર છો. તમે બધા માણુસોનુ તેજ, કીર્તિ, શોભા, ધન અને વૈભવ રૂપ છો. હે નિર્મળ મુખવાળા જગતના ધણી હું તમને નમું છું અને તમારી સ્તુતિ કરૂ છુ.

( ૨ ) બધી નવાઇ પમાડે એવી વસ્તુઓમાં તારૂં સ્વરૂપ સૂર્ય ચદ્ર રૂપી આંખો વાળુ અને મોટા તેજ જેવું વિસ્મય પમાડે એવું હું જોઉંછું. (તારૂં સ્વરૂપ તેજસ્વી છે, અને સૂર્ય ચંદ્ર તે તારી આખો છે.) દિશાઓની ઉંડી ગુફાઓ, પૃથ્વી અને ઉંડા ઉંડાં આકાશને ભરીને ( એ બધામાં વ્યાપીને ) તે સોથી પણ ઉપર ( દિશાઓની ગુફાઓ, પૃથ્વી અને આકાશ ઉપરાંત તેનાથી પણ ઉપર એટલે ઘણે આઘે સુધી તું વ્યાપી રહેલો છે. એમ કહેવાનો અર્થ છે. ) મોટો એવો જે તું પ્રભુ તે દૂર ઉંડે છે. ( ઘણે દૂર સુધી છે. )

( ૩ ) હે પ્રભો તું સૌથી પહેલો, પવિત્ર અને જુનો પુરૂષ

છે. તું સૃષ્ટિ ધારણ કરે છે અને સૃષ્ટિ પેદા થવામાં તથા નાશ થવામાં પણ તુંજ ધણી છે. અને અમારા ( ચાલતા આવેલા ) ધર્મોનું હંમેશા રક્ષણ કરનાર તુંજ છે. હે કલ્યાણના ધામ રૂપ તું પાપી અને અપાપીનુ કલ્યાણ કરનાર છે.

( ૪ ) આ દુનીઆના જડ અને ચેતનનો પિતા તું એકજ છે. તું ગુરૂ છે અને મોટો છે. તથા માણસ જાતનો મોટો પૂજ્ય છે; ( જગતના પિતા તથા ગુરૂ બ્રહ્મા છે અને બ્રહ્માના પિતા અને ગુરૂ ઇશ્વર છે માટે તેમને મોટા પૂજ્ય અને મોટા ગુરૂ કહ્યા છે ) તારી બરોબરનો બીજો દેવ ત્રણે લોક ( સ્વર્ગ, મૃત્યુ, પાતાળ ) માં છે નહિ, અને થશે પણ નહિ, ત્યારે તો હે સર્વ વ્યાપી ( બધે ફેલાઇ રહેના ) રાજા તારા કરતા વધારે મોટો તો બીજો કોણ હશે! ( શેનો હોય ! )

( ૫ ) તું બધી સૃષ્ટિઓમાં અને અમારા મનને વિષે વાસો વસીને રહે છે તું વેગળામા વેગળે સુધી છે, અને નજીકમાં પણ છું. હોનારો સર્વ વ્યાપી છું ) હું આત્મા પાથરીને એટલે નમાવીને નમસ્કાર કરૂં છું અને મારી દેહ પણ નમન નમો ( નમસ્કાર કરો ) એવું હું ઇચ્છુછું ( કેટલીક વાર એવું બને છે કે દેહ નમે અને આત્મા ન નમે, અને કેટલીક વાર એવું બને છે કે આત્મા નમે અને દેહ ન નમે માટે આત્મા અને દેહ બન્ને નમજો એમ કહેવાનો અર્થ છે ) હું કરોડો વાર નમું છું અને વળી ફરીથી પણ પ્રભુને નમસ્કાર થાઓ.

( ૬ ) હે મોટા પ્રભુ તું મને અસત્યોમાંથી સત્યમાં લઇ જા ( મારી બુદ્ધિ એવી કર કે મને અસત્ય કરવું ગમે નહિ ) અને હે મોટા પ્રભુ અજ્ઞાન રૂપી ઉંડા અંધારામાથી જ્ઞાન રૂપી તેજમાં

તું લઇ જા. હે નાથ મોટા મૃત્યુના ભયમાથી અમૃત પાસે (સ્વર્ગમા) લઇ જા તું રહીત ( તારા વગરનો ) હુ છું માટે તારા દર્શનના દાન દઇ જા.

(૭) હે પિતા, (પ્રભુ) પેલો આગે જે સાગર પૃથ્વીને વીટલાઇને રહેલો છે તેની તરફ બધી નદીઓના પાણી જેવા વેગથી વહે છે તેવી રીતે મારી જીંદગીની તમામ વૃત્તિ દયા અને પુણ્યના મહાસાગર રૂપી જે પ્રભુ તે તરફ હંમેશા વહો ( રહો )

( ૮ ) શરીર વડે જે કંઇ થતું હોય, વાણીથી વારેવારે જે કાંઇ બોલાતુ હોય, ઇંદ્રીઓવડે જે કાંઇ કામ થતું હોય અને મારા મનમાં જે વિચારો યાદ આવતા હોય તથા કુદરતીરીતે કે બુદ્ધિથી સારૂ નરસુ જે હુ કરતો હોઉ તે બધુ આપના ચરણને વિષે હુ અર્પણ કરૂ છુ માટે હે પ્રભુ તે બધાના ઉપર ક્ષમા દ્રષ્ટિ રાખજો ( માફી આપજો )

નાનાલાલ—કવિ દલપતરામ ડાહ્યાભાઇના પુત્ર

---

## પાઠ ૭ મો. ગરવી ગુજરાત વિષે.

| | | |
|---|---|---|
| ગરવી=મોટી (ગુરુ ઉપરથી ) | ધ્વજ=ધજા | શૂરાતન |
| ગુજરાત=ગુર્જર લોકોની પૃથ્વી | પ્રકાશશે=ચળકશે (કાશ્ ધા ) | અંકિત=ચિહ્નકરાએલી અંકાયલી (અંક્ધાતુ) |
| દીપે=શોભે | ઝળળળ=ઝગઝગાટ કરતું. | નિજ=પોતાની |
| અરૂણું=સૂર્યોદયવાળા; તેજસ્વી | કસુબી=રાતા રંગનું | સંતતી=છૈયાં છોકરાં (સમ્+તનધા=લંબાવવુ ) વંશને લંબાવનાર |
| | પ્રેમશૌર્ય=પ્રેમ અને | |

પ્રેમ ભક્તિ=હેત અને ખરા મનની ચાહના (ભક્તિ મા भज ધાતુ)
કરત=કરનારા
કુંતેશ્વર=સુરત જીલ્લાના પારડી તાલુકાના કુતા ગામમા મહાદેવ છે તે
સોમનાથ=પ્રભાસ પાટણના મહાદેવ
દ્વારકેશ=(द्वारका+इश) દ્વારકાંના ધણી, રણછોડજી
સાક્ષાત=પ્રત્યક્ષ; ખરે ખરા
સુભટ=યોદ્ધા
જુદ્ધરમણુ=લડાઇમાં રમવુ તે
રત્નાગર=(रत्न+आकर=ખાણ) દરીઓ; મહાસાગર
વીર=બહાદુર
પૂર્વજો=પહેલા જન્મેલા (पूर्व+ज=જન્મેલા)
જયકર=જય કરનારી
સોય=શોભે
રંગ=ખૂબી; જાહોજલાલી
સત્વરે=એકદમ, તાકીદે
શકુન=શુકન
મધ્યાન્હ=(मध्य=વચલે +अहन=દિવસ) દિવસનો વચલો ભાગ; બપોર
વીતીગઇ=જતી રહી
ઘુમે=ફરે; મહાલે;
સાથ=જથો; ટોળું
કણબી=ખેડુત(कण+बी +ज) દાણા પકવનાર
શુદ્ર=હલકી જાત
વધ્યા=બોલ્યા (वद् ધા
આર્યધર્મ=હિંદુઓનો) મૂળ ધર્મ
માતતણું=માનું (ગુજરાતની ભૂમીનું)

( ૧ ) મોટી ( ગંભીર પણાનો અર્થ છે) ગુજરાતનો જયજય થાઓ. મોટી ગુજરાતનો જયજય છે. સૂર્યોદયવાળું પ્રભાત દીપે છે, ( અંધારૂ મટી અજવાળું થયુ છે. મનલબ કે ચઢતી સ્થિતિની શરૂઆતમા આવ્યાછીએ. ) અને પ્રેમ તથા શૂરના ચિહ્ન વાળી રાતા રંગની ધજા ઝગઝગાટ કરતી પ્રકાશશે ( દરેક દેશની ધજા ઉપર હરકોઈ પ્રકારનુ અથવા નામનુ ચિહ્ન હોયછે, તેમ ગુજરાતન ધજા ઉપર પ્રેમ અને શૌર્યનું ચિહ્ન છે, કેમકે અસલથી ગુજરાતના લોકોએ પોતાની ગુજરાત ભૂમિ ઉપર પ્રીતિ રાખી શૂરાતન બતાવેલું છે. કસુંબી ધજા કહેવાનું કારણ કે રાતો રંગ સારા શુકનની નિશાની છે, ને ઘણી ખરી ધજાઓ પણ રાતા રંગની હોય છે.

એકંદર ભાવાર્થ એવો છે કે આપણે થોડો વખત અંધારામાં એટલે નબળી સ્થિતિમાં હતા અને હવે સૂર્ય ઉગ્યો છે એટલે ચડતી સ્થિતિમા પેઠા છીએ, અને સૂર્ય ઉગીને જેમ ઉંચે ચઢતો જાય છે તેમ આપણી ચઢતી હાલત થશે, અને પ્રેમશૌર્યની ધ્વજા પ્રકાશશે મતલબ કે ગુજરાતની ખરી ખૂબી બહાર દીપી નીકળશે ) માટે તું તારી પોતાની બધી સતતીને ( ગુજરાત પ્રત્યે ) પ્રેમ અને ભક્તિની રીત શીખવ. તારી જાત ઊંચા પ્રકારની ( જમીનની રૂપ અને સુ.ર જાતની પ્રેમભક્તિની રીત શીખવ ) મોટી ગુજરાતનો જયજય થાઓ.

(૨) ઉત્તરમાં (આરાસુરમાં) અંબા માતા, પૂર્વમાં (પાવાગઢમાં) કાળકા માતા અને દક્ષિણમાં કુતેશ્વર મહાદેવ તથા પશ્ચિમના દેવ સોમનાથ (પ્રભાસ પાટણમાં) અને દ્વારકાંના ધણી રણછોડજી તારૂં રક્ષણ કરનારા અને ખરેખરી મદદમા છે. એવી મોટી ગુજરાતનો જયજય થાઓ.

(૩) તાપી અને નર્મદા નદીઓ તને જુએ છે ( ગુજરાતમાં વહેછે.) મહી અને બીજી નદીઓ પણ શોભી રહેલી છે, વળી યોદ્ધાઓના લડાઇના રમખાણુને રત્નોથી ભરેલો સાગર ( પશ્ચિમનો દરીઓ અરબી સમુદ્ર ) જોઇ રહેલો છે. અને પર્વતો ઉપરથી બહાદુર પૂર્વજો તારી ( ગુજરાતની ) જય થાઓ એવી આશિષ આપે છે, બધી જાતના લોકો સપથી શોભી રહેલા છે. એવી મોટી ગુજરાતનો જયજય થાઓ.

(૪) અણહિલવાડની જાહોજલાલી અને સિદ્ધરાજ જયસીંગની ખૂબી કરતાં વધારે સારી ખૂબી હે માત ( હે ગુજરાત ) હવે જલદી થશે. નર્મદાશંકર કહે છે કે ગુજરાતને સારી સ્થિતિમાં

લાવવા માટે માણુસો જથાબંધ ફરે છે અને રાત વીતી ગઇ છે. તથા પ્રથમ કહ્યા મુજબ સૂર્યોદય થયો છે એ સારા શુકન જણાય છે માટે મધ્યાન્હ શોભશે. (સૂર્ય બપોરે માથે આવે છે ત્યારે તે પૂર્ણ કળાએ હોય છે તેમ ગુજરાતનો પણ મધ્યાન્હ થશે એટલે ગુજરાત પૂર્ણ રીતે ચડતી સ્થિતિમા આવશે) મોટી ગુજરાતનો જય જય થાઓ.

---

ગુજરાત કોની કોની ? શું તે બ્રાહ્મણ અને વાણીઆની કે શ્રાવક અને ભાટીઆની કે ક્ષત્રી, રજપૂત અને કણબીની કે ભીલ અને કોળીની કહેવી ? કે શું બીજા હલકી જાતનાની કહેવી? નાના તેની નથી, ત્યારે ગુજરાત કોની છે ?

જેના પૂર્વજો જન્મથી આજ સુધી કોઇ પણ રીતની (જ્યારથી ગુજરાતમાં વસ્તી થઇ ત્યારથી આજ સુધીમાં ગુજરાતપર જે જે ભાષાઓ બોલાતી હતી તે, એટલે ગુજરાતમાંજ રહેનારની ભાષા; પછી તે ગમે તે પ્રકારની બોલતો હોય તોપણ જે ગુજરાતમા વસીને રહેલો હોય તેની ભાષા. એમ કહેવાનું કારણકે ગુજરાતી ભાષા તો હાલ થઇ પણ તે પહેલાં ગુજરાતમાં સંસ્કૃત, પ્રાકૃત વિગેરે ભાષાઓ બોલાતી હતી, માટે કોઈ રીતની કહેવાનુ કારણ એટલુંજ કે ગુજરાતને માતૃભૂમિ માનીને રહેનારા લોકની ભાષા ) ગુજરાતી ભાષા બોલ્યા છે અને આર્ય ધર્મને વળગી રહ્યા છે તેની ગુજરાત છે. પછી તે ગમે તે જાતના હોય તો પણ તેની ગુજરાત છે.

વળી બીજા પરદેશીઓ કે જેને આ પ્રમાણે પાળીને મોટા કર્યા છે (મતલબ કે જે ગુજરાતમાં ઉછર્યા છે) તે પરધર્મી હોય પણ ગુજરાતનુ ભલું ઇચ્છનારા હોય તો તે બ્રાહ્મણ છે. તેની

ગુજરાત છે પછી તે ગમે તે જાત હોય પણ તેની ગુજરાત છે.
નર્મદાશંકર—સુરતના વડનગરા નાગર. તે કવિ હતા.

## પાઠ ૧૧ મો. નરસિંહ મેહેતાને ઢેડ વૈષ્ણવનું આમંત્રણ.

ગિરિ=પર્વત
તળાટિ=તળેટી, તળાઉ
દામોદર=કુંડનું નામ છે
વરણ=જાત ( वर्ण )
દઢ=પાકી; ખરેખરી
હરિભક્તિ=પ્રભુ પ્રત્યે ભાવ
પ્રેમ ધરીને=ભાવ લાવીને
કર=હાથ
પ્રાર્થના=( प्र+अर्थ=સ્તુતિ કરવી+अन्+आ ) સ્તુતિ
વિનતિ=અરજ ( नम् ધા )
મહાત=મોટા
કીરતન=ભજન

પ્રેમપદારથ=ઇશ્વરના પ્રેમ રૂપી વસ્તુ
વામીએ=કાઢી નાખીએ
જંજાળ=જાળ
વૈષ્ણવ=વિષ્ણુનાભક્ત
પરમ=મોટાં
સમદષ્ટિ=સરખી નજર
ગોમૂત્ર=ગાયનું મૂતર
વૃક્ષ=ઝાડ
વાકયદાન=વચન ( वाक्यमां वच्‌ધા दानमां दा ધાતુ )
નિશાએ=રાત્રિએ
ઉચ્છવ=ઓચ્છવ ( उत्सव )
ભોર=સવાર, પ્રભાત
વાતા=વગાડતા

તાળ=ટૂંકાં જાડાં કાંસી જોડા
મૃદંગ=પખાજ
ઢગ=ચાટ
મોન=ચુપકી; બોલવું નહિ તે
ગૃહીને=રાખીને
અપ્રવધરા=અધવચલા જ્ઞાન વગરના
નાત અને જાત=નાતમા ज्ञा ધાતુ અને જાતમા जन् ધાતુ છે જાતા પેટાના નાત આવેછે. બ્રાહ્મણ એ જાત અને મોઢ, ઔદીચ્ય, ખેડાવાળ એ નાત
વિવેકવિચાર=મારા નરસાનો ભેદ
આધાર=મદદ

(૧) ગીરનારના પર્વતની તળેટીમાં દામોદર કુંડ છે; ત્યાં નરસિંહ મહેતો નહાવા જતા હતા. ઢેડની જાતમાં પાકી હરિભક્તિ હોવાથી તે ભાવથી મહેતાજીને પગે લાગ્યા. ગિરિ૦

(૨) હાથ જોડીને અરજ કરી અને બહુ નમ્રતાનાં ઘણા વચન કહ્યા. (અને કહ્યું કે) હે મોટા પુરૂષ અમારે આગણે કીર્તન કરો એટલી અમારી અરજ છે. ગિરિ૦

(૩) કે જેથી અમો ઇશ્વરના પ્રેમ રૂપી વસ્તુ મેળવીએ, અને જન્મ મરણની જાળમાંથી છુટીએ, (આવુ કહીને) હાથ જોડતાં માં તેમને દયા ઉપજી; કારણ કે તે મહેતાજી ઘણા દયાળુ વૈષ્ણવ હતા ગિરિ૦

(૪) (પછી પોતાના મનમા વિચાર કર્યો કે) જયાં પક્ષા પક્ષી હોય ત્યા પરમેશ્વર નથી. એ સમદષ્ટિવાળાને તો સર્વ સમાન છે, માટે તુળશીના છોડ આગલ (ઘણુ કરીને એવું હોય છે કે ઢેડવાડામા વચ્ચોવચ્ચ તુળશી કયારો હોય છે. માટે તુળશી કયારાની પાસે બેઠક રાખવા મહેતાજીએ જણાવ્યુ હોય તેમ છે) ગાયનું મૂત્ર છાંટીને પછીથી લીંપજો (ગાયનુ મૂતર પવિત્ર ગણેલુ છે. એના છાણથી લીંપવાથી અગર મૂતર છાટવાથી જગા પવિત્ર થાય છે એમ માને છે.) અથવા એવો પણ અર્થ નીકળે છે કે ગોમૂત્ર છાંટજો, તુળશીનો છોડ લાવી મૂકજો અને લીંપી મૂકજો. (ઢેડ લોકો હમેશ પોતાના ઘરમા ગોમૂત્ર છાટે છે, આગણું લીંપે છે, અને પોતાને ઘેર તુળશી વાવે છે તેમ કરવાનુ કારણ પૂછતા તે કહે છે કે અમને નરસિંહ મહેતાનુ વરદાન છે) અને અમે આવીશુ એવુ મહેતાએ વચન આપ્યુ. ગિરિ૦

(૫) રાત્રે મહેતાજી આવ્યા, ઢેડ લોકો પ્રમાદ લાવ્યા અને ઓચ્છવ કર્યો. સવાર થતા સુધી ભજન કર્યું. અને સૌ ભક્તો સંતોષ પામ્યા. ગિરિ૦

(૬) પછી મહેતાજી હરિના ગુણ ગાતા અને તાળ, શંખ તથા પખાજ વગાડતા ઘેર આવ્યા, આ જોઇ નાગર લોકો હસી હસીને તાળીઓ લે છે, અને કહે છે કે આ ( ઢેડને ઘેર જવું ને બેસવું ) તે શુ બ્રાહ્મણના ધાટ છે! ગિરિ૦

(૭) જ્ઞાન વગરના લોકોને શો ઉત્તર આપુ એમ સમજી મહેતાજી કંઇપણ બોલ્યા વગર ચાલ્યા લોક જાગ્યા ત્યારે સ્ત્રી પુરુષો પૂછે છે કે હે મહેતાજી તમે નાત ન જાણો, જાત ન જાણો, અને કંઇ સારા નરસાનો ભેદ ન જાણો એવા શુ, ત્યારે નરસિંહ મહેતો હાથ જોડીને કહે છે કે મને વૈષ્ણવની સહાય છે તો મારે બીજુ શુ જોઇએ. ગિરિ૦

---

ભ્રષ્ટ=નબળી સ્થિતિમાં આવેલા ( भ्रश् ધા. =નબળી સ્થિતિમા આવવુ )
દામોદર=ભગવાન. (दाम=દોરડુ+उदर=પેટ) જસોદાએ શ્રીકૃષ્ણને પેટે એક વખત દોરડુ બાધ્યુ હતુ તે ઉપરથી એ નામ પડયુછે.
બધાણું=બધાયું
રાતું=રાજી થતું
માતું=મગન થએલું; રાજી થએલું
સાથ=ટોળું; મંડળ
નેહ=સ્નેહ; પ્રેમભાવ
કર્મધરન=ધર્મ સંબંધીનુ કર્મકાંડ, હોમ હવન વગેરે પરમેશ્વરને ઓળખ્યા સિવા તેને રાજી કરવાનું કામ
ભાવે=ગમે
પદારથ=વસ્તુ (पदार्थ
નાવે=ન આવે
હરિજન=ઇશ્વરને ઓળખ્યા છે એવા

(૧) અમે એવા, એવા, વળી તમે કહો છો તેવાજ. ભક્તિ કરતાં તમો અમને નઠારા કહેશો. તોપણ પરમેશ્વરની સેવા કરીશુ. અમો૦

(૨) જેનું મન જેની સાથે બંધાયું હોય, તે પ્રમાણે તે ચાલે. મન પહેલું ઘર કામમાં રાજી હતું હવે હરિના પ્રેમમાં મહાલતું થયુ છે અને ઘેર ઘેર ગાતું ફરે છે. અમો૦

(૩) બધા મંડળમા હું એકલો નઠારો અને વળી નઠારાથી નઠારો એમ તમારૂ મન માને તેમ કહો પણ મને તો ( ઇશ્વર સાથે ) ઉંડી પ્રીતિ લાગી છે. અમો૦

(૪) ધર્મ કર્મની એટલે ધર્મ સંબધીમાં કર્મકંડની ( એટલે બહારના ક્રિયાઓ જેવી કે ભ્રષ્ટાભ્રષ્ટ. હોમ, હવન વગેરે ) જેટલી વાત છે તે મને ગમતી નથી. જે વડે સઘળી વસ્તુઓ પમાય છે એવા મારા પ્રભુ ની બરોબર કશુ આવે નહિ અમો૦

(૫) ભલે હું નબળા કર્મનો છુ પણ મને તો વૈષ્ણવ વહાલા છે. હરિજનથી જે જુદાઇ ગણશે તેના ફેરા ઠાલા અને નકામા છે અમો૦

---

શ્રદ્ધા=વિશ્વાસ; ભાવ
ગુરૂદેવ=મોટા દેવ
જગદીશ=(जगत्+ईश-ધણી) જગતનો ધણી પરમેશ્વર
ખરખરો=દીલગીરી; વહેમ
ફોક=ફોકટ; નકામો
ચિંતવ્યો=ધાર્યો
અર્થ=કામ, મતલબ
ડગરે=મચે
ઉદ્વેગ=શોક, મનની વ્યાકુળતા
અજ્ઞાનતા=અજ્ઞાનપણું
શકટ=ગાડુ
શ્વાન=કૂતરૂં
મંડાણ=પાયો; આરંભ
જોગી=યોગને જાણનારા ( योगिन् )
જોગેશ્વરા=(जोग+ईश्वर યોગમાં આગળ વલા, મોટા જોગી.
નીપજે=થાય
રંક=ગરીબ
દષ્ટે=નજરે ( दृश् धा=જોવુ )
ભવન=ઘર
દાખે=દેખાડે, કરી દેખાડે
લતા=વેલા

પત્ર=પાંદડાં
યથા=જેમ
શોચે=દીલગીરી કરે ( શુચ્ ધાતુ )
પહોંચે=મળે

ગરબડ=ગોટાળો
સુજે=માલમ પડે
જુગલ=બે
પ્રતિ=દરેક
જન્મ પ્રતિ જન્મ=દરેક જન્મો જન્મ

નરસિંહ મેહેતો=જુનાગઢનો વડનગરો નાગર

(૧) જગતના મોટા દેવ પરમેશ્વરને જે ગમે ( ઇશ્વર ઇચ્છાથી બને જે બને ) તેની દીલગીરી કરવી નકામી છે. આપણું ધાર્યું કામ કંઇ થાય નહિ, માત્ર ચિંતા કરીએ તેજ આપણા હાથમાં આવે. જગતના૦

(૨) ગાડું ચાલતું હોય તેની નીચે કુતરૂં ચાલતું હોય તેને કોઇ એમ માને કે આ ગાડાનો ભાર કુતરૂં તાણે છે, તેની માફક આ દુનીઆનો કર્તા હર્તા ઇશ્વર છે, ઇશ્વરની ઇચ્છાથીજ દરેક કામ થાય છે છતાં માણસ એમ સમજે કે હું કરૂં છું એ અજાનપણું છે. સૃષ્ટિ મંડાણ એ રીતે થએલું છે પણ તે કોઇક જોગી જોગેશ્વર હોય તેજ જાણે છે. જગતના૦

(૩) માણસથી જો બને તો કોઇ દુઃખી રહે નહિ. દુશ્મનોને મારી નાખીને પોતાના મિત્ર હોય તેનેજ રહેવા દે રાજા કે ગરીબ કોઇ નજરમાં આવે નહિ ( કોઇને હિસાબમાં ગણે નહિ ) બીજો અર્થ કોઇ જાને ગરીબ રહે નહિ. બધા રાજા થાય એટલે રાજા અને રંક જણાય નહિ, અને ઘેર ઘેર છત્ર ધરાવે. જગતના૦

(૪) રૂતુઓ જેમ ( વખત પ્રમાણે ) વેલા, પાંદડાં, ફળ, ફુલ, વગેરે આપે છે તે પ્રમાણે જેના નસીબમાં જેને જે લખ્યું હોય તે વખતે તેને તે મળે છે માટે મૂર્ખ માણસ હોય તે મનમાં નકામી દીલગીરી કરે.

(૫) પુસ્તકોદ્વારા ગોટાળો કરીને કોઇએ ખરી વાત કરી નથી ( ધર્મનાં ઘણા પુસ્તકો થયાં તેમા જેમને જેમ ફાવ્યું તે લખ્યું કોઇએ કોઇને વખ ડ્યા, કોઇએ કોઇને વખાણ્યા પણ ઇશ્વરપણાની ખરી વાત કોઇએ કરી નહિ ) તેથી જેને જે ગમે તેને તે પૂજે છે અને મનમા એમ સૂઝે છે કે એજ ખરૂ છે એમ મન, વાચા અા કર્મવડે પોતે માની લે છે. જગતના૦

(૬) સસારનાં સુખ નકામ માની લેજો કૃષ્ણ (ઇશ્વર)વિના બધુ કાચુ (નકામું) છે બે હાથ ભેગા કરી (જોડીને) નરસૈયો એમ કહે છે કે મને જનમો જનમ હરિ મળે એવું હુ માગુ છુ જગતના૦

**નરશિંહમેહેતો**—જુનાગઢના વડનગરા નાગર. તે પરમ ભક્ત હતા

## પાઠ ૧૫ મો. હરિજનનાં હ્રદય.

હરિજન=હરિના ભક્ત
પંખીડા=પંખી; પંખીનું રૂપ આપીને માણસને કહેલું છે.
પિયુ=ધણી
ઉતરવાનો=પારજવાનો
આરો=ઓવારો, માર્ગ
હરિપદ=(**હરિ**=પ્રભુ+**પદ**=પગ, પદવી ધામ ) પ્રભુનાં ચરણ, પ્રભુનું ધામ પ્રભુપદ=ઇશ્વરનુ

ભજન ૪૦
હ્રદેકમળમા=હ્રદય રૂપી કમળમા
અલખ=નિરાકાર પ્રભુ **અ**=નહિ+**લક્ષ**=ધ્યાન જેનુ સ્વરૂપ કળી શકાય તેવું નથી તે
લખ=મૂર્તિરૂપ સાકાર (**લક્ષ્** ધાતુ=ધ્યાન પહોંચવું ) નજરે જોઇ શકાય તેવા

લેહે=લત
નરનારી=સ્ત્રી અને પુરૂષ
પળ=ઘડીનો ૬૦ મો ભાગ, થોડો વખત, સહેજવાર
વહી ગયા=જતા રહ્યા ઉતરી રહ્યા
પારંપાર=આરપાર ઓળંગીને
સકળ=બધો
કસ ઇ=ખાટકી, જીવના

| | | |
|---|---|---|
| જાનવર મારી તેનું માસ વેચનાર | સંપત્તિ=દોલત | સાહેલી=બેનપણી, પણ આ જગ્યાએ સ્ત્રી |
| જાટ=રજપુતની એક જાત | બગાડી=આપી | લક્ષ=લાખ |
| હાડી=માગણની એક જાત | જનમાગે=અવતાર | દાનવ=રાક્ષસ |
| | ચિતહાં=મનમાં | દેવા=દેવ |
| | ચતુર=શાણા | |
| | ચિત્ત=મન | |

**મીરાં**—મારવાડના મેડતા ગામના જેમલ રાજાની કુંવરી, તેમને ઉદેપુરના કુંભારાણા સાથે પરણાવ્યાં હતાં. તેમને સંસાર ગમતો નહિ અને પ્રભુ ઉપર પ્રીતિ હતી.

**કરમા**—મારવાડની શુદ્ર જાતિની એક બાઇ હતી. તે નહાયા ધોયા વગર ખીચડી રાંધીને પ્રભુને ધરાવતી હતી, પણ તે પ્રેમથી ધરાવતી હતી માટે પ્રભુ આવીને આરોગી જતા

**શબરી (શવરી)**—એક ભીલડી હતી, રામજીએ તેને ઘેર આવી શબરીએ ચાખી જોઇને રામજીને માટે જે સારાં સારા બોર રાખ્યાં હતા તે ચાખેલાં એટલે એઠાં બોર ખાધાં હતાં.

**પુરી**—એ ઉમરેઠની રહેનાર એક બાઇ હતી અને તે ભક્ત હતી.

**ગોપીચંદ**—બંગાળા ઇલાકાના ગૌડ નામે એક પ્રતનો રાજા. તેને તેની મા મૈનાવતી તથા જાલંધર અને કાનિપ નામના યોગીઓથી બોધ મળ્યો હતો અને તે બાર વર્ષની ઉમરે રાજપાટ છોડી યોગી થઇ ગયો હતો.

**ભરત**—માળવાનો રાજા જે ભર્તૃહરિના નામથી ઓળખાય છે તે તેમને પોતાની રાણી પીંગળાના ખોટા ફેલ ઉપર ગુસ્સો આવવાથી તે સંસાર છોડી જોગી થઇ ગયા હતા.

પીપા—ગાગરોડ ગઢનો એક રાજા હતો. તે દેવી ભક્તહતો.

સૂરદાસ—શ્રી મહા પ્રભુના ચાર સખા ( પૂર્ણ ભક્તિ ભાવને પામેલા, ઇશ્વરના મિત્ર જેવા, અર્જુનની માફક ) મોનો મુખ્ય. તે જાતે આંધળો હતો. તેણે સવા લાખ પદ બનાવ્યાં છે. તે ઉતર હિંદુસ્થાનમાં થયા હતા.

કબીર—રામાનંદનો શિષ્ય હતો, તે બંગાળામા થયો હતો એણે હિંદુ, મુસલમાનને એક ધર્મમાં લાવવાનો ઉપદેશ કર્યો હતો.

કુબો—તે જાતે કુંભાર હતો. તેનું મૂળ નામ કેવળ હતું તે કુવામાં દટાયો હતો ત્યાં પણ તે ભક્તિજ કરતો હતો. તેને બહાર કાઢયો ત્યાર પછી તેને દટાવાથી ખુંધ નીકળી હતી ત્યારથી તે કેવળ કુબો કહેવાયો.

સદનો—તે જાતે કસાઇ હતો પણ ભક્ત હતો અને જાતે હિંસા કરતો નહિ, માત્ર માંસ વેચવાનુજ કામ કરતો. જે પથરાવતી તે માંસ તોળતો હતો તે પથરો શાળીગ્રામ હતા. સાધુએ પથરો બદલી ગયા પણ પછી પાછો મૂકી જવો પડયો હતો.

ધનોજી—તે જાતે જાટ હતો, તેનો ધંધો ખેતીનો હતો, તેને સાધુઓ ઉપર બહુ પ્રીતિ હતી. એક વખતે તે ખેતરમાં વાવવા માટે ધઉં લઇ જતો હતો તે ધઉં તેના ગરીબ માબાપે એ બહુ મુશ્કેલીએ મેળવ્યા હતા છતાં તેણે રસ્તામા બારોબાર સાધુને આપી દીધા હતા.

નાભો—તે ઉત્તર હિંદુસ્તાનમાંના ગલ નામના ગામડામાં ઉછર્યો હતો. તે જાતે ઢાઢી એટલે વેસ કાઢી માગનારની જાતનો હતો. તે મહાન ભક્ત હતો. તેણે ભક્તમાળનું પુસ્તક બનાવ્યું છે.

**ભીલ્લભકત**—વાલ્મિક ઋષિ પેહેલાં તે લૂટારાની જાતના હતા પણ નારદજીના બોધથી તેમણે તે કામ છોડી દઇ રામચંદ્ર જીનું મહાન તપ કર્યું અને રામાયણ બનાવ્યુ પછીથી તે ઋષિ કહેવાયા

**જનક**—અયોધ્યાની પૂર્વે ગંડકી નદીની પેલી પાર મિથિલા-નગરીમાં રાજા હતો, સીતાજીનો બાપ, તે વિદેહી કહેવાતા

**શુકદેવ**—વ્યાસ મુનિના પુત્ર તે જન્મથીજ યોગી હતા પોપટ રૂપે માહાદેવજીનો બોધ સાભળ્યો હતો અને મહાદેવજી તેમને ઝાલવા ગયા ત્યારે તે વ્યાસ મુનિની સ્ત્રીના પેટમા પેસી ગયા હતા અને જન્મીને તરત જંગલમા સાધુઓ પાસે નાસી ગયા હતા તે ગર્ભયોગી કહેવાય છે

**ધીરો**—વડોદરા તાબાના સાવલી ગામનો ભાટ હતો

( ૧ ) હે પખીડા ( હે જીવ ) તમે પિયુ, પિયુ, પિયુ પોકારો. ( હરિ, હરિ એવું બોલો ) કારણ કે હે ભાઇ આ ( ઉપર કહેલા બોલ ) સંસાર પાર ઉતરવાનો આરો છે (નદી ઉતરવાનો માર્ગ જેમ આરો છે તેમ સંસાર પાર ઉતરવાનો ઉપરના શબ્દો એ આરો છે ) માટે હૃદય કમળમા ( મનમા ) હરિના ચરણનુ ધ્યાન ધરો. હે પંખીડા તમે પિયુ, પિયુ, પિયુ પોકારો.

( ૨ ) જે નરનારીઓએ જાગીને જોયું છે ( ઉડો વિચાર કરીને જોયું છે કે સંસાર અસાર છે એમ સમજી ) તેમને નિરંજન નિરાકાર તથા મૂર્ત્તિરૂપ ઇશ્વરના ભજનની લેહે લાગી છે તેથીજ મીરાં, કરમા, શબરી અને પુરી એ થોડા વખતમા સસારની પાર ઉતાર્યાં છે. ( મોક્ષ પામ્યાં છે ) હે૦

( ૩ ) ગોપીચંદ અને ભરતને એવી લેહે લાગી હતી તેથી જ તેઓ આ સંસારની પાર ઉતરી ગયા. તેમજ એવી લેહેથી પીપો, સૂરદાસ અને હરિનો દાસ કબીર પણ સંસાર પાર ઉતર્યા છે, એ વાતને બધી દુનીઆ જાણે છે. હે૦

( ૪ ) અને તેવીજ લેહેથી કુબો કુંભાર, સદનો કસાઇ, ધનોજી જાટ અને નાભો ઢાડી તથા બિલ્લ ભક્ત જે વાલ્મિક તેમને પ્રભુએ સંતની સંપત્તિ ( દૈવી શક્તિ, સાધુ પુરૂષના જેવી વૃત્તિ, મોક્ષ ઇત્યાદિ ) બહુ સારી આપી. હે૦ ( ઇશ્વરને ત્યાં નાત જાતનો કંઇ નિયમ નથી. ગમે તે હલકી જાતનો હોય પણ ઇશ્વરનું ભજન કરે તો તેને મોક્ષ મળે છે )

( ૫ ) ઇશ્વરના ભજનથી જનક રાજા અને શુકદેવ જોગી મોક્ષ પામ્યા છે માટે તેમના જન્મારાને ધન્ય છે. હે ચતુર તમે મનમાં વિચારો કે તેમના મન ઇશ્વર ભજનમાં કેવાં તલ્લીન હશે ? હે૦

( ૬ ) જો કે બલ્ખ બોખારાનો બાદશાહ કે જેનું મન હરિ ભજનમાં હતું તેણે પોતાની સોળસેં સ્ત્રીઓને છોડી દીધી અને અઢાર લાખ ઘોડા વળી બીજી દોલત તથા દુનીઆ મૂકીને ચાલ્યો ગયો. હે૦

( ૭ ) હે ભાઇ ભક્તિ કરવામાં કંઇ નાત જાતનો નિયમ નથી. તેમાં વળી રાક્ષસએ કોણ અને દેવ પણ કોણ ( ભક્તિ કરે તો દેવને મોક્ષ મળે અને દાનવને ન મળે એવો નિયમ નથી) માટે ઇશ્વરનો દાસ ધીરો ભક્ત કહે છે કે માણસ પરમેશ્વરનું ધ્યાન ધરે તો તે હરિભગત ઇશ્વર રૂપજ છે.

**સમજ:**—આ કવિતામાં ધીરા ભકતનો કહેવાનો હેતુ એવો છે કે જે માણુસો હરિભક્તમાં લીન રહે છે તે મોક્ષ મેળવે છે અને તે બાબત દાખલા આપીને સમજાવેલી છે.

---

## ધર્મ વિષે.

ધરથકી=(ધરના અર્થ. માં) પહેલેથી, મૂળથી
ધારે=વિચાર કરે.
તપ=કષ્ટ વઠીને ભક્તિ કરવી તે.
શૌચ=પવિત્રતા
આચાર=ધર્મ શાસ્ત્ર પ્રમાણે વર્તવાની ટેવ; રીતભાત (चर् ધા.)
ચરણુ=પગ. (चर् ધા. =ચાલવુ. )
વે'મ=શંકા
મદ=અહંકાર
કુસંપ=(कु=નઠારી+संग=સોબત ) નઠારી સોબત.

અનૃત=અસત્ય; જૂઠું
ભંગ=નાશ.
બુદ્ધિપ્રકાશ=બુદ્ધિનો પ્રકાશ (ષષ્ટી તત્પુરૂષ સમાસ )
કર=હાથ
કરતાર=કિરતાર; પરમેશ્વર.
શશિ=ચંદ્ર
શર્વરી=રાત્રી.
દીપક=દીવો. (दीप्=પ્રકાશવુ )
ધામ=ઘર.
નરદેહ=માણુસનો દેહ; અવતાર.
નકામ=નકામો.

દીનનાં=ગરીબનાં
તન=શરીર.
કલ્યાણુ=ભલું.
પ્રમાણુ=સત્ય; ખરેખરૂં
કષ્ટ=દુ:ખ
તપ=ખરી ભક્તિ
દંભ=ઢોંગ, નકામું ડોળ
અનેક=ઘણુા(अन्+एक)
દૃઢ=મજબુત
શૌચક્રિયા=પવિત્રપણાની ક્રિયા.
નીર=પાણી.
વીર=બહાદુર.
જીવન=જીવત; અવતાર
ચારૂ=ઉત્તમ.
ચરિત્ર=વર્તણુક;રીતભાત

( ૧ ) તમે પહેલેથી ધર્મનો વિચાર કરો. તમામ કપટ છોડી દઈને પાપમા પડતાં જે વિચાર કરવો તેનું નામ ધર્મ છે. પહેલેથી૰

( ૨ ) સત્ય, દયા, તપ, અને પવિત્રતા એ ચાર ધર્મના પ-

મ છે. ( મતલબ કે એ ચારવાનાં વડે ધર્મ આવે છે ) જેના મ- નમાં એ ચાર વસ્તુઓ રહી છે તેની વર્નણુક ઉત્તમ પ્રકાર- ની છે. પહેલેથી૦

( ૩ ) વહેમ, અહંકાર, નઠારી સોબત અને અસત્ય એ ચાર અધર્મના પગ છે, તે જો શરીરમા પેસે ( માણસ પોતાની પાસે રાખે ) તો તે ધર્મનો ભંગ કરે. પહેલેથી૦

( ૪ ) શરીરમાં જો સત્ય રહે તો ખરો વિચાર સૂઝે, બુ દ્ધિનો પ્રકાશ ઘણો વધે અને પરમેશ્વર તેનો હાથ ઝાલે ( ઇશ્વર સહાય થાય ) પહેલેથી૦

( ૫ ) ચંદ્ર વિનાની જેવી રાત્રી છે, દીવા વિનાનું જેવુ ઘર છે, તેવીજ સત્ય વિનાની માણુસની દેહ નકામી છે. પહેલેથી૦

( ૬ ) જેને બીજા જીવો ઉપર દયા છે, જે ગરીબોના દુઃખ મટાડે છે, શરીર, ધન અને વાણી વડે જે સર્વને સુખ આપે છે. પહેલેથી૦

( ૭ ) પોતાના મનને વિષે સૌનુ ભલું કરવા ઇચ્છે છે, અને કોઇનો અવગુણ મનમાં લાવે નહિ તેજ ખરી દયા છે. પહેલેથી૦

( ૮ ) ધર્મ પાળતાં દુઃખ વેઠે તેનુ નામ તપ છે. બીજા (ધર્મની આસ્થા સિવાયના એટલે ધર્મ સમજ્યા સિવાય શરીરને કષ્ટ આપવું તે ) ઘણા ઢોંગ છે પણ તેનાથી કંઇ કામ થતું નથી. પહેલેથી૦

( ૯ ) જે માણુસ તપ કરીને શરીરને મજબૂત કરે, ઇંદ્રિયો અને પ્રાણને જીતે, (ઇંદ્રિયો તથા પ્રાણની દરકાર ન રાખે, એટલે ઇંદ્રિયો તથા પ્રાણ જે રસ્તે દોરવવા ધારે તે રસ્તે ન દોરવાય પણ પોતાની મરજી પ્રમાણે ઇંદ્રિયો અને પ્રાણને દોરવે ) અને પોતાના

મનને પણ વશ રાખે. તે માણસ ચતુર અને જ્ઞાની હોવો જોઇએ. પહેલેથી૦

( ૧૦ ) સુખ દુઃખ સરખાં માને, ( સુખ પડ્યું તો ભલે અને દુઃખ પડ્યુ તો ભલે ) હરખ અને શોકને પણ સરખો માને તથા ધીરજ અને ધર્મને કદી ચૂકે નહિ એવા પુરૂષ તો કોઇકજ હોય છે. પહેલેથી૦

( ૧૧ ) પવિત્રપણાની બધી ક્રિયા કરીને શરીર ચોકખું રાખે અને પછી જ્ઞાન રૂપી પાણીથી મનનો મેલ ધૂએ ( મનની શુદ્ધિ કરે એટલે જ્ઞાન મેળવે મતલબ કે શરીરની શુદ્ધિ સિવાય આત્માની શુદ્ધિ થતી નથી ) તેને બહાદુર જાણવો. પહેલેથી૦

( ૧૨ ) એવો ધર્મ મનમા રાખે ( તે પ્રમાણે વર્તે ) તે પ્રાણિ પવિત્ર છે, તેનો જનમારો આ દુનીઆમા સફળ છે અને તેનુ ચરિત્ર ઉત્તમ પ્રકારનુ છે પહેલેથી૦

---

## પાઠ ૧૯ મો. ઉદ્યમનું બળ અને કર્મનું અંધારૂં.

ઉદ્યમ=મનની અથવા
ત 'ત

કુડ કપટ=ઠગો ફટકો; ખરૂં ખોટું.
નગન=નાગા. ( નગ્ન)
અંગ=શરીર.
-હીમતવાળા
જન્મે
સુ

ઘી પાવા માટે ગોળનું કે પતાસાનુ પાણીઅને લગાર ઘી નાખીને ઉનુ કરેલું તે.
ઘેનુ=ગાય.
બુધ=બુદ્ધિ; અકલ.
પંચામૃત=દહીં, દૂધ, સાકર, ઘી અને મધ ભેગાં કરેલાં તે. ( पंच+अमृत )

ઇશ=પરમેશ્વર.
સૃષ્ટિ=દુનીઆ (सृज् धा.)
મંદિર=ઘર
કાષ્ટ=લાકડું.
કર્મી=નશીબ ઉપર બેસી રહેનારા
કલ્પતરૂ=જે જોઇએ તે આપે એવુ ઝાડ.
રસકસ=રસ અને કસ વાળા વસ્તુઓ.
કણ=અનાજ.
સુમાન=અગાઅર
કર્મવંત=કર્મવાળા.
દીપક=દીવા.
જોત=સગ.
ઠામઠામ=ઠેકાણે ઠેકાણે

ઝાઝાં=ઘણાં.
અધરકે=દૂધમા છાશ મેળવે તે.
ઘૃત=ઘી
સાર=સારૂ
નીર=પાણી.
શ્યામશરીર=કાળા શરીર વાળા, શ્રી કૃષ્ણ ભગવાન.
કૂપ=કૂવો.
સુવર્ણ=સોનું.
ગર્થે=પૈસે.
આભૂષણ=ઘરેણાં.
અંગ=શરીર.
રંગ=શોભા
સપ્ત=સાત.
અનેક=ઘણી(अन्+एक)

સંતોષ=આનંદ(सम्+तुष
વૈકુઠરાય=પરમેશ્વર.
ભારે=વધારે.
મેઘ=વરસાદ.
વૃષ્ટ કરે=વૃષ્ટિકરે, વરસાદ પડે.
મહાઋષિ=મોટા ઋષિ.
તપેસરી=તપ કરનાર.
ધુમ્રપાન=ધુણી તાપવી તે, કેટલાક સાધુઓ ઉનાળાનેદિવસે આજુ બાજુ તાપ કરી બેસે છે તે. (धुम्र+पान) ધુણાંનુ પીવુ તે
માહા=વચારે

(૧) ઉદ્યમ રાજા છે અને કર્મ ગરીબડી વસ્તુ છે તેનું પ્રકરણ હું તમારા આગળ કહુ છુ, તે બધુ તમે મનમાતું અભિમાન છોડી દઇને ખુલ્લા મનથી ( મનમા કંઇ વેહેમ લાવ્યા વગર) જુઓ

( ૨ ) જે .ઉદ્યમ કર્મના બીજ રૂપ હોય ( જે ઉદ્યમ કરવાથી સારૂં ફળ મળતું હોય, મતલબ કે ઉપર ઉપરનો નહિ પણ ખરેખરોજ ઉદ્યમ હોય ) તે બધાં છળ કપટ તરત સમજી જાય છે. ( તેવો ઉદ્યમ કરનારને પહેલેથી બધું તપાસવું પડે છે. એટલે

શેમાં નફો છે, ને શેમાં નુકસાન છે. કંઇ વસ્તુ ખરી છે, અને કંઇ ખોટી છે. તે બધું સમજે છે. ) ઇશ્વરે પ્રથમ નગ્ન શરીર બનાવ્યાં છે. તે કોઇ ધીરવાન પુરૂષ ઢાકે તોજ ઢંકાય છે. ( મતલબ કે ઉદ્યમ કર્યા સિવાય ઢાંકી શકાતાં નથી ઢાંકવામા પણ ઉદ્યમ રહેલોછે.)

( ૩ ) પછી તેની મા ઉદ્યમ કરે છે અને મોટો થવા માટે ગળથુથી પાય છે. (તેને ઉછેરવાનો ઉદ્યમ કરે છે, અને ગળથુથી વગેરે પાય છે; તોજ તે ઉછરી શકે છે. ) જેના વંશમાં જે અ- વતરે તે માણસ તેના ( તે વંશ જેવો ઉદ્યમ કરતો હોય તેવો ) જેવો ઉદ્યમ કરે છે. ( ખેડુત ખેતી, વાણીઓ વંપારે વગેરે. )

( ૪ ) હવે હુ ઉદ્યમની રીત કહુ છું તે તમે જુઓ:— ઘરમાં ઘણી ગાયો બાંધી હોય તો શુ ! બિચારૂં કર્મ કંઇ બુદ્ધિ વાપરવાનું હતુ ? (તે કંઇ દોહવા જશે?) ઉદ્યમી તો તેનુ દૂધ દૂહે અને તેનું પચામૃત થાય. જો ઉદ્યમ ન હોય તો કર્મ શું ખાય?

( ૫ ) જ્યારે ઇશ્વરે સૃષ્ટિ કરી ત્યારે ઘરબાર મેડીઓ વગેરે કંઇ નહોતુ. માટી ચુનો અને લાકડા ઘણા હતા તેનાં ઉદ્યમે ઘર કર્યાં. ( ઉદ્યમ કર્યો તોજ ઘર થયાં. )

( ૬ ) કપાસ વાવે કે રૂ લાવે, તેને સારી તજવીજથી વ- ણીને વસ્ત્ર કરે. જો ઉદ્યમી એવો ઉદ્યમ કરે નહિ તો કર્મને માનનાર ( નસીબ ઉપર આધાર રાખી બેસી રહેનારા ) બધા નાગા ફરે.

(૭) ઉદ્યમ તો કલ્પવૃક્ષ ( ધાર્યું ફળ આપે તેવો) જેવો છે, કારણ કે દુઃખ વેઠીને પણ જમીન ખેડીને અનાજ વાવે તો રસ્ર કસ (રસવાળા અને ચીકાશવાળા પદાર્થો, શેરડી અને તેલીબીઆ વગેરે) અને અનાજ પાકે છે. ત્યારે કર્મવાળો સુખથી જીવી શકે છે.

( ૮ ) તલ પકવે પછી ઘાણીથી તે તલ પીલાયા પછી

બત્તી (વાટ) કરે તો દીવો થાય (ઉદ્યમ કરી તલ પકવે પછી ઉદ્યમથી તેને ધાણીમાં પીલી તેનું તેલ કાઢે પણ તેનાથી દીવો થાય નહિ પરંતુ રૂની દીવેટ કરીને સળગાવે તોજ દીવો થાય છે) એમ ઠેકાણે ઠેકાણે ઉદ્યમનુંજ જોર છે, એકલા કર્મથી તો ઘોર અંધાઇજ છે (કશું નીપજતું નથી.)

(૯) ઘરમાં ઘણી જાતનાં અનાજ ભરેલાં હોય પણ રાંધ્યા વિના શી રીતે રંધાય? દૂધને મેળવીને જ્યારે અધરકે ત્યારે તેને વલોવતાં સારૂં ઘી નીકળે છે.

(૧૦) પાતાળમાં જે પાણી છે તે ઇશ્વર જાણે છે (પાતાળમા ક્યાં આગળ પાણી છે તેની ઇશ્વર સિવાય બીજા કોઇને ખબરનથી. કર્મવાળો તે જાણતો નથી તેમજ ઉદ્યમવાળો પણ જાણતો નથીપણ ઉદ્યમવાળો ઠેકાણે ઠેકાણે ખોદાં કરે તો તે પાણી પામે. કર્મવાળો નસીબ ઉપર આધાર રાખી બેસી રહે તો તેને કાંઇ મળે નહિ.) જો ઉદ્યમવાળા થઇને કુવો ખોદીએ તો કર્મવાળો પાણી પીએ.

(૧૧) પૈસા ખરચી સોનું લાવીએ તેને ઘરમા ભરી મેલાય નહિ, તેના ઘરેણા કરે અને શરીરે પહેરે (ઉદ્યમ કરે) ત્યારે કર્મ-પર શોભા આવે છે (તે માણસનું કર્મ દીપે છે. મતલબ કે નસી-બવાન કહેવાય છે.)

(૧૨) ઘરમાં જો કોઇ ચાકર હોય તો લૂગડાં લાવીને કોઇની પાસે મૂકે પણ તે પોતાની જાતે ઉઠીને ઉંચો નીચો થાય નહિ તો શી રીતે પહેરાય?

(૧૩) સોના સિવાય બીજી સાત ધાતુઓ ઘણી છે અને તેની ઘણી વસ્તુઓ બને છે. ઉદ્યમી માણસ તેનાં કામ (ઘાટ ઘ-ડવો તે) કરે છે અને તેના ઘાટ (જુદી જુદી જાતની વસ્તુઓ વાસણ વગેરે) ઘડીને તેના નામ પાડે છે.

( ૧૪ ) હોમ હવન પણ ઉદ્યમથીજ થાય છે અને તેથી પરમેશ્વર સંતોષ પામે છે ( સંતોષ પામી વરસાદને મોકલે છે ત્યારે ) વરસાદ ઘણી વૃષ્ટિ કરે છે તેથી બધી દુનીઆ જીવે છે.

( ૧૫ ) મોટા મોટા ઋષિઓ અને તપેસરીઓ ઇશ્વરની પૂજા પોતાને હાથે કરે છે ( જાતે મહેનત કરે છે ) તથા ધુમ્રપાન ( ધુમણીઓ તાપવી તે ) અને મોટા મોટા ધર્મ કરે છે ત્યારે નસીબ જોરાવર થાય છે. ઉદ્યમ કરીને પુન્ય કર્યા વિના કોઇ કશું પામે નહિ. ( પુન્ય કરવામા પણ ઉદ્યોગ રહેલો છે. ) માણસ જે જે કામ કરે છે તે ઉદ્યમથીજ થાય છે

**શામળભટ**—અમદાવાદની પાસેના ગોમતીપુરના શ્રીગોડ માળવી બ્રાહ્મણ હતા.

---

## પાઠ ૨૪ ચોમાસાની ઋતુમાં વનમાં બનતા બનાવનું વર્ણન.

નકીબ=નેકીદાર,
સિપાઇ,=ચોપદાર
સંધુ=સઘળું
હિલ=હાલે
ગંભીર=ગભીર
વર્ણુ=વર્ણન કરૂ
દ્રક્ષાદીએ=( **વૃક્ષ+आदि** ઝાડ વગેરે એ
હરખદિથી=હરખથી ( મૂળ પ્રતમાં હરખથી શબ્દજ છે )
સ્વસ્ત=કલ્યાણકારક
પુકાર્યા=પોકાર્યા તાણીને બોલ્યા
રથે=અંધારાએલુ, ભયંકર
ગરજનથકી=ગર્જનાવડે, ગાજવાથી
રાન=જંગલ.
તહુકે=ગુસ્સામાં મોટા સાદ કાઢે
ત્રાસે=બીએ
પ્રવાસી=મુસાફર
લવ=લગાર
ઉત્પાત=તોફાન, ધાંધલ
ધેના=ગાડાઇના.
ચિંતન=સ્મરણ, ધ્યાન.
સચ્ચિદાનંદદ=( **सत्**= હોવુતે, નિત્ય,+**चित्** =ચૈતન્ય, જ્ઞાન+**आनंद्**=આનંદ) નિત્ય જ્ઞા-

ન અને સુખવાળા, પ્રભુ
અજ્ઞો=અજાણ્યા, અજ્ઞાની
સુજ્ઞ=જાણીતા, જ્ઞાની
રંગ=મજા.
તડાકા=સુમવાટા
કગાળ=બિહામણું, ભયંકર, વિકરાળ,
ઓથો=બચવાનું ઠેકાણું (આ જગાએ વરસાદથી બચવાનુ ઠેકાણું)
સરવર=સરોવર.
મરાળ=રાતાપગઅને શ તીચાચવાળો હંસપક્ષી,
દાદૂરો=દેડકા.
પય=પાણી.
આકળા=અકળાયલા.
ચાતકો=બપૈયા, વરસાદના પાણીનું તરસ્યુ પક્ષી.
કુંજ=ગલીઓ.
અનુકુળ=જેવા જોઇએ તેવી, માફક આવે તેવી
રમ્ય=સારા
ભીંજવી=પલાળી
અન્ય=બીજા
નચંતો=ચીંતા વગરનો
જંગાલી=જગાલ (તાબાનો કાટ)ના રંગના એટલે સેહેજ ભૂરા અને ઘણા લીલા
ધુમર=જમીનથી થોડે ઉચે ઝીણી ફરફર જેવુ ધોળુ માલમ પડે છેતે
અભ્ર=વાદળા
ધુમ્ર=ધુમાડો
સિંધુ=દરીઓ
તરૂ=ઝાડ
નભ=આકાશ

(૧) સિપાઇરૂપી કાગડાઓ કહે છે કે (મેઘરાજા પધારવાની) તૈયારી છે માટે ચુપ ચુપ (ચુપ રહો) પવન હાલતો નથી અને બધુ સારૂ શાંત ગંભીર (આ સ્થળે સ્થિર) જણાય છે, એની શોભા હું શી કહી શકુ એટલામા તો મેઘરાજા પધાર્યા (વરસાદ આવવાની શરૂઆત થઇ એટલે ઝીણા ઝીણા ફોરા પડવા માંડ્યા) અને ઝાડ વગેરે એ હરખથી નમીને કલ્યાણુ કલ્યાણુ એવા શબ્દો ઉચાર્યા (કહ્યા)

**ટીપ**—કોઇ સભામાં કાઇ રાજા કે મોટા અધિકારી આવવાના હોય છે ને તેમની આવવાની તૈયારી થઇ રહી હોય છે તો નેકીદાર (સીપાઇઓ) સહુને મુગા રહો મુગા રહો એમ કહે છે ને પછી કોઇ બોલતુ કે ચાલતુ નથી. આમ કરી કે સભાનાછેલ રજારેપાનો

બેસનારાઓ હરખથી નમન કરીને કલ્યાણ કલ્યાણ એવા શબ્દો ઉચારે છે. આ કવિતામાં ચોમાસાની ઋતુમાં વનનું વર્ણન વર્ણવેલું છે, તેથી કવિની ગોઠવણી નીચે મુજબ છે.

વન એ કચેરી, ઝાડ, પશુ, પક્ષી વગેરે સભામાં બેસનાર, મેઘ એ રાજા, કાગડા વગેરે પક્ષીઓ તે સિપાઇ (ઘણી વખત એવુ જોવામાં આવે છે કે વરસાદ આવવા પહેલાં પવન બંધ થઈ જાય છે, ઝાડ હાલતા નથી, પક્ષી બોલતાં નથી ને સુનકાર જેવું થઇ રહે છે, પણ વચમાં વચમાં કાગડાઓ બોલતા હોય છે એ બોલ્યા વગર રહેતા નથી માટે એ નકીબ (રાજા પધારે ત્યારે બંધુ શાંત હોય પણ નેકીદાર નેકી પોકારે છે મતલબ કે તેને બોલવાની છુટ હોય છે અને શાંત રાખવા ખાતર સિપાઇઓને પણ બોલવાની છુટ હોય છે તેમ કાગડાઓ કરે છે માટે તે નકીબ) પછી ઝપટું આવ્યું કે પવન છુટ છે, ઝાડો ડોલવા માંડે છે અને ઝાડની પાસ પવન આવતાં સુસવાટ સંભળાય છે તે જાણે અવાજ કરતા હોય તેમ જણાય છે, સિંહ વગેરે પ્રાણીઓ ગર્જના કરે છે મતલબ કે ઝાડ ડોલે છે તે જાણે નમન કરે છે અને ઝાડ તથા પ્રાણી શબ્દ કરે છે તે જાણે સ્વસ્તિ સ્વસ્તિ બોલતા હોયની તેમ લાગે છે )

(૨) ઘણા જોરથી કેવો ઠંડો પવન આવે છે અને જો ઘણી ઝડપથી આ કાળી વાદળીઓ પેલી આવી, આહા! ઘણું અંધારાએલુ આકાશ કેવું પડુ પડું કરી રહ્યું છે? ઓહો! (વરસાદ) મોટી ધારે આવ્યો અને ખૂબ તૂટી પડયો.

( ૩ ) ચારે બાજુએ વિજળી ઉપરા ઉપરી ચમકારા કરે છે અને વળી ગર્જનાથી આખુ જંગલ ગાજી રહે છે વાઘ અને સિંહો ક્રોધથી મોટો સાદ કાઢે છે, (વરસાદની ગર્જના સાંભળીને તેઓ

એમ ધારે છે કે વનમાં અમારા કરતાં વધારે ગર્જના કરનારો વળી આ બીજો કોણ આવ્યો એમ સમજી વધારે વધારે તડુકેછે) મોટાં ઝાડ ( પવનથી ) પડી જાય છે, જે મુસાફર પહેલ વહેલો નીકળ્યો હોય ( જેણે જંગલમાં આવા બનાવ જોયા ન હોય ) તે આ જોતાં બ્હી મરે છે.

(૪) મારા જેવા બીજા અને જોગીઓ કે જેમને દુઃખ પડેલ છે તેઓ આવાં મેઘરાજ જેવાં તોફાન જોઇને લગારે બ્હીએ નહિ પણ જોગીઓ તો હર્ષથી પ્રભુનુ સ્મરણ કરે છે જ્ઞાની માણસો ( આનદથી ) તે ખેલ જુએ છે અને અજ્ઞાની ( અતિ દુઃખથી કંટાળીને ) મરણ ઇચ્છે છે

આ કડીમાં કવિએ પોતાના સંબંધની કેટલીક હકીકત જણાવી છે તે એકે મારા જેવા બીજા દુઃખી લખ્યા છે તેનુ કારણ કે તેમને કોઈ કોઇ વખતે પૈસા સબંધી ઘણી ગભરામણ થતી. તેથી તે કહે છે કે એવા તોફાનમાં જોગી અને મારા જેવા જ્ઞાનીને શૂર ચઢે છે અને તેઓ પ્રભુનુ સ્મરણ કરે છે પણ જેઓ જ્ઞાની નથી તેઓ તો અતિ દુઃખથી કટાળીને મરણ ઇચ્છે છે. પણ સુજ્ઞ સમજુ માણસો તો દુનીઆના ઢંગ જોઇને પછી કુદરતના રંગ જુએ છે ને પછી ઇશ્વર સ્તુતિ કરે છે.

( ૫ ) ( વરસાદની ગર્જનાના ) આ ભડાકા અને કડાકા ગડગડીને ચાલ્યા જાય છે, વીજળીઓ ઝબકે છે, ખૂબ પાણી પડે છે, વાયુના સુસવાટા થાય છે, તડતડ કરીને વાસ ફૂટે છે ( ચોમાસામાં જમીનમાંથી વાસના ફણગા ફૂટે છે તે વખતે તગાક તડાક એવા અવાજ થાય છે, તેનો એકદમ ફણગો નીકળે છે માટે વાસના ઝાડ તળે કોઇ સુઇ રેહેતું નથી. સુઇ રહે તો જમીનમાથી નીકળતો ફણગો

એકદમ શરીરમા ધોચાય છે) તેથી જગલ બિહામણું થઇ રહે છે અને તળાવ કાઠે (વરસાદના ઝપાટાથી ) બચવાનુ ઠેકાણું નહિ હોવાથી હસ બૂમો પાડે છે ( એમ કહેવામાં આવે છે કે મને ઓથો કરો એટલે આડું કઇક ધરો એવા અર્થમાં ઓથો શબ્દ કવિએ વ૫રેલો છે. ઓથો એટલે બચવાની મદદ. )

( ૬ ) પહાડ ઉપર મોર તાણીને ટહુકા કરીને થનથન નાચે છે આંબાની ડાળ ઉપર કોયલ ખુબ ટહુકા કરે છે. તળાવમા દેડકા બોલે છે ને કૂદે છે અને ( પાણી વિના ) અકળાયલા ચાતક પક્ષીઓ પાણી પીએ છે તોપણ પાણી પાણી કરે છે

ટીપ—ચાતક પક્ષીને માટે એમ કહેવાય છે કે તે વરસાદના પાણી સિવાય બીજુ કાઇ પીતો નથી. ચોમાસાના સ્વાતિ નક્ષત્રના પાણી સિવાય એની તરસ છીપતી નથી તેથી તે હમેશનો તરસ્યો કહેવાય છે કેટલાક કહે છે કે એને ગળે કાણું છે તેથી પીવાતુ નથી. માત્ર ઉપરથી વરસાદનું પાણી પડે તેજ તેના પેટમા જાય છે તે વરસાદના પાણીને ઝખે છે તે જેમ વિરહીણી પોતાના ધણીને પિયુ પિયુ કરીને ઝખતી હોય તેમ તે પિયુપિયુ ( પયપય ) કરે છે. આકળા રહેવાનું કારણ કે પ્રથમ પાણી નમળેલુ તેથી આકળા અને મળ્યા પછી પણ ફરીથી ચોમાસા સિવાય મળવાનુ નથી એ વિચારથી જેટલુ પીવાય તેટલુ પી લેવામા ધરાયલા, તોપણ આકળા તેથી મારી પેઠે વરસાદ પડયા પછી પણ તેનાથી પય પય ( પિયુ પિયુ ) બોલી જવાય છે

( ૭ ) વનની બધી ગલીઓ (ઉપર છાયા જેવું અને નીચે રસ્તા પડેલા તે ) માં પાણી પાણી થઇ રહે છે, પડાડી (પત્થરવાળી) જમીન બરાબર ધોવાઇને ચકચક થઇ રહે છે. પછી ત્યાં ઠંડી અને

સારી માફક આવે તેવી હવા થઇ રહે છે ( કાદવ, કચરો, કોહો વાણુ વગેરે ધોવાઇ જવાથી ) અને સારાં હવા પાણીથી રોગી માણસોના રોગ ( મટી ) જાય છે.

( ૮ ) બીજા માણસો કરતાં જેમને ગરમીને ઠંડી ઓછી લાગે છે એવા ખેડુ લોકો શરીર પલળેલુ છતાં ખેતરમાં કામ કરેછે. આહા ! બહુ નવ નવા રંગના જીવ જંતુઓ જોતાં મારો જીવ ( આવી ) સમજણથી ડાહ્યો અને ચિંતા વગરનો થાય છે, ( બીજાનુ દુઃખ જોવાથી અને ઇશ્વર સંબંધી જ્ઞાન થવાથી પોતાનુ દુઃખ ઓછુ થાય છે )

( ૯ ) છેક જંગાલી રંગના લીલા ( સેહેજ ભૂરા અને ઘણા લીલા ) પહાડો બહુ સુંદર લાગે છે, ધુમસથી કોઇ ભૂરા અને કોઇ ઓછા લીલા રંગના ( જણાય છે ) પર્વત ઉપર ચડીને ઉંચે જોઉં તો વાદળા ઘણા તરેહ તરેહના આકારના ( તરતા દેખાય છે એટલે કોઇ ઝાડ જેવાં, કોઇ પશુ જેવાં, કોઇ પક્ષી જેવા વગેરે ) છે અને નીચે જોઉ તો જુદી જુદી જાતના ઝાડનાં ઝુંડ ખૂબ ખીલ્યા

( ૧૦ ) બહુ પવનથી ઉંચેથી આડો જતો મેઘ જોઇએ તો ધુળ ઉડી રહેલી હોય અથવા ધુમાડાનો ગોટો હોય એવું જણાય છે દરીઓ, પર્વત, ઝાડ આકાશ એ બધાં એકજ રંગના થઇ રહ્યા છે માટી રાતી અને ભીની ઓની તથા ઘાસ લીલા અને ભીના થઇ રહ્યા છે.

---

## પાઠ ૨૮ મો નળનો વિલાપ અને કરકોટક નાગ.

| | | |
|---|---|---|
| નળ=નૈષધ દેશ ( હાલનો બહાર પ્રાંત ) નો રાજા તે દ્વાપર | યુગના અંતમાં થયો હતો, અને સત્યવાદી હતો | વિલાપ=રાગ કાઢીને રડતાં રડતા પોતાનું દુઃખ કહેવું તે |

જળ=પાણી
નયણે=આંખે
વિવિધ=જુદી જુદી જાતના
વ્યાકુળ=ગભરાએલું (वि+વિશેષ+आकुल=ગભરાએલું)
અંગ=શરીર
અવની=પૃથ્વી
આપ=પોતે
વૈદર્ભિ=વિદર્ભ (હાલ નો વગડ ) દેશના રાજાની કુંવરી
વામા=સ્ત્રી. ( वाम ઉપરથી )
રંક=ગરીબ
રામા=સ્ત્રી
રગી=અર્ધ, આવીરહી
અવધ્ય=હદ
કોકીલા સ્વરી=કોયલ ના જેવા રાગ વાળી
ઉપન્યો=ઉપજ્યો, થયો પદ્=પેદા થવુ )
વીખવાદ=ટંટો, લડ વાડની બોલાબોલી ( वद् ધા. )
ગમયતી=ગમતી
સાદ=અવાજ, ઘાટો
વિશ્વમોહીની=દુનીઆ ને મોહ ઉપજાવનારી
સૃષ્ટિદોહીની=સૃષ્ટિનું તત્વ, સૃષ્ટિનો સાર
સુંદરી=સ્ત્રી
સુજાણ=સારી રીતે જાણનાર, ચતુર (सु+ज्ञाण )
વિરહિણી=વિયોગથી અકળાતી
વલ્લભ=વ્હાલી
દર્શ=દર્શન (दृश् ધા.)
દુર્લભ=મળવાં કઠણ તે ( दुर्+लभ् )
પિયુ=ધણી
પ્રાણ=જીવ
રૂદન કરતો=રડતો
વાટ=રાહ
ચર્ણ=પગલાં
નિરવાટ=વાટ વગરનું, રસ્તા વગરનું
ભૂપાળ=રાજા ( भू+पाळ )
રૂદયાફાટ=હૈયું ફાટી જાય તેમ, ઘણુંજ
મોહધારણ=મતિ બગડવી તે
કર્મકારણ=નસીબજોગ
ભુજ=હાથ
લેલાટે=કપાળે
રાય=રાજા
વિલપે=વિલાપ કરે; રડે
કલપે=જીવ બાળે; કકળાટ કરે
સ્નેહ=પ્રીતિ
કબુધ=નઠારી બુદ્ધિ ( कु+बुध )
છેહ=અંત
દારૂણ=ભય કર.
કરાડ=ટેકરા.
સ્વર=અવાજ
સ્યામા=સ્ત્રી.
સદ્ય=તરત
દોહેલે=મુશ્કેલીએ;

ગજગામી=હાથીનાજેવી ચાલે ચાલનારી (गज+गामी गम् ધાતુ )
નિરમુખ=નિરાશ.
સ્વયવર=પોતાને મેળે વર શોધી કાઢી વર વાની રીત. (स्वयम्+वर )
નેત્ર=આંખ
આઢા=મોટા
લોહ=લોહી નાખ
પ્રેમજળ=પ્રેમ સાભરવાથી આવેલાં આંસુ
રાયનળ=નળ રાજા
સ્વરે=અવાજે.
ધાયો=દોડયો
દવાડા=દવ.
વ્યાળ=સાપ
દયાસિંધુ=દયાનાસાગર (दया+सिंधु=દરીઓ.)
દીન બંધુ=ગરીબના ભાઇ, બેલી
વન્હી=અગ્નિ.
વરદાન=વચન. ( वर=શ્રેષ્ઠ+दान )
નમસ્કાર=નમન થાય એવી કૃતિ
પ્રાણદાન=પ્રાણનુ દાન: મરતાનો બચાવ
વિપ=ઝેર.
જોજન=ચાર ગાઉ.
દેહ=શરીર
શાતા=શાંતિ.
પ્રાણ=જીવ.
પુણ્યશ્લોક=નળરાજા ( पुण्य+श्लोक) જેનુ નામ દીધાથી પુણ્ય થાય છે તે.
વૈદર્ભીકાંત=વૈદર્ભીનો ધણી.
દાધો=દાઝયો; બળ્યો.
સબળ=બળવાન
વૃત્તાંત=હકીકત; (वृत्त+अंत )
પરિતાપ=દુ:ખ
સર્પ=સાપ
શાપ=દેવતાઓ અથવા પવિત્ર પુરૂષ કોઇને ગુન્હા બદલ તેનુ બુરૂં થાયએવું વચન કહે તે
વલણ=ઉથલો. ઉપલી લીટીના છેલ્લા શબ્દો જે લીટીના પહેલા શબ્દો તરીકે આવે તે. એટલે એ શબ્દો વળે માટે વલણ અથવા ઉલટાય માટે ઉથલો

**કરકોટક નાગની હકીકત:**—એક વખતે સપ્ત રૂષિનું વિમાન સ્વર્ગ ભણી જતું હતુ તેના ઉપર કરકોટક નાગે ઝેરની ફૂંક મારી તેથી રૂષિઓએ તેને એવો શાપ દીધો કે તું પૃથ્વી ઉપર દવ બળતો હોય તેમાં બળજે. તેમા તું બહુ વખત બળી દુ:ખ ભોગવીશ

તોપણ તારો જીવ નહિ જાય. પછી નાગે બહુ વિનતિ કરી ત્યારે રૂપિએ કહ્યું કે નળરાજા તને મળશે. અને તે તને અગ્નિમાંથી બહાર કાઢશે ત્યારે તારા જીવને શાંતિ થશે.

( ૧ ) નળ આંખોમાં પાણી ભરે છે ( રડવાથી આંખોમાં પાણી આવે છે તે ) ને ઘણા ઘણા વિલાપ કરે છે. પોતાનું શરીર વ્યાકુળ થઇ ગયું છે. તેથી તે ભોયે પછાડે છે. ( વ્યાકુળતાથી પડી જાય છે તેથી તેનું શરીર ભોંયે પછડાય છે. )

( ૨ ) કહે છે કે ગરીબડી વૈદર્ભી સ્ત્રી વનમાં એકલી છે તે બીશે અને છળી મરશે; માટે હવે એના જીવ્યાની અવધ આવી.

( ૩ ) કોયલના જેવા સ્વરવાળી એ સ્ત્રી હવે મને ફરી નહિ મળે અમારે કયા ટટો થયો ? મનને પસંદ પડેલી દમયન્તી બોલ, એવો સાદ નળે કરવા માડયો

( ૪ ) દુનીઆને મોહ પમાડનારી, આખી દુનિઆના રૂપ, સુદર અગવાળી, ચતુર, મૃગીથી વિખુટી પડેલી. જેનુ દર્શન દુર્લભ થઇ પડેલુ છે એવી, તારા ધણીના પ્રાણરૂપ ( તારા ધણીનુ જીવન ) હે સ્ત્રી ! તુ બોલ.

( ૫ ) એવુ રૂદન કરતો અને વનમાં ફરતો દમયન્તી આવ્યાનો માર્ગ તપાસતો હતો.

( ૬ ) તેવામાં કળી ( નળનું સત્ય ચુકાવા ફરતો હતો તે ) એ પૃથ્વી પરનાં પગલાં ભૂસી નાખ્યાં અને વન રસ્તા વગરનુ કરી દીધુ.

( ૭ ) તેથી રાજા વડની ડાળે વળગ્યો; ( વેગળેથી આવતી હોય તો દેખાય માટે ) અને હૈયુ ફાટી જાય તેમ રોવા લાગ્યો અને કપાળે હાથ દઇને કહે છે કે નસીબ યોગે મતિ ફરવાનું આ કારણ છે ( દમયંતીને ઉંઘતી મૂકીને ચાલતો થએલો તે વાત )

(૮) નળરાજા ઘણો વિલાપ કરે છે અને કલ્પાંત કરે છે તથા દમયંતીના તરફનું સુખ અને સ્નેહ સંભારે છે અને કહે છે કે મન ગમતી નઠારી બુદ્ધિ આવી તેથી અન્યાયને લીધે તેનો (સુખ સ્નેહનો) અંત આવ્યો.

(૯) વન ઘણું બિહામણું છે, અને તેમાં અજગર, વાઘ, વરૂ, સાપ તથા ખાડા ટેકરા છે. તે જોઇને તથા સિંહની ગર્જના થાય છે તે સાંભળીને તે સ્ત્રી તરત બી મરશે.

(૧૦) હાથીના જેવી ચાલવાળી દમયંતી મને મહા મુસ્કેલીએ મળી હતી અને દેવ નિરાશ થઇને પાછા ગયા હતા. સ્વયંવરમાં આવેલા બધા આ વિયોગની વાત સાંભળીને રાજી થશે (દમયન્તી નહિ મળવાથી પાછા ગએલા માટે વિયોગની વાત જાણી રાજી થશે.)

(૧૧) રાજા રૂએ છે તેની આંખો કોણ લૂછે, એટલામાં હે નળરાય પ્રેમનાં આંસુ લોહી નાખ અને મને મૂકાવ અને બળતાને બહાર કાઢ, એવો મોટો શબ્દ સાંભળ્યો.

(૧૨) રોઇ રોઇને સાદ બેસી ગયો હોય એવી વાણી સાંભળીને વીરસેન સુત રાણી જાણી અને હરખે ભરાયો તથા જે તરફથી શબ્દ આવતો હતો તે તરફ દોડયો.

(૧૩) ત્યાં દવ બળે છે તેમાં મોટો નાગ તરફડે છે અને બરાડા પાડે છે અને કહે છે કે હે દયાના સાગર અને ગરીબના બેલી નળરાજા મને કાઢ.

(૧૪) અગ્નિના વરદાનથી (સ્વયંવરમાં દેવતાઓએ ખુશી થઇ નળને વરદાન આપ્યા હતાં તેમા અગ્નિએ એવું વરદાન આપ્યું હતું કે તું અગ્નિમાં બળીશ નહિ) તે ચતુર ત્યાં (દવમાં પ-

ઉને સાપ પાસે ) ગયો ત્યારે નાગે નમસ્કાર કર્યો અને કહ્યું કે હે ગુણવાન ! તું મને જીવતદાન આપ. હું તારા ઉપર કંઈ પણ ઉપકાર કરીશ.

( ૧૫ ) જેરથી બીન્યો નહિ અને ખરેખર એક જોજન લંબાઈના શરીરવાળો નાગ લીધો અને ખાંધે ચઢાવી બહાર લાવી મૂક્યો. તેથી તેનો ( નાગનો ) જીવ શાંતિ પામ્યો.

( ૧૬ ) બ્રાહ્મણના વચનથી દમયંતીના ધણી સાચા પુણ્યશ્લોકને હું મળ્યો. પછી નળ પૂછેછે કે તું બળવાન છતાં નાસી ન જતાં આટલું બધું શાઝ્યો તેની હકીકત મને પહેલેથી કહે.

---

વલણ:—હે ભાઇ તું બહુ દુઃખ પામ્યો છું માટે તું કોણ છે તેની હકીકત કહે. સાપ કહે છે કે હે રાય મને ઋષિનો શાપ હતો તે હકીકત તમે હવે સાંભળો.

---

## પાઠ ૩૨ મો સુરતનું વર્ણન.

હાલ=દશા
સૂનાની=સોનાની
મૂરત=સિકલ, દેખાવ, ચેહેરો.
બેહાલ=(બે+હાલ) ખરાબ હાલત.
સૂરત=સિકલ, શોભા,
બાંકી=વાંકડી, શોભાવાળી
કુંદન=ઉંચામાં ઉંચું સોનું
કથિરે=કલઈ અને સીસાની મેળવણીથી બનેલી ધાતુ, ઝટકારી. પડી જાય તેવી.
કંચન મણિનો દેવ=(કંચન=સોનુ+મણિ+દેવ) સોનાની મૂર્તિને મણિ જડેલા એવો દેવ.
બાજીરાવનો ગણપતિ
સુકુમારો=કોમળ
ભડકે=આગથી
નેન=આંખ.
ઠાઠ=શોભા
ફુલાં=ફુલ, આંખમાં ફુ પડે છે. તે.
ભાસે=દેખાય
નીરાશે=આશા ભગ થવાથી.

| | | |
|---|---|---|
| નાઠગયું=આબરૂ ગઇ | ખમાં=આકાશમાં | દુખદા=(દુખ+દા)દુઃખ |
| તેજસ્વી=તેજવાળું | ધુપ=તાપ | દેનારી. |
| ફારમુ=સુંદર | સુરખી=તેજ, ભભક | |

સુરત શહેર પહેલાં ઘણું મોટું, સુદર અને વેપાર રોજગારમાં ચઢીઆતું શહેર હતું પણ આગ, રેલ વગેરે કારણોથી હાલ પડતી સ્થિતિમાં આવી ગયુ છે તે હકીકત જણાવવાનો કવિનો હેતુ છે આ કવિતામાં શહેરને એક સ્ત્રી કલ્પીને વર્ણન કર્યું છે તે શહેરની જગા અને શહેરના લોકો બંનેને લાગુ પડે છે.

સોનાની સિકલ જેવી હે સુરત ( પહેલા સુરત ઘણું સુંદર શહેર હતું તેથી "સુરત સોનાની મૂરત" આ કહેવત લોકોમાં ચાલે છે ) તારી આ તે શી દશા ! પૂરેપૂરી ખરાબ હાલત થઇ ગઇ. હે સુરત તારી સિકલ ( ચેહેરો ) રડતી ( નબળી સ્થિતિમા) થઇ ગઇ છે.

હે ફાંકડી સુરત તું હસી હસીને રડી ( શોભામાં ચડતી ગઇ અને પાછી પડતી થઈ ગઇ ) અને ચડી ચૂડીને પડી ( વેપાર વગેરેમાં ચડતી ગઇ અને હાલ તે ઓછાં થઇ ગયાં) કુંદનમા જડી હોય તેવી દીપી રહી હતી તે હાલ કથિર કરતાં પણ ઝાંખી પડી ગઇ.

રત્ન જડિત દેવ ( બાજીરાવનો ગણપતિ ) જેમ કડકે કડકે વેચાયો તેમ તારૂં કુમળું શરીર ભડકે ( આગથી લાગેલી લ્હાએ) વહેંચાઇ ગયું.

ટીપ—છેલ્લા બાજીરાવ પેશ્વાનો રત્ન જડિત સોનાનો ગણપતિ હતો તે જ્યારે વેચવા કાઢયો ત્યારે કોઇ એક જણથી તેનું

મૂલ આપી શકાયું નહિ તેથી તેના કકડા કરી જુદા જુદા ગૃહસ્થો ને વેચ્યા તેમ હે સુરત તારો દેહ આફતોથી વેહેંચાઇ ગયો એટલે કોઇ કહીંને કોઇ કહીં જઇને રહ્યું.

આંખોના ચળકાટ ( તે કહા ) અને આજે ફૂલાં પડયાં તે કહા ( કેટલો બધો તફાવત )! ભરેલા ગાલની શોભા ( ગઇ ) અને ખાડા પડ્યા તોય કયાં લાજે છે ! (હજુ ખરાબી થતીજ જાય છે ) મતલબ કે તારી શોભા જતી રહી છે.

હોઠ જે લાલ હતા તે ધ્રુજે છે અને ફીકા તથા કાળા પડી ગયા છે, હવે દાત તણાવા લાગ્યા છે અને મરવાના ચાળા જણાય છે મતલબ કે છેક નબળી હાલતમા જતી જણાય છે.

સારૂં અણિવાળુ નાક ચાઠાથી બેમી ગયેલું જણાય છે (નાક એ ચેહેરાની ખૂબસુરતીનું એક કારણ છે હાલ લોકનાં નાકનો સારાં છે પણ નૂર વગરના હોવાથી જાણે ચાઠાથી બેસી ગયેલાં હોય તેવાં દૂરથી જણાય છે હાય ! ( સુરતની ) આબરૂ ગઇ (નવાબે રાજ્ય ગુમાવ્યા, વેપારીઓએ દેવાળા કાઢયાં વગેરે) અને ( આશા ભંગ થવાથી તથા આબરૂ જવાથી ) નીચું મોઢું થઇ ગયું.

સુરતનુ સુરજ જેવું જે તેજસ્વી મુખ ( શોભા ) હતું તેજ ( સુરત તારૂં ) મુખ ઘુવડના જેવું બિહામણુ ને ફીકું થઇ ગયું.

સુરતનું સુરજ જેવુ જે તેજસ્વી મુખ ( શોભા ) હતું તેજ ( સુરત તારૂં ) મુખ ઘુવડના જેવુ બિહામણુંને ફીકું થઇ ગયું.

આકાશમાં પૂનમે જેવો ચંદ્ર હોય છે તેવું તારૂં ગોરૂ સુંદર સ્વરૂપ તાપ ( આગ વગેરે આફતો ) વેઠવાથી અમાસના જેવું ( અમાસે આકાશમાં અંધારૂં હોય છે તે અંધારા સરખું કાળું ) થઇ ગયું.

ચડતીના વખતમાં તારા શરીર ઉપર લાલ તેજી ( ગુલાલ, એટલે શિયાળાના તડકા જેવું નુર ) ઉડી રહેતી હતી તે આ પડતી માં હાલ દુઃખ દેનારી ભુડી ( આખમાં કાંકરી ભરાય વગેરે કારણથી ભુડી, દુઃખદા ) ધુળ ઉડી રહી છે.

---

## સહસ્રલિંગ તળાવના કાંઠા ઉપરથી પાટણનો દેખાવ.

સહસ્ર=હજાર.
લિંગ=મહાદેવના બાણ.
વિશાળ=મોટું.
સૂતું=સુઇ ગયુ; ભાગી ગયુ.
રાણીવાવ=મીનળ દેવી એ બંધાવેલી વાવ.
હાડ=શરીર; હાડકા
બુરજ=બંદૂક, તોપ વગેરે ગોઠવવાના ગોળ ઉંચા ચણેલા મોટા થાભલા
પુરાણુ=જુની.
હાલજ=હાલત; દશા.
પૂત=છોકરો.
સ્થળ=જગા
નયન=આંખ.

ભીંજ્યા=પલાળ્યાં
જળ=પાણી.
નિર્મળ=( निर्+मळ =મેલ ) ચોકખું
કુમારિકા=કુંવારી
સરિતા નદી,
ધમે=ઝોંમથી દોડે
લાડતી=વહાલ કરતી
ઘેલા=ગાંડા જેવી
ઇશ્વર કરુણા=ઇશ્વરની મહેરબાની.
સ્વરૂપે=રૂપે.
નિંમન કરવુ=ડસવુ.
આલીંગન=હર્ષથી બાથ ભીડવી.
તુપે=તારી સાથે
ધરંતી=ધરતી; લાવતી.

સૂચવતી=જણાવતી.
મનુજકૃતિ=માણુસનાં
બુઝવતી=ઢાંકી નાખતી
પ્રેમ સરિતપૂર=પ્રેમરૂપી નદીનુ પૂર
અણફૂટયુ=અફૂટ, ફૂટયા વગર
વિભવ=મોજશોખ
ઝરણુ=વૃત્તિ
મુજ=મારૂં
શૃંગ=શિખર.
મનુજ=માણુસ જાત
મદભગીઓ=મદ ભર્યો અહંકારથી ભરેલો
કૃતિ=કામ,
અનંત=ઘણા. (अन्+अंत )

૧ ) અહીંઆં સહસ્રલિંગ નામે મોટું તળાવ હતું (તેની પાસે ચો તરફ ૧૦૦૦ મહાદેવનાં એક હજાર દહેરાં હતાં તે ઉપરથી સહસ્રલિંગ) અહીં આ લાંબુ સૂતેલું છે તે જુનું પાટણ પણ અહીંઆં હતું. અહીંઆં આ રાણીની બંધાવેલી વાવનાં હાડ (ખં-ડેર ) પડેલાં છે. અહીં મોટા બુરજ હતા તે આ માટી ભેગા મ-ળી ગયા છે.

( ૨ ) એમ નામ દઇ દઇને હવે વાતો કરવાની રહી. હે જુની પાટણપુરી! હાલ તારી આવીજ દશા છે ? ગુજરાતનો કોઇ છોકરો ( ગુજરાતનોજ રહીશ ) આ જગોએ ઉભો રહે તો એવો કોણ હોય કે જેની આંખો પાણીથી ભીંજાય નહિ. ( રડવું આવે નહિ. )

( ૩ ) ચોકખું પાણી લઇને ( ચોકખા પાણી વાળી ) પેલી કુમારિકા ( સરસ્વતિ જે નદી દરીઆને મળે નહિ તે કુમારિકા કહેવાય. આ નદી કચ્છના રણમાં સમાઇ જાય છે માટે કુમારિકા નદી વહે છે. તે વહાલ બતાવતી અને ઘેલી થએલી તારી પાસે દોડી આવે છે, લાજે છે અને નાસી જાય છે. તેમ આ નદીના પાણીની પેઠે તારા ઉપરથી ઇશ્વરની મહેરબાની ખરેખર જતી રહી ( નદીનું પાણી વેગળેથી દોડતું દોડતું આવે અને પાસે આવીને પાછું આગળ જતું રહે છે તેમ તારા ઉપર ઇશ્વરની કૃપા આવી ત્યારે તારી શોભા ઘણી સારી હતી અને હવે તે કૃપા જતી રહી માટે આવી નબળી હાલત આવી. આ પ્રમાણે નદીના સ્વરૂપને કવિએ ઇશ્વર કૃપાની ઉપમા આપી છે. ) તોપણ આ નદી તો હસીને પ્રીતિ ભેર તારી સાથે આલિંગન કરે છે.

( ૪ ) હે પાટણ ! તારા ઉપર એ દયા રાખતી હોય તેમ

જણાય છે અને જણાવે છે કે કાળની ગતિ માણસોના કામને ભલે નાશ પમાડે. ( જેમ જેમ વખત જાય તેમ તેમ માણસોનાં કરેલા કામ ભલે નાશ પામે ) પણ મારૂં પ્રેમરૂપી નદીના પૂરનું પાણી ખૂટયા વગર વહ્યું જશે. માણસોનું ધન અને વૈભવ ભલે લૂંટાય પણ મારૂં ઝરણુ ( ધન વૈભવ રૂપ પાણી ) લૂંટાઇ જવાનું નથી.

( ૫ ) પર્વતનાં શિખર તોડીને ( પર્વતો તોડીને તેમાંથી મોટા મોટા રસ્તા પાડેલા છે ) માણસ જાત અહંકારમાં ઘુમ્યા કરે છે અને પોતાનાં કામ અમર ( જાય નહી તેવાં ) સમજે છે પણ વખત જતાં કાળ તેમને ગળી જાય છે. ( કાળે કરીને નાશ થાય છે ) પણ નદી કહે છે કે મારૂં શરીર પાણી પોચું ( પાણી વાળું ) અને કોમળ ઘડેલું છે, છતાં તેવું ને તેવું ઘણા યુગ સુધી પહોચ્યાં કરશે મતલબ કે હું તો વહ્યાજ કરીશ.

**નરસિંહરાવ ભોળાનાથ:**—અમદાવાદના વડનગરા નાગર. ભોળાનાથ સારાભાઈના પુત્ર.

---

## પાઠ. ૩૬ જ્ઞાન મેળવવા વિષે.

જ્ઞાન=સમજણ. (જ્ઞા ધા=જાણવું )
વિવેક=ડહાપણ, સારા નરસાનો વિચાર.
વિધવિધ=જુદી જુદી જાતના.
ભણતર=વિદ્યા; નિશાળમાં જે ભણાવવામાં આવે છે તે
ઉચ્ચાર=બોલ ( વચ્ ધાતુ )
ભવ=જીંદગી
પાઠનો=ભણવાની બાબતનો (પઠ્=ભણવું)
પાર=છેડો.
ગર્થ=પૈસો.
ગાંઠવો=રાખવો; સંગ્રહ કરવો.
આચાર=ધર્મ.
આદરી=માંડી.
જીવ જોડી=ધ્યાન દઇ, ચિત્ત રાખીને.
મનન કરવું=વિચાર કર્યા કરવો, યાદ લાવ્યાં કરવું.

આતમા=આત્મા; જીવ; મન.
અવસર=વખત
આગળે=પહેલા
ઉડાવ=વધારો; ઉપાડ
વિશ્વ=જગત.
કાયા=શરીર.
કરતાર=બનાવનાર, પ્રભુ
અંતર=મન

પરજન=બીજો માણસ (पर+जन)
ઉદાસ=દિલગીર
દુરગુણ=નઠારા ગુણ.
પ્રભુપદ=ઇશ્વર સબંધી; ઇશ્વરના ચરણ વિષેનો
જનકૃત=માણસનાકરેલાં
પેખી=જોઇ
સુપેર=સારી રીતે

ઘેર=ઘેરાવો; મોટાઇ.
સાગર=દરીઓ.
શશિ= ચંદ્રમા.
તરણ=તરખલા. (तृण)
ઓપે=શોભે
અધિક=વધારે.
રૂચી રાખીને=પ્રેમ રાખીને.

આ કવિતામાં "ભણનારા" અને "શોધો ગુણ સારા" એ શબ્દો કેટલીક જગાએ માત્ર કવિતાનો પ્રાસ મેળવવા મૂકેલા છે, માટે દરેક જગાએ એનો અર્થ થઇ શકે છે એમ સમજવું નહિ.

(૧) હે ભણનારાઓ આ ડહાપણની વાત વાંચો અને વળી જુદા જુદા વિચાર કરીને સારા ગુણ (તત્વ) ખોળી કાઢો.

(૨) હે૦ તમે ભણતર ભણીને બચી રહ્યા એમ કદી બોલશો નહિ.

(૩) હે૦ આખી જીંદગી સુધી ભલે ભણો પણ વિદ્યાનો તમે પાર પામવાના નથી (ભણતરનો પાર આવે તેમ નથી.)

(૪) હે૦ જ્ઞાનરૂપી પૈસો અને સદ્‌ગુણ રાખવો એ આપણો એક ધર્મ છે

(૫) હે૦ બધો વખત અને બધી જગાએ એજ મહાવરો રાખીને સારા ગુણ શોધો.

(૬) હે૦ તમે જેમ જેમ જીવ જોડીને (ધ્યાન પરોવીને) મનમાં મનન કરી જોશે (વિચાર કર્યા કરશે)

(૭) તો તે વખતે આપણો આત્મા જે જે કંઇ કામ ( વિચાર ) કરે તે જુઓ અને સારા ગુણ શોધો.

(૮) હે૦ તે વખતના પહેલા બીજા જે જે બનાવ બનેલા હોય તેને. (૯) તમે તપાસી જુઓ એથી અક્કલનો વધારો થાય.

(૧૦) હે૦ તમે શરીરના સાધાનો, શક્તિનો, અને દુનીઆ નો વિચાર કરીને. ( ઇશ્વિરી શક્તિનો વિચાર કરીને. )

(૧૧) પરમેશ્વરે શરીર કેવી યુક્તિથી બનાવ્યું છે, અને શા હેતુથી બનાવ્યું છે, તે જુઓ અને સારા૦

(૧૨) હે૦ પ્રથમ આપણું અંતર ઓળખો અને પછી બીજો માણસ જો પાસે આવે તો

(૧૩) એ સારૂ છે કે નઠારૂ, સમજુ છે કે અણસમજુ છે, આનંદમાં છે કે દીલગીરીમાં છે તે જુઓ અને સારા૦

(૧૪) હે૦ માણસના જે જે ગુણ હોય તે જીવે જાણવા જોઇએ એ જાણવાની જરૂર સમજીને સારા૦

(૧૫) હે૦ દુઃખ અને દુર્ગુણને દૂર કરીને જ્ઞાન આપો અને જ્ઞાન લો.

(૧૬) હે૦ એના પછી એક જરૂરનું એ છે કે ઇશ્વરના ચરણનો પ્રેમ અને જ્ઞાન મેળવો અને સારા૦

(૧૭) હે૦ આપણને એજ ઇશ્વરે દયા લાવીને શું શું દાન દીધુ છે ( આપ્યુ છે. ) તે જુઓ અને સારા૦

(૧૮) હે૦ માણસના કરેલા કામ જોઇને પછી પરમેશ્વરના બનાવેલાં કામ સારી રીતે જુઓ અને સારા૦

(૧૯) હે૦ પહાડ, પત્થર, વન, પ્રાણીઓ અને ઘણા તારાઓનો ઘેરાવો જુઓ.

(૨૦) તથા દરીઓ, સુરજ અને ચંદ્ર જોતાં હજારો વિ. ચાર (ઇશ્વરની શક્તિના) થાય છે માટે સારા૦

(૨૧) હે૦ માત્ર તણખલાં, ફળ અને ફુલમાં પણ ઇશ્વરની ઘણીજ યુક્તિ શોભે છે, માટે સારા૦

(૧૨) હે જેમ જેમ ફરી ફરીને વિચાર કરશો તેમ તેમ વધારે વધારે બુદ્ધિ ખીલશે માટે સારા૦

(૨૩) દલપતરામ કવિ કહે છે કે હે ભણનારા તમે પ્રેમ રાખીને સારૂં ભણતર ભણો અને સારા ગુણ શોધો.

**દલપતરામ ડાહ્યાભાઈ**—અમદાવાદના રહીશ હતા, અને પ્રખ્યાત કવિ હતા.

---

## પાઠ ૪૦ મો. સૂર્યોદય.

સૂર્યોદય=(સૂર્ય+ઉદય) =સૂર્યનુ ઉગવું તે.
પ્રાચી=પૂર્વ.
નભ=આકાશ.
રક્ત=રાતું
પ્રતાપી=પરાક્રમી
ભૂપાળ=પૃથ્વીને પાળ. નાર, રાજા (ભૂ=પૃ થ્વી+પાલ=પાલનાર.)
નિહાળી જોઇ.
વિતર્ક=કલ્પના, અનુ. માન; ધારણા.

ધાતી=દોડતી (ધા=દો. ડવું)
ધરા=પૃથ્વી
તૃષ્ણા=આશા
રવિ=સૂર્ય.
પ્રતિબંબ=સામી મૂર્તિ; છબી
ખવાસ=હજુરનોનોકર, પાસે રહેનારો નોકર
ડમાક=ડોળ, ભભકો.
નૃપ=રાજા (નૃ=નર+પ= પાલનું ટુંકું રૂપ, પા ળનાર.)

લેખી=જાણી, ગણી.
ઉદયાચળ=એ નામનો પૂર્વ દિશાએ કલ્પેલો પર્વત છે. તેની પેલી બાજુએથી સૂર્ય ઉ. ગવા માડે છે એમ કેટલાક માને છે.
બિછાની=પાથરી.
ઠરાવ્યું=મૂકયું; ગોઠવ્યું.
સિંહાસન=દેવ કે રાજા ને બેસવાની સિંહના

આકારની બેઠક (सिंह+आसन. आस्धातु=બેસવું )
બિંબ=છબી
આદર્શ=પ્રતિબંબ
દશદિશા=ચારદિશા, ચાર ખુણા, આકાશને પાતાળ.
સંગ્રામ=લડાઇ,
સિધાવ્યાં=ચાલ્યાં
તાતો=ગરમ મિજાજનો તપેલા.
અંધેર=અંધારૂં; ગેર બંદોબસ્ત
ઉચારે=બોલે वच् ધાતુ =બોલવું)
જયકાર=જય કરનારી
( कृ ધાતુ )
તુલ્ય=બરોબર
નિજ=પોતાનો.
ઇષ્ટ=મોટો ધણી;મુખ્ય દેવ. (इष् ધાતુ )
મૃન્મય=માટીનું (मृति कायमनुं ઢુંકું રૂપ)
લગ્ન=મેષ, વૃષભ, મિથુન, કર્ક વગેરે બાર રાશી તે બાર લગ્ન
દુર્બીન=દૂરની વસ્તુ પાસે લાવી મોટી દેખાડનાર યંત્ર.
અંગીઠું=સોનીનું ધાતુ ગાળવાનું કુંડુ.
મહી=પૃથ્વી
દ્વાદશલક્ષ=બાર લાખ
ભાનુ=સૂર્ય.
પસરાય=ફેલાય.
નૂર=તેજ.
પ્રતાપ=પરાક્રમ, મોટાઇ
વ્યાપે=ફેલાય.
તોલ=વજન.
લઘુ=નાનો
વિદેશી=પરદેશી
સુજાણ=ચતુર, સારી રીતે જાણનારો
જડ=મૂર્ખ, બુદ્ધિ વગરનો.
ભાન=સમજણ
અદર્શ=અદશ્ય, દેખાતું બંધ થવું તે, નાશ
ચમૂ=સેના, ફોજ.
મિન્યુટ=મિનિટ

(૧) પૂર્વ દિશામાં આકાશ રાતું દેખાય છે અને એ ઠેકાણે ઘણી શોભા થઇ રહી છે. જાણે કે આજે કોઇ પ્રતાપી રાજા પરણે છે અને આનંદનો ગુલાલ ઉડી રહ્યો છે. ( સૂર્ય ઉગતાં આકાશ રાતું દેખાય છે તે. )

(૨) વળી આકાશની રતાશ જોઇને કવિ કલ્પના કરીને એવી વાણી વદે છે કે સૂર્યની સ્વારી બહુ દોડતી દોડતી આવે છે તેથી આ રાતી ધુળ ઘણી ઊડી રહેલી છે.

(૩) પૃથ્વી અને આકાશનો જે સાંધો જણાય છે, (પૃથ્વીને આકાશ મળી ગયેલાં જણાય છે તેને ક્ષિતિજ કહે છે) તે આશાનો છેડો ગણાય છે. (આશાનો પાર આવતો નથી તેમ તેનો પાર આવતો નથી; કારણ કે ક્ષિતિજ તે માત્ર દેખાવજ છે. જેમ જેમ આગળ જઈએ તેમ તેમ તે વધારે આગળ જતી જણાય છે ) તે પાસે દેખાય છે પણ તેનો પાર આવતો નથી તેને જોવા જનારો માણસ ઠગાય છે. (કારણ કે તેનો છેડો આવતો નથી અને ચાલ ચાલ કરવું પડે છે )

( ૪ ) ખત્રાસનો ભપકો દેખીને જેમ અજાણ્યા માણસો એજ રાજા છે એમ માનીને તેને નમે છે તેમ સૂર્યના પ્રતિબબનુ તેજ પડ્યું હોય તેને અજ્ઞાની માણસો સૂર્ય દેવ જાણે છે ( સૂર્ય ક્ષિતિજમા આવે છે ત્યારેજ દેખાય છે પરંતુ તે ક્ષિતિજમા ૧૮ અંશ નીચે હોય તો પણ તેનું તેજ ઉંચે હવામાં જવાથી અજવાળુ માલમ પડે છે અને ક્ષિતિજમા આવવાની તૈયારી હોય તે વખતે આકાશ રાતું દેખાય છે )

(૫) ઉદયાચળ પર્વત ઉપર જે રાતું આકાશ દેખાય છે તે જાણે (પર્વત ઉપર) સારી જાજમ પાથરી છે (જાજમ ઘણું કરીને લાલ રંગની હોય છે) તથા હવામાં સૂર્યનુ જે પ્રતિબબ છે તે જાણે (જાજમ ઉપર) એક સિંહાસન લાવીને મૂક્યુ છે.

(૬) પછી જેમ કેશરીસિંહ કૂદી ઉડે તેમ ત્યા આગળ સૂર્ય કૂદીને આવ્યો (સવારમાં સૂર્ય પહેલો એ પ્રતિબબમાં માલમ પડે છે) તે વખતે પ્રતિબિબ ( સૂર્યવડેજ થએલું હવાનું તેજ) ખરા બિબમા (સૂર્યમા) સમાઇ જાય છે અને પ્રતિબિંબ જતું રહેવાથી એક રૂપ ( ચોકખો સૂર્ય) થાય છે. ( દેખાય છે. )

(૭) જ્યાં બિંબમાં સૂર્ય આવીને પેઠો કે જાણે રાજા સિંહાસનપર બેઠો હોય અને તેણે લડાઇમાં લશ્કર મોકલ્યાં હોય તેમ તેણે (સૂર્યે) દશે દિશામાં કિરણો ફેલાવા માડયાં.

( ૮ ) સૂર્ય (સવારમાં) રાતા રંગનો દેખાય છે તે જાણે ક્રોધથી તપી ગએલો (ગુસ્સામાં આવે છે ત્યારે માણસની આંખો લાલ થાય છે અને લોહી ઉકળી આવવાથી શરીર પણ રાતુ લાગે છે તેમ) હોય તેમ જણાય છે, અને આ દુનીઆનું અંધેર (અંધાધુંધીવાળો કારભાર) ટાળવાને અને દુનીઆને પાળવાને જાણે કોઈ પરાક્રમી રાજા આવ્યા હોય તેમ લાગે છે ( ખરેખર સૂર્ય ઉગવાથી અંધારૂ મટી અજવાળું થાય છે માટે સૂર્યને પ્રતાપી રાજાની ઉપમા આપી છે )

( ૯ ) માણસો જય થાઓ, જય થાઓ એવી વાણી બોલે છે અને મનમાં પ્રેમ લાવીને નમસ્કાર કરે છે, અને જેમ ગુરૂને પરમેશ્વર બરોબર માને છે તેમ સૂર્યને પોતાનો ઇષ્ટ દેવ માને છે.

( ૧૦ ) પૃથ્વી રૂપી માટીનું કોડીઉં છે અને તેમાં જાણે સમુદ્રના જળ રૂપી આ દિવેલ ભર્યું છે બાર રાશીઓનો પટો ( રાત્રે આકાશમાં ઝીણા ઝીણા તારાના જથાનો પ્રકાશમય પહોળો પટો જણાય છે. અને જેમા બાર રાશીઓ આવેલી હોય છે તે પટો ) તે જાણે દીવાસળી સળગી અને તેનાથી જાણે સૂર્ય રૂપી દીવાની જોત પ્રગટાઇ. ( સમુદ્રના પાણીને દિવેલ કહ્યું પણ તે પૃથ્વી ઉપર છે અને સૂર્ય આકાશમાં છે તે બેનો સબંધ કરનાર બાર રાશીઓનો પટો છે કેમકે તે પટો ક્ષિતિજથી એટલે પૃથ્વીની પાસેથી ઠેઠ સૂર્ય સુધી આકાશમાં ગએલો હોય છે માટે તેને દીવાસળી કહી. )

( ૧૧ ) જો સૂર્યનું બિંબ દુર્બીનથી જોયું હોય તો જાણે અંગીઠું બળતું દેખ્યું હોય એવું અથવા તોપના ગોળા ઉપર ફીનખાબના ઘણા પટા વીંટેલા હોય એવું જણાય છે. ( દુર્બીનથી જોતા સુરજનું અદરનુ બિંબ કાળું જણાય છે. તેને ફરતા સળગતાં વાદળો છે. તે ફીનખાબ જેવા જણાય છે )

( ૧૨ ) પૃથ્વી કરતાં સૂર્ય બાર લાખ ગણો મોટો છે તોપણ છેક નાનો દેખાય છે. એ જાણીને એવો વિચાર આવે છે કે મોટા માણસો કદી મોટાઇ જણાવતા નથી.

( ૧૩ ) પૃથ્વીથી સૂર્ય નવ કરોડ માઇલ દુર છે તોપણ તેનુ તેજ બધે ફેલાય છે. જેને પ્રભુ પૂરૂં પરાક્રમ આપે તે રાજાનું રાજ્ય બહુ ફેલાય ( આ ઉપરથી સૂર્ય કેવો પરાક્રમી છે તે જણાય છે. )

( ૧૪ ) સૂર્યનું વજન પૃથ્વીથી ત્રણ લાખ ગણું છે તોપણ તે એક નાનો ગોળ દેખાય છે. દૂરના રાજાનું જેમ વધારે માન હોય છે તેમ સૂર્ય આઘો હોવાથી તેનું માન વધારે છે. એવું ચતુર માણસ સમજે છે. મૂર્ખને તેનું ભાન નથી.

( ૧૫ ) જાણે ભવાયો પડદામાં રમતો હોય ને પછી પડદાને ખસેડી ભવાયો આગળ આવે છે તેમ સૂર્યની આજુબાજુ હવાનું જે આડું પડ (સૂર્યોદય થતા પહેલાં સૂર્યનો પ્રકાશ હવામાં જવાથી જે પ્રકાશ જણાય છે કે જેને ઉત્તર અરૂણ પ્રકાશ કહીએ છીએ ) કે જે થોડા વખતમાં નાશ થવાનું છે તેની પાર રહેલો સૂર્ય તેને ખસેડીને આગળ આવે છે. એવું દેખીને તેનો દેખાવ દીલમાં ગમે છે.

( ૧૬ ) સેનાપતિ જેમ સેના ચલાવતો હોય તેમ પ્રકાશ ઉતાવળથી દોડીને આવે છે. તે એક મિનિટમાં ઘણા મેલ કાપે છે. કે જે એક લાખને છયાસી હજાર મેલ જાય છે. (પ્રકાશનો વેગ એક મિનિટે એક લાખને છયાસી હજાર મૈલ છે.)

---

## પાઠ ૭૪ બોધ.

બોધ=શિખામણ
ગુજારે=મૂકે; નાંખે
શિરે=માથે
નાથ=ધણી
સે'જે=સહનકરજે; વેઠજે
પ્યારાએ=વહાલાએ; પ્રભુએ
વાસેછે=રહેછે. (वस् ધાતુ=વસવું)
અંતરે=મનમાં
કાજી=કુરાનમાં ઠરમાવ્યા મુજબ ઇન્સાફ કરનાર
કોડીનો=કોડી જેટલી કીંમતનો; જુજ કીંમતનો
જગતકાજી=જગતમાં પંચાત કરનાર
વહોરાલેવી=માગી લેવી લઇ લેવી

સંગતે=સોબતે
શાંતિ=સ્થિર ચિત
સંતોષ=જેટલું મળે તેટલામાં આનંદ (तुष =પ્રસન્ન થવું)
નિર્મળ=( निर्+मळ) ચોખ્ખું
વેરી=વેરી
ઉન્મત્ત=મગરૂબ, અભિમાની; મસ્ત (उत्+मद् ધાતુ=મસ્ત થવું)
સ્વાનંદે=(स्व=પોતાનો+आनंद) પોતાની જાતનો આનંદ
પ્રેમનોપ્યાલો=પ્રેમરૂપી પ્યાલો; પ્રેમ
કટુ=કડવી; દુશ્મનાવટની

પરાઇ=પારકી
મૂર્ખતા=મૂર્ખપણું
ઝેર=વિખવાદ; ટંટો
પ્રારબ્ધ=નસીબ
વિશ્વાસે=ભરૂસે
નિર્મોહી=મોહ વગરનો લોભ વગરનો; લાલચ વગરનો ( निर्+मोह+ई )
બાજીગરી=હાથ ચાલાકીના ખેલ, કરે કંઇ કને બતાવે કંઇક તે
છલ્બલ્=છળકપટ
પુષ્પો=ફૂલો
કાવ્યમાળા=કવિતારૂપી માળા, કવિતા
ગ્રીવા=ગરદન; ડોક
નિજાનંદ=( निज=પોતાનો+आनंद )=પોતાની જાતનો આનંદ

આ કવિતા નડિઆદના કવિ બાલાશંકર ઉલ્લાસરામની લખેલી છે. તે દ્વિઅર્થી છે એટલે બાલાશંકર **બાલ એ** નામથી જાણે પોતાની જાતને બોધ આપતા હોય તથા બીજા કોઇ બાળકને બોધ આપતા હોય એવો દરેક જગાએ અર્થ નીકળે છે

( ૧ ) પરમેશ્વર તારે માથે (જે દુઃખ) નાખે તે સહન કરજે અને વહાલા એ (પરમેશ્વરે) જે વહાલુ ગણ્યુ તેને તું વધારે વહાલુ ગણી લેજે

( ૨ ) તું જો કે દુનીઆની ખોટી વાણીમા (પ્રપંચની વાણીમાં એટલે દુનીઆમાં અનેક તરેહના પ્રપચ ચાલતા હોવાથી લોકો ગમે તેમ સચું જૂઠું બોલે છે, ખરા ખોટાની પરીક્ષા પણ કરતા નથી માટે તેમની વાણી ખોટી કહી) દુઃખ રહેલું છે માટે મનમા લગારે આનંદ ઓછો થવા દઇશ નહિ (તને કોઇ ગમે તેવો કહે તેની દરકાર ન રાખતાં હમેશા મનમા આનદ રાખજે. )

( ૩ ) કચેરીના કાજીનો એક કોડીનો પણ હિસાબ નથી ( કશી ગણત્રીમાં નથો ) તેમ તું દુનીઆનો કાજી ( પંચાતીઓ ) થઇને દુઃખ માથે વહોરી લઇશ નહિ. ( પચાત કરનારો થઇશ તો કોઇને ખરૂ ખોટું કહેવું પડશે તેથો તે તારા ઉપર વેર રાખશે. અને તું નકામી પીડામા પડીશ, નકામી પીડા કહેવાનુ કારણ કે પંચાતીઆને કઇ પગાર મળતો નથી અને પચાતમા ન જાય તો કોઇ પરાણે તેડી જતું નથી માટે પંચાતીઆ થવું તે નકામી પીડા માથે લેવા જેવું છે )

( ૪ ) દુનીઆ રૂપી કાચના યંત્રમાં ખરી વસ્તુ શી છે તે માલમ નહિ પડે (સુક્ષ્મદર્શક યત્ર, દૂરબીન વગેરેમાં જોતાં નાની વસ્તુ મોટી, દૂરની વસ્તુ પાસે એમ જણાય છે એટલે હોય તેના

કરતાં જુદી સ્થિતિમાં જણાય છે તેમ આ દુનીઆમાં કેટલાક માણુસો એવા હોય છે કે મનમાં ગમે તેવી કાતી હોય પણુ ઉપરથી જૂદો ડોળ બતાવે તેથી ખરા ખોટાની પરીક્ષા એકદમ થઇ શકે નહિ ) માટે કોઇ સારાની કે નઠારાની સોબતે લગારે રહીશ નહિ. ( સારો કે નઠારો કોણુ છે તે તારાથી ઓળખાશેજ નહિ માટે કોઇની સોબત કરીશ નહિ. )

( ૫ ) હંમેશાં શુદ્ધ અંતઃકરણુથી શાંતિમાં અને સંતોષમાં રહેજે અને મનમાં જે દુઃખ કે આનંદ હોય તે કોઇને કહીશ નહિ ( દુનીઆમાં લુચ્ચા માણુસો ઘણા હોય છે, અને ચાડી કરનારા પણુ બહુ હોય છે. માટે મનની વાત કોઇને કહેવી નહી. કહેવાથી તે શું દુઃખ ટાળવાના હતા? )

( ૬ ) મનમાં ક્રોધ રૂપી જે શત્રુ રહેલો છે તેને છોડી દેજે (ક્રોધી થઇશ નહિ) અને જેટલો વખત ભલાઇનો જાય તેને ઘણી લક્ષ્મી બરાબર માની લેજે. ( શત્રુ જેમ નુકસાન કરનારો છે તેમ ક્રોધ પણુ નુકસાન કરનારો છે. માટે કોઇના ઉપર ક્રોધ કરીશ નહિ અને ભલાઇ લેજે. એટલે સૌનું ભલું કરજે અને જેમ લક્ષ્મી મળવાથી આનંદ થાય તેવોજ બીજાઓનું ભલું કરવામાં તું આનંદ માની લેજે )

( ૭ ) તું પોતાનાજ આનંદમાં (આ આનંદ તે ફકીરી આનંદ, શરીર અલમસ્ત રાખવું અને ઇશ્વર ઉપર તથા પોતાની જાત ઉપર શ્રદ્ધા રાખી આત્માને ઓળખીને પ્રમાણિકપણે કામ કર્યાં જવું તે) મગરૂબ ( એજ ખરૂં છે એમ સમજી મચ્યાં રહેવું તે ) રહેજે એને એજ ખરૂં સુખ છે એમ માની લેજે અને જો પીઉં તો પ્રભુના પ્રેમનો પ્યાલો પૂરે પૂરો ભરીને પીજે (દુનીઆમાંની નશામાં

વસ્તુઓ પીશ નહિ પણ પ્રભુ પ્રત્યેનો પ્રેમ અને તે વળી અધૂરો નહિ પણ પૂરેપૂરો ખરા અંતઃકરણના પ્રેમરૂપી પ્યાલો પીજે. એટલે ખરા અતઃકરણથી પ્રભુ ઉપર પ્રીતિ રાખજે.) '

( ૮ ) કોઇની કડવી વાણી સાંભળું (કોઇ તને ખોટું કહે, તને દુઃખ લાગે એવું કહે) તોપણ તેને મીઠી વાણી કહેજે (તેની સાથે મિઠાશથી એટલે નમ્રતાથી બોલજે) અને પારકાની મૂર્ખાઇને માટે તું તારે મોઢે ઝેર લઇશ નહિ. (પારકાને માટે આગળ પડીને તું વિખવાદના બોલ બોલીશ નહિ.)

( ૯ ) અરે ભાઇ નસીબતો ગાડુ છે કારણકે જો એને માગે તો તે વેગળું રહે છે અને ન માગે તો તે દોડતું આવે છે; (કોઇ માણસ એમ કહે કે નસીબમાં હશે તો તે કામ થશે. એમ નસીબ ઉપર આધાર રાખીને રહે તો તેને કઇ મળતું નથી. એટલે નસીબ આખું ગયુંજ કહેવાય. પણ નસીબ ઉપર આધાર નહિ રાખતાં જે ઉદ્યમ કરે મતલબ કે નસીબને ન માગે તો તેને વસ્તુ મળી આવે છે એટલે નસીબ ન માગે તો નસીબ આવે છે.) માટે તેને વિશ્વાસે રહીશ નહિ. (ઉદ્યમ કરજે.)

( ૧૦ ) તું મોહ વગરનો (લોભ વગરનો) રહી શાંતિથી (જે મળે તેમાં સંતોષ પામીને) રહું એ મોટું સુખ છે એમ માનજે, અને જગતરૂપી બાજીગરીનાં બધાં છળકપટ તું છોડી દેજે (બાજીગર પોતાના ખેલમાં વસ્તુ સંતાડીને અગર હરકોઇ પ્રકારની હાથ ચાલાકી બતાવીને છળ કપટ કરતો હોય તેમ કરે છે, હોય કંઇકને બતાવે છે કંઇક. તેવું આખું જગત બાજીગરરૂપ છે; કારણ કે જગતમાં છળ કપટ ચાલ્યાજ જાય છે માટે જગતરૂપી બાજીગરી કહી છે. તનાં છળ કપટ તું છોડી દેજે એટલે છળ કપટ કરીશ નહિ.)

( ૧૧ ) પ્રભુના નામનાં પુષ્પો કવિતા રૂપી માળામાં પરોવી પ્રભુની વહાલી ડોકમાં તું પ્રીતથી પહેરાવી દેજે. ( પ્રભુના નામની કવિતા કરીને તે પ્રભુને અર્પણ કરજે ( દેવ દેવિ વગેરેનો પાઠ કરીએ તો પછી તે તેનેજ અર્પણ કરીએ છીએ, તેમ પ્રભુનુ ભજન કરી તે તેનેજ અર્પણ કરવું અને કવિતા કરવી તો તે પ્રભુનીજ કરવી અને તેનેજ અર્પણ કરવી. )

( ૧૨ ) તું કવિરાજ થયો તો પછી તને શું દુઃખ છે (તેમના નામની કવિતા કરીશ એટલે તું ભક્ત થયો તો પછી તને શુ દુઃખ આવવાનું છે ) માટે હે બાલ ( બાળક અથવા બાલાશંકર ) તુ તારા પોતાનાજ આનંદમાં (સ્વાનંદ આગળ સમજાવ્યો છે તેજ આનંદ ) મગ્યા રહેવામાં સુખ માની લેજે.

---

## પાઠ ૪૮ મો. જીંદગી વિષે.

જીંદગી=જીવતર
સમશાન=મશાણ (શ્મશાન )
ઠામ=ઠેકાણું
યોગ=મેળાપ (યુજ્ ધાતુ =જોડાવું )
કારમો=નવાઇ જેવો; નાશવંત
મા=નહિ
ડરેલો=રહેલો
માનવી=માણસ

કાય=શરીર
હાલ=હાલત
માણવી=ભોગવવી
હદે=મનમાં
રોષ=રીસ, ગુસ્સા; દીલગીરી
એમાયનું=એમાનું
આપે=તમેજ; પોતેજ
નેમથી=નિયમથી
ઉદ્યમ=મહેનત
સુ=સારાં

આદરો=કરવા માંડો ( દૃ ધાતુ )
નકારો=નઠારો
કાળ=મોત
ઝાખ=તપાસીને જો
ઝીણાસથી=બારીકાઇથી
પાર=ભાઇ
આવારમાં=આવખતમા
સાધ=કરવામાડ
હારપે=પ્રભુ સાથે
સબળ=બળવાન

પાજી=ગભરાયેલો, બી-
કણ, હલકાસ્વભાવનો
રણક્ષેત્ર=લડાઇનું મેદાન
ન્યાળી=ધારી ધારીને ત
ભાળીલે=જોઇલે. (પાસી
ભાવથા=પ્રેમથી; અંતઃ
કરણથી
અલ્પ=થોડા વખતનું;નાનુ
જામ=પહોર; રાત્રિ
અવિચળ=જાય નહિ
તેવાં (અ+વિ+ચળ)
દાન=બક્ષીસ તરીકે
આપવું તે
ચાણક=સાટકા
ઠોરમા=ઠેકાણામા
પ્રતાપે=મેહેરબાનીથી
સહી=નક્કી
ખેદ=દીલગીરી;બળાપો
અગમ=ભવિષ્ય; નશીબ
દોષ=અવગુણ

હાંકી=કાઢી નાંખી
દીનતા=ગરીબાઈ; નમ્ર-
તા (दीन=ગરીબ+ता=
પણું )
દાખી=બતાવી; જણાવી
દીલ=મન
તાકી=ધારી
નોક=આબરૂ
તરણું=તરખલું
તોલે=બરાબર
પ્રખ્યાતિ=પ્રસિદ્ધિ; ના-
માંકિતપણું (प्र+ख्या
=વખાણવુ)
જામીઆ=થયાં
વાસના=ઇચ્છા
વેરી=ફેલાવી
નામનિશાની=નામની
નિશાની
ધીર=ધીરજ
ખરાખો=દરીઆમાંનો

પાણીની નીચેનો ટેકરે
અરણવે=સમુદ્રમાં
કામને ઝાલવું=કામ
કરવા માડવું
હામ=હીંમત
મોહથી=પ્રીતથી; ભાવ
લાવીને
ધીરતા=ધીરજ
દામ=પૈસા
આમ=આ પ્રમાણે
ઇશ=પરમેશ્વર
ગુણી=ગુણવાન
ધાર=વિચાર
ધ્યાને=નજરમાં
રંક=ગરીબ
તોળ=સારા નરસાનો
વિચાર કર
ચા'ય=ઇચ્છે
મનસુખ=મનનું સુખ
દાસ=ચાકર
સેવ=સેવાકર; ભજ

( ૧ ) જીવતર જરૂરનુ છે એ સાચુ છે. ( પણ જીવને ) મશાણ એ છેલ્લું ઠેકાણું છે એમ સમજીશ નહિ. ( આ દેહ મુઓ માટે જીવ પણ મુઓ એમ સમજવું નહિ ) જીવનો અને શરીરનો જે કારમો મેળાપ છે તે એકજ ઠામે રહેલો તું માન નહિ. ( મ-

તલબ કે આ જીવને માત્ર આજ કાયા સાથે હંમેશાં રહેવાનું છે એમ માન નહિ. એ તો આ કાયામાંથી બીજી કાયામાં પણ જતો રહેવાનો છે. ) હે માટીના માનવી ( માંસને કેટલાક માટી કહે છે કારણ કે ભોંયમાં દાટે છે ત્યાં તે માટીમાંજ મળી જાય છે ) તારૂં શરીર માટીમાં ભળી જશે. એમ તું જાણ. જીવ જ્યારે જુદો પડીને જાય છે ત્યારે એમ નથી વિચારતો કે કાયાની અહીં શી દશા થાય છે.

(૨) દુનીઆમાં જનમીને બહુ મોજશોખ ભોગવવો, અગ- રતો મનમાં ગુસ્સો કરવો (તે ન મળે તો દીલગીરી કરી બેસી રહેવું, ગુસ્સામાંને ગુસ્સામાં પરિતાપ કર્યા કરવો ) એમાંનું કંઇપ- ણ કામ આ ઠેકાણે ( આ જગતમાં ) નથી એમ તમે સમજો. પણ બહુ પ્રેમથી ( ઘણો ભાવ રાખીને ) હંમેશના નિયમ પ્રમાણે આજના કરતાં કાલે વધારો થાય એ રીતે ઉદ્યમ કરો અને સારાં કામ કરવા માંડો. વાંદરા જેવો અક્કલ વગરનો માણસ હોય તેજ આ બાબતમાં ખોટો વેહેમ લાવે.

(૩) કાળની પાંખ તું ઝીણી નજરથી જો કે તેના આગળ વીજળીનો વેગ પણ હારી જાય ( કાળને જતાં વાર લાગતી નથી) હે ભાઇ, આ વખતમાં હુન્નરનો પાર નથી માટે જે રીત સારી હોય તે શીખવા માંડ. મનમાં હિંમત રાખી. પ્રભુ સાથે પ્રીતિ રા- ખી સાચા ઉદ્યોગમાં રાજી રહે. બળવાન તથા બહાદુર બનીને અ- ને હામને રાખીને પછી તું મોતની બીકથી ગભરાઇશ નહિ

( ૪ ) તું દુનીઆ રૂપી રણક્ષેત્રને ( લડાઇમાં માણસને મરતાં વાર લાગતી નથી તેમ આ દુનીઆમાં પણ વાર લાગતી નથી ) આંખથી ધારી ધારીને જો અને ખરા મનથી જોઇ લે કે

તે થોડી વારમાં નાશ પામે તેવું છે. (આપણા ગયા એટલે આપણે તો જગત નાશ પામ્યુંજ માનીએ. કહેવત છે કે "આપ મુએ પીર સબ ડુબ ગઇ દુનીઆં" ) આ ઠેકાણું માત્ર બે પહોરનુંજ છે. એમ હીંમતથી સમજી લે અને એવું પ્રત્યક્ષ આંખથી જોઇ લે. હીંમતનાં કામ કર કે જેથી તારૂ નામ કાયમ રહે તો દેવ પણ તને મુક્તિનુ દાન આપશે. (તારો મોક્ષ કરશે) આ ઠેકાણે (દુનીઆમાં) ઢોર જેમ ચાબુક વડેજ બરોબર ચાલે છે તેવો તું ઇશ્વર કૃપાથી નથા ( તારી વર્તણુક એવી રાખ કે તને દોરવવો પડે નહિ અને વારેવારે ઠપકો આપી સીધો ચલાવવો પડે નહિ. )

( ૫ ) ભવિષ્યને આધારે બેસી નહિ રહેતાં નક્કી મારૂં સારૂ થશે એમ જાણીને તું આગળ વધ. (ભવિષ્યના ઉપર આધાર રાખવાની વૃત્તિથી નાશ એટલે વેગળો જા અને આગળ વધી ઉદ્યમ કરવા માંડ) જે વાત બની ગઇ તે છો બની ગઇ એમ જાણુ અને મનમાં દીલગીરી લાવીને વારે વારે તે વાત સભાળ નહિ. હાલતો વખત સૌથી સારો છે એમ જો અને દુર્ગુણ કાઢી નાંખીને ઉદ્યમ કર અને ઇશ્વરને મનમાં રાખી ( ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખી ) નમ્રતા જણાવી હીંમતથી તુર્ત ધારીને કામ કર.

( ૬ ) મોટા મોટા માણસો ( જે હાલ મોટા કહેવાય છે તથા પહેલાં મોટા કહેવાઇ ગયા તે) ની જીંદગી આપણને ખરી યાદ દેવડાવીને ખરેખરૂં એમ કહે છે કે એમાંના કેટલાકની આબરૂ (પહેલ વહેલી) એક તરણા બરોબર પણ ક્યાં હતી. ( નાના હતા ત્યારે કશી ગણત્રીમાં ક્યાં હતા ) પણ તેજ માણસો પ્રખ્યાતિને પામ્યા ને વળી તેમનાં જોર ઘણાં ફેલાયાં એ પ્રમાણે આપણે અંતઃકરણથી ઇચ્છીએ તો આ સંસારમાં સારી કીર્તિ થાય.

( ૭ ) મનમાં ઇચ્છા રાખીને એવાં કામ કરો કે જેથી નામની નિશાની રહી જાય, અને તેથી આપણો દાખલો જોઇને બીજા માણસ પણ મનમાં હિંમત ધરે. જગતરૂપી દરીઆમાં ચાલતાં ચાલતાં જેનું વહાણ ખરાબા ઉપર ચઢવાથી ભાગી જાય તે આદમી પોતાની પાસે કાંઇ ન રહેવાથી એકલો દરીઆમાં આથડે. (રસ્તેથી ભૂલે ત્યારે ખરાબે ચઢે તેમ આ દુનીઆમાં જે રસ્તે ચાલવા જોઇએ તે રસ્તે ન ચઢયો હોય ત્યારે તે ખરાબે ચઢયો કહેવાય. વહાણ તે.આ સંસારમાંથી તરવાનું સાધન—પરોપકાર વગેરે. )

(૮) તું ચાલ તૈયાર થા અને મનમાં હીંમત અને ભાવ રાખીને કામને પકડ અને આળસ છોડી દઇને બહુ ઉમંગથી કામ કરવા માંડ, અને ચંચળાઇથી જાળ નાંખીને ઝાલી લે. (મતલબ કે કામ કરવા માંડયા, પછી પડતું ના મૂકીશ. જાળની પેઠે પકડી લેજે. ) ધીરજ રાખીને નવાઇ જેવાં કામ કર. કામ કરવામાં કદી હારીશ નહિ કામ પૂરૂં થયા પછી પૈસાની રાહ જોજે. આ પ્રમાણે કામ કરવાથી ઇશ્વર આપી રહેશે. ( કામ કરવા માંડયા પહેલાં પૈસા મેળવવાની ઇચ્છા રાખવી તે ઠીક નથી કામ કરશો એટલે ઇશ્વર પૈસો આપશેજ છે )

(૯) હે ભલા માણુસ ! મારી કહેલી હકીકત મનમાં સાંભળીને (સંભળાય છે તો કાન વડે પણ મનમાં સાંભળવાનું કહેવાનો અર્થ એવો છે કે ઉપર ઉપરનું નહિ સાંભળતા મારૂ કહેલુ મન સુધી ઊંડું ઉતારીને) આ નવ સારા છદ ગાઇને ગુણવાન થા. એમાં જે વાત કહી છે તે મનમાં ધારી લઇને ખોટા વિચાર લાવીશ નહિ. ગરીબ રણછોડની વિનતિ ઝટ વાંચીને તરત તેનો મનમાં તોલ કર. ભક્તિ ભાવથી જો મનનુ સુખ ( મોક્ષ ) ઇચ્છતો હોય તો પ્રભુનો દાસ થઇને તેની સેવના કર.

## પાઠ ૫૧ સંસાર સાગરના તોફાનમાં પડેલી નૌકા.

સોડે=કિનારે

ડામણુદેવું=સુકાનને ડાબી તરફ ફેરવી વહાણુને જમણી તરફ વાળવું તે

શઢ=હોડી કે વહાણુને બરાબર ચલાવવા માટે લૂગડાના પડદા બાંધવામાં આવે છે તે

નાવિક=વહાણુ ચલાવનાર

ધારે=ગણુકારે, માને

હાથ રહે=કબજામાં રહે

સાગરે=દરીઆમાં

સુકાન=વહાણુની દિશા બદલવાનુ સાધન

વસોવાયછે=ગભરાયછે

તિમિંગલ=મોટું માછલું

નૌકા=વહાણુ, મછવો, હોડી

ખડબાં=ખડક, ટેકરા, પોપડા

ટાણે=વખતે

કરૂણાનિધાન=દયાના ભંડાર

કથળ્યા=રૂઠયા, ગુસ્સે થયા

ધન=ઊંડી

ખેપ=ફેરા

ભૂતેશ=( भूत+ईश ) પ્રાણી માત્રના ધણી

હાથ દેજો=હાથ આપજો સહાય કરજો

આ કવિતામાં માણુસની જીંદગીને હોડીનું રૂપ આપીને વર્ણુન કરેલું છે.

હોડીને કિનારે શી રીતે લઇ જવાય ? ડામણુ દેવાય તેવું પણુ રહ્યુ નથી એટલે ધારેલે રસ્તે લઇ જવા માટે વાળી શકાય તેમ રહ્યુ નથી ( આ સંસારની માયામાં એટલો બધો લુબ્ધ થઇ ગયો છે કે સંસારને કિનારે જવાનો એટલે તરીપાર ઉતરવાનો માર્ગ સુઝતો નથી મતલબ કે જીંદગીને સુમાર્ગે વાળવાને શક્તિ રહી નથી ). શઢ ફાટીને ઉડી જાય છે અને વહાણુ ચલાવનાર મારૂં કહેલું કશું કાને ધરતો નથી તો હવે શું થશે ? (જીંદગીને સુમાર્ગે દોરવાની શક્તિઓ રહી નથી અને જીંદગી નિભાવનાર ઇશ્વર તો અમારૂં કહેલું કંઈ ગણુકારતો નથી ). વરસાદ આવે છે અને વચમાં પવન કેવા સુસવાટા કરે છે. હે હરિ ! હવે સંસાર રૂપી

સાગરમાં હોડી હાથ રહેતી નથી ( જીંદગીને ખરે રસ્તે વાળવામા અનેક પ્રકારની હરકતો નડે છે, હોડી કબજામા રહેતી નથી અને કિનારે પહોંચ્યા પહેલા તે ડૂબી જશે એમ લાગે છે મતલબ કે ખરોમાર્ગ પકડાતો નથી અને સુમાર્ગ દેખ્યા પહેલા આ જીંદગી પૂરી થવાની ).

સુકાન ડોલા ખાય છે અને કશુ કામ કરી શકતું નથી (હોડી ભરદરીએ છે અને અંધારૂ થયેલુ છે તેથી ) કશુય કયાં દેખાય છે ( અજ્ઞાન રૂપી અંધકારમાં કાંઈ સુઝતું નથી, મન નિર્બળ થઇ ગયું છે અને સ્થિર રહેતું નથી. જીંદગીનો ભરોસો રહ્યો નથી ) ( શઢ, સુકાન વગેરે ) સર્વ સાધન ખૂટયા. અડકાર ( કિનારે પહોચવાનો ) રહ્યો નહિ અને ( ડુબી જવાની બીકથી ) મન ગભરાય છે. ( જીંદગી નિભાવવાનાં સાધન ખૂટયાં, હીમત રહી નહિ અને મન ગભરાવા લાગ્યું ) હે ભાઇ ચોમાજુએ મોટાં મોટાં ઘણાં માછલાં ચડી જઇને હોડીને નમાવે છે (શરીરમા અનેક પ્રકારના વ્યાધિઓ દાખલ થઇને શરીર નબળુ કરી નાંખે છે ) હે હરિ ! હવે સંસારરૂપી સાગરમાં હોડી હાથ રહેતી નથી.

હોડી અંધારામાં અથડાય છે અને ખાડા ટેકરા ( ખડક ) જોઇને હુ ઘણો ડરૂં છું ( માયાના અધારામા આમથી તેમ ફરૂં છું અને તેમાં આવતાં અનેક કષ્ટો જોઇ હું ઘણો ડરૂંછુ ) આ વખતે ઇશ્વરજ રૂઠયા તો હું એકલો શું કરી શકું ( ઇશ્વરની સહાયતા સિવાય કંઇ પણ કામ થઇ શકતુ નથી અને ઇશ્વિરની મને મદદ નથી તો હુ એકલો શી રીતે તરી પાર ઉતરી શકું ) સાથે કોઇની મદદ રહી નહિ તો હવ શી રીતે બચી શકું ( ઇશ્વર રૂઠયા તો બીજું કોણ મદદ કરી શકે માટે કોઇની મદદ રહી નહિ એમ કહ્યું છે. ) હે હરિ ! હવેઃ—

પાણીમા ઊંડી જાય છે ( માટે હવે જરૂર ડુબવાની ) અને છેવટે મનુષ્ય રૂપી આ ખરેખરો ઉપયોગી ફેરો ફોગટ ગયો, હે પ્રભુ સંસારમા ભટકતા ( ખરો ) માર્ગ હું ભૂલ્યો અને હવે બહુ થઇ ગઇ ( આ પસ્તાવાનાં વાક્યો છે ) હું પ્રથમથી ( જ્યારથી આ સૃષ્ટિમા આવ્યો ત્યારથી ) આપને આશરે છું, માટે દયા કરીને હાથ આપજો ( એટલે આપનો હાથ આપો તો તે ઝાલીને હું પાર ઉતરૂં અને નર્કમાથી બચું ) હે હરિ ! હવે—

---

## કવિના પિતાનો મંદવાડ.

તોફાન=પવન ઉડે ને દરીઆમા મોટી મોટાં છોળો આવે તે
જુગતિ=ઉપાય
સદીસા=આગળથી, પહેલેથી
તાહરે=ત્યારે
મથે=મહેનત કરે
ફાવ્યો નહિ=કાર્યકામ કરી શક્યો નહિ
લેશ=નગાર
ઘેરો ઘાલ્યો=ફરી વળ્યું
સઢ=વહાણની ગતિ વધારવાને ટાટ તથા લુગડાંના જે પડદા બાંધવામાં આવે છે તે. તેમાં પવન ભરાવાથી તે વધારે ચાલે છે
ફડફડ થઇ=ફાટી જઇ
ભારી=ઘણો
વંટોળ=વંટોળીઓ
ખરાં કરવા=ઉગરવું: બચવું
સુકાન=વહાણની દિશા બદલનાર તથા ચાલવનાર લાકડું
ચકરભમર=ચક્કરની પેઠે ભમતું તે
વામી નાંખ્યો=કાઢી નાંખ્યો ( વામવું=કાઢી નાંખવું )
ખલાસી=ખારવા; વહાણ હંકારનાર
કાં=કેમ
ધ્રુવ=પૃથ્વીની ધરી સામે દેખાતો તારો
હોકો=હોકાયંત્ર. એમાનો કાંટો હમેશાં ઉત્તર દિશા તરફ રહેછે.
ટક ટક=એકી નજર
ટંડેલ=ઉંચો
હોંસ=હોશિઆરી; દમ
ધૂમ=બેભાન
ખરાબો=દરીઆમાંના ટેકરા

નર્મદાશંકરના પિતા લાલશંકર મંદવાડથી ગુજરી ગયા તેનું આ વર્ણન છે. તેમના ( લાલશંકરના ) શરીરને વહાણ સાથે સરખાવ્યું છે તેથી દરેક જગાએ શબ્દાર્થ કપ્તાન તથા વહાણને અને ગર્ભિત અર્થ લાલશંકર તથા તેમના શરીરને લાગુ પડે છે. વહાણ તે લાલશંકરના શરીર રૂપીજ વહાણ

**કપ્તાનને લાગુ પડતો અર્થ**—હે ભાઇ ! તારૂં વહાણ તોફાનમાં ( દરીઆના તોફાનમાં ) પડયું છે અને હવે કંઇ ઉપાયો ( વહાણ બચાવવાના ) હાથમાં નથી, તારાથી બનતી તે બહુ યુક્તિઓ કરી પણ હવે રાત પડી ગઇ. ( અંધારૂં થવાથી ઉપાય કરવાનો વખત હવે રહ્યો નથી. માટે બચવું મુસ્કેલ છે )

**લાલશંકરને લાગુ પડતો અર્થ**—હે ભાઇ તમારૂં શરીર રૂપી વહાણ કાળ રૂપી તોફાનમાં પડયું છે. ( તોફાનમાંથી વહાણ ભાગ્યેજ બચે છે તેમ તમારૂં શરીર હવે ભાગ્યેજ બચે) હવે કંઇ ઉપાયો ( ઓસડવેસડ વગેરે ) હાથમાં રહ્યા નથી; તમારાથી બનતી તમે બહુ યુક્તિઓ ( ઉપાયો ) કરી પણ હવે રાત પડી ગઇ. (મંદવાડ વધી જવાથી હવે બચવાનો વખત રહ્યો નથી )

**કપ્તાન**—પારો જ્યારે હેઠો ઉતરવા માંડ્યો ત્યારે તેં પેહેલેથીજ જાણ્યું હતું કે તોફાન થશે. { વહાણમાં રાખેલા વાયુ માપક યંત્ર (હવાનું વજન વધતું ઓછું થાય તે જનાવનારૂં યત્ર) માં પારો ઉતરવા માંડે છે ત્યારે તોફાન થશે એવું આગળથી જાણવામાં આવે છે. } તેથી કરીને તું ( વહાણ ડુબે નહિ તેને માટે ) ઘણુ મથતા છતાં પણ ફાવ્યો નહિ, (વહાણના સઢ વગેરે ઉતારી નાંખીને તે ડુબે નહિ તેને માટે ઘણી તજવીજ કરી પણ તારો ઉપાય ચાલ્યો નહિ ) અને વાદળે ઘેરો ઘાલ્યો ( વા-

ફળ ચડી આવ્યુ અને વરસાદ થવાની તૈયારીઓ થઇ મતલબ કે તોફાનની શરૂઆત થવા માંડી. )

લાલશંકર—તમારા શરીરમાંથી જ્યારે પારા રૂપી ધાતુ ઘટવા માંડયો ત્યારે તમે પહેલેથીજ જાણ્યું હતું કે મોત રૂપી તોફાન આવવા લાગ્યું અને એ મરણમાથી બચવાને ઘણી મેહેનત કરી ( ઘણા ઘણા ઉપાયો કર્યા ) પણ મોત રૂપી વાદળે ઘેરો ઘાલ્યો ( મોત નજીક આવી પહોચ્યું )

વહાણ—વહાણના સઢો ફડફડ થઇ ફાટીને ચીથરાં થઇ કયાંને કયાંય દૂર ઉડી ગયા, જ્યાં મોટો નુકસાનકારી વંટોળીઓ છૂટયો (પવન વાવા લાગ્યો) ત્યાં માણસ જાત તેને શી રીતે બચાવી શકે?

લાલશંકર—તમારા શરીરની બધી શકિતઓ ( હાથ, પગ તથા બીજી ઇંદ્રિઓ) નરમ થઇ નકામી પડી ગઇ. જ્યા મોત રૂપી વંટોળીઓ છૂટયો ત્યા માણુસ શી રીતે જીવતો રહે ?

વહાણ—તોફાનને લીધે મોટી મોટી છોળો આવવાથી વહાણુ ડોલમ ડોલા થાય છે તેમા પાણી ભરાવા માંડયું છે; ( ડોલવાથી તેની કિનારીઓ વારા ફરતી પાણીમાં જવાથી તેમાં પાણી ભરાવા માંડયુ છે) તેનું સુકાન તદન ભાગી ગયું છે તેથી તે ગમે તેમ આડે અવળે રસ્તે જવા માંડયુ છે.

લાલશંકર—તમારા શરીરમાં અશકિત આવી જવાથી શરીર રૂપી વહાણુ ડોલમડોલા થવા લાગ્યું છે મતલબ કે હવે ટટાર ઉભા રહેવાતું નથી અને પગ ધ્રુજે છે; તથા શરીરમાં પાણી ભરાવા માડયું છે એટલે સોજા ચડવા લાગ્યા છે. અને સુકાન ભાગ્યું છે એટલે ગમ ભાગ્યા છે મતલબ કે શક્તિ જતી રહી છે તેથી આમ તેમ લથડીઆં ખાવા માંડયાં છે.

વહાણ—ભારે ઓછો થાય તો ડુબતું બચે એમ જાણી તે માંથી જો કે ઘણો માલ કાઢી નાંખ્યો; તો પણ તે પુરૂં તરતું નથી. ઘણા ખલાસી લોક તણાઇ ગયા (ખલાસી લોકને તરતાં આવડતું હોય છે છતાં તણાયા ) તો તેમાં બેઠેલા બીજા ઉતારૂઓ કેમ ન ડૂબી મરે ?

લાલશંકર—રોગ જાય તો તમારૂં શરીર બચે એમ જાણી ઝાડા અથવા ઉલ્ટી વાટે શરીરનો કેટલોક વિકાર કાઢી નાંખ્યો તોપણ શરીર ખબરદારીમાં આવ્યું નહિ. આવી સ્થિતિમાં આવેલા ઘણાય વૈદ લોકો પણ મરી ગયા તો પછી વૈદ જેનું ઓસડ કરે છે તે કેમ ના મરે ?

કપ્તાન—વાદળ ચડી આવવાથી ધ્રુવનો તારો દેખાતો નથી અને ઘણું અંધારૂં થઇ જવાથી હોકાયંત્ર પણ દેખાતું નથી. (હોકાયંત્ર નહિ જણાવાથી દિશાપણ માલમ પડતી નથી. ) છેવટે કંઇ ઉપાય ન રહે ત્યારે બહાદુર કપ્તાન ( વહાણનો ઉપરી વહાણની ઉંચે ઉભો રહેલો માટે ટંડેલ) પોતે ગભરાયલી સ્થિતિમાં છતાં હીંમત રાખી પરાણે પણ વહાણની ઉપર ઉભો રહીને એકા નજરે જુએછે કે હું ક્યારે અને ક્યાં આગળ ડૂબું છુ.

લાલશંકર—રોગ વધી જવાથી આંખોઇ પણ ધડકતી નથી ( માણસના મરતા પેહેલાં ચુંક આવી આંખોઇ મરી જાય છે તેને કવિ ધ્રુવનો તારો કહેછે ) અને હોકાયંત્ર જણાતું નથી એટલે નાડીનું પણ ઠેકાણું રહ્યું નથી મતલબ કે લોહી ફરતુ બંધ થઇ જવા માંડયું છે. તેવે વખતે ખરો મર્દ માણસજ ગભરાયા વગર મારૂં મરણ ક્યારે થાય છે તેની સ્થિર ચિત્તે રાહ જુએ છે. ( લાલશંકર જાતે ઉંચા હતા માટે તેમને ટંડેલ કહ્યા છે. )

**કપ્તાન**—઼ાઝી કેદ કરી હોય તે કેદીને જેમ હોશિઆરી હોતી નથી તેમ તે ઠંડેથી (કપ્તાન) થાકથી બેભાન થઇ ગયો અને ધીમે ધીમે શ્વાસ કાઢવા માડયો, તથા મરવાનું નજીક આવ્યું જાણી નિસાસા મૂકવા લાગ્યો.

**લાલશંકર**—કેદીની માફક હોંશ વગરના થવાથી બેભાન થઇ બોલતા બંધ થઇ ગયા અને શ્વાસ ચાલવા માંડ્યો.

**કપ્તાન**—પછી તેનુ વહાણ ખરાબે ચઢીને ભાગી ગયું અને કપ્તાન ડૂબી મૂઓ.

**લાલશંકર**—લાલશંકરનુ શરીરરૂપી વહાણ ખરાબે ચડીને ભાગી ગયું એટલે તેમનું મરણ થયું અંતે તેમનો દીકરો નર્મદાશંકર તે માત્ર રોઇને રહ્યો અને લાલશંકરના શરીરનુ ખાલી ખોખું (મડદુ) પણ ના રહ્યું, ( કારણ કે તેને બાળી મૂક્યું. )

---

## પાઠ ૫૩ મો. પરમેશ્વરની સ્તુતિ વિષે.

પરમેશ્વર=(**परम**=મોટો **ईश्वर**=ધણી) મોટો ધણી; પ્રભુ.

સ્તુતિ=વિનતિ; અરજ ( **स्तु**=વખાણવું )

રચના=બનાવટ, (**रच्**=રચવું, બનાવવુ) આ જમાએ સૃષ્ટિની રચના

રચનાર=બનાવનાર

કરૂણાળુ=( **करुणा**=દયા +**आलु**=વાળો) દયાવાળો

પ્રભુતા=મોટાઇ, પ્રભુપણું.

ધરી=ધારણ કરી

મજરો=સલામ, વિનતિ સાથેનુ નમન.

મજ=મારો.

કર=હાથ.

સુખીઆરો=સુખીઓ.

વણસે=બગડશે. (વગર વણસેવના થકી=સેવા

નરધારી=નક્કી કરેલી ( **निरधारी**નું ટુંકું રૂપ )

નરધારણા=માણસની ધારણા, ઇચ્છા.

મેદની=માણસોનુ ટોળું આ જગાએ પૃથ્વી.

હરિ=પ્રભુ.

હરિ=હઇ લીધી.
દુઃખકાળે=દુખ વખતે.
ઘડી=બનાવી, કરી.
જે ઘડી=જે વખતે
ધર્યા=મૂકયા.
ઉપકારી=ઉપકાર કરના રા, ઉપકારવાળા.
ટળી=ગઇ.
આટળી=આટલી
આપદા=દુઃખ.
દાહતી=બાળતી. (दह् ધાતુ=બાળવું )
દાડી=દરરોજ, હમેશાં.
અતિ=બહુ.
મળીની=મેલી.(मलीन= મેલ+ई=વાળી. )
નિર્મળી=મેલ વગરની; ચોકખી. निर्+મળ+ई )

મતિ=બુદ્ધિ.
કથશે=કહેશે. ( कथ्= કહેવું )
થોક=ઢગલો.
બણીબણી=બનીબનીને
ખમાય=વેઠાય.
તાપ=દુઃખ.
રજ=રેજકણુ.
પાર=છેડો,
કથી=કહી
જણુશે=સીલીકે, છતમાં
સેંકડો=ઘણા સૈકા,
સદભાગી=( सत्=સારા ભાગી=ભાગ્યવાળો ) સારા નશીબ વાળો.
સદભાવના=સાચો-ખરો પ્રેમ.
રંજન=રાજી કરનારા

( रंज्=રાજી કરવું+ मन )
સુખકારી=સુખકરનારા
ધર્યા=આણી મૂકયા.
તનવંત=શરીરવાળા.
વંદશે=નમશે. (वन्द्= નમવું. )
વાનર=વાંદરો.
તજવા=છોડી દેવા.
તજવાત=તારી વાત.
નિજનો ખુની=પોતાનું ખુન કરનારો; આત્મ ઘાતી.
ગણી લહે=માની લે.
ગણના=ગણત્રી.
અલ્પબુદ્ધિ=થોડી બુદ્ધિ વાળો.
ઓચરે=બોલે.

(૧) સૃષ્ટિની રચના કરનાર હે દયાળુ ધણી ! અમારા ઉપર ઘણી દયા કરો. હે પ્રભુ ! તું તારી મોટાઇ ધારણ કરીને મારી વિનતિ ધ્યાનમાં લઇ મારો રોગ ( મારૂં બધું દુઃખ ) લઇ લે.

( ૨ ) હે સુખીઆ ! મને સુખી કરવા તારા હાથ વાપર કે જેથી હું સુખી થઇને તને ભજું.

( ૩ ) પૃથ્વીમાં જે માણુસો જનમે છે તેમની પીડા હે હરિ! તેં લઇ લીધેલી દેખાય છે. ( નાનપણમાં દુઃખની લાગણી ઓછી જણાય છે તેથી ) દુઃખને વખતે તેમનાં દુઃખ કાપીને તે દીકરા દીકરી બરાબર ગણ્યા છે. ( મોટા થાય અને દુઃખની લાગણી સમજે તે વખતે તું તેમનાં દુઃખ કાપી નાંખે છે. )

( ૪ ) જે ઘડીએ જેટલા પ્રાણી તે બનાવી મૂકયા તે વખત થી હે ઉપકારી! તેઓના ઉપર તે ઘણા ઉપકાર કર્યા છે. હે ગુણુવાન તારા ગુણ વાચીનેજ અમારૂં આટલુ જરા દુઃખ હતું તે ગયું.

( ૫ ) જે મેલી બુદ્ધિ હમેશાં ઘણુ બાળતી ( ચિંતા કરાવતી, દુઃખ દેતી ) હતી તે ગઇ અને ચોકખી બુદ્ધિ મળી. જો કોઇ કવિ તારી કવિતા કરીને કહેવા બેસશે તો બની બનીને તેના ઢગલા થશે. ( મતલબ કે તેનો પાર આવશે નહિ. )

( ૬ ) જે દુઃખ અમારાથી નખમા પણ ન ખમાય ( સાધારણ દુઃખ તો નખમાં જણાતું નથી માટે ઘણું દુખ હોય તોજ નખ ન ખમી શકે ) એવાં દુઃખ ઘણાં જીવતાં પ્રાણી ખમે છે, સૌ ઠગ ઠગવાની વાત કરે છે પણ હે જગતના પાળનાર! તું દુનીઆનુ પાપ લઇ લે છે.

( ૭ ) રજકણનો પાર પામીએ ( તે કેટલી છે તે કહી શકીએ ) પણ આ તારા ડહાપણનો છેડો આવતો નથી. ( તારા ડહાપણ આગળ અમારો કહેવાનો છેડો આવતો નથી ) જણુશમાં સેંકડો ( ઘણા ) માણુસો ફરે છે (દુનીઆમાં પુષ્કળ માણુસો છે ) પણ જે સારા ભાગ્યવાળા હોય તેજ તારા ઉપર સારી ભાવના ધરે છે ( તારા ઉપર પ્રીતિ રાખે છે )

( ૮ ) હે સુખકારી! માણુસને ખુશી કરનારા રંગ તેં

બનાવ્યા છે અને તેમના સુખને માટે તેમની આગળ લાવીને મૂક્યા છે. માણુસ તને નમશે નહિ તો તે માણુસ વાંદરાની બરોબર ગણાશે. ( શરીર તો પ્રાણી માત્રને હોય છે પણ માણસને જેવી અક્કલ છે તેવી અક્કલ બીજા પ્રાણીમાં નથી. માટે માણુસ ઇશ્વરને ન નમે તો બીજાં પ્રાણી જેવોજ છે )

( ૪ ) જે માણુસ તને છોડી દેવાની વાત કહે તેને લોકો આત્મઘાતી ( પોતાની જાતનેજ નુકસાન કરનારો ) માની લે છે. કોઇ ગણનાગ માણુસ તારા ગુણની ગણત્રી કરે તો તે તારા ગુણ ગણતાં ગણતાં મરી જાય ( તારા ગુણ એટલા બધા છે કે મરતા સુધી ગણે તોપણ પાર આવે નહિ. )

---

તારા ગુણ ગણતાં કદી ઠેઠનું ઠેકાણું ( એટલે છેડો ) આવવાનું નથી. તો દલપતરામ કહે છે કે હું થોડી બુદ્ધિવાળો એની કવિતા રચીને શું કહી શકું.

---

## અભિમાન તજવા વિષે.

અભિમાન=અહંકાર (અભિ=ચોતરફ+માન =મોટાઇ ) ચોતરફથી પોતાની મોટાઇ માની લેવી તે; પોતાની બરોબર કોઇ નથી એમ માનવું તે.

હજાર વસા=ઘણું કરીને હજાર પ્રકારે; નક્કી.

હલકો—નીચ જાતનો; સ્વભાવે હલકો

કેણુ=વચન; બોલ.

ગર્વ=અહંકાર

સમાપર=નબળો વખત આવે તે વખતે.

પ્રાણનું નુકસાન થવું= પ્રાણ જવો તે

તજો=છોડી દો (ત્યજ્ ધાતુ=તજવું )

દુરજોધન=કૌરવોમાનો મોટો ભાઇ; ધૃતરાષ્ટ્રનો મોટો દીકરો.

કર્ણ=કુંતાનો છોકરો, તે સૂર્યના મંત્રથી

કુંતાને પેટે ઉત્પન્નથયો હતો તે પાંડવોથી સામા પક્ષમા હતો,
મદોન્મત=અહંકારમાં છાકી ગએલા (मद=અહંકાર+उन्मत्त=છાકી ગએલા)
સદાવ્રત=(सदा=હમેશા+व्रत=નિયમ) હમેશાં નિયમ પ્રમાણે આપવુ તે
છતા=જાણીતા; પ્રખ્યાત
રિપુ=શત્રુ; દુશ્મન
કળે=યુક્તિસર.
બાણકમાન=તીરકામઠાં
સીગી=ડંડી
છાંય=છાયા; છાંયડો.
આપ=પોતે, જાતે.
ગુણગાન=ગુણનુ ગાયન
સજે=ધારણ કરે, રાખે.
સાર=સારા.
ચહો=ઇચ્છો.
ચિત્તથી=અંતઃકરણથી
નમ્ર=નમનતાઇથી ચાલનારા; વિવેકી
પમાય=મળે
પ્રભુપદ=પ્રભુના પગ પાસેની જગા.
પ્રેમ પવિત્ર=પવિત્ર પ્રેમ સાચી પ્રીતિ.
પૂરણ=પૂરેપૂરૂં
બ્રહ્મ=પરમેશ્વર.
પીછાન=ઓળખાણ
રસાળ=રસીક, આનંદ લાગે એવા.
પ્રજાપ્રતિપાળ=રાજા
ધારી=મનમાં રાખીને
વિગત=હકીકત
તોલકરો=સારા નરસાનો વિચાર કરો.

( ૧ ) કોઇ માણુસ કદી અભિમાન કરે તો તે ઘણું કરીને બહુ હલકોજ ( આબરૂ વગરનો ) હોય. હું જે સારૂં વચન કહું છુ તે કાન ધરીને સાંભળો તે એ કે ઇશ્વરને ભજો અને અભિમાન છોડી દો.

(૨) રાવણ (લંકાનો રાજા કે જે સીતાને હરી ગયો હતો અને રામચંદ્રજી સાથે પણ લડવાને તૈયાર થયો હતો તે ) નો પણ અહંકાર જતો રહ્યો. અને પ્રસંગ આવે (નબળો વખત આવે ત્યારે ) બધા માણસો ( ભાઇ ભાંડુ તથા સ્ત્રી વગેરે ) તેના શત્રુ થયા. અને છેવટે જરૂર તેના જીવનું જોખમ થયું, ( મરી ગયો ) માટે ઇશ્વરને ભજો અને અભિમાન છોડી દો;

( ૩ ) વળી કહો કે દુર્યોધન જેવા મદોન્મત્ત અને કર્ણ

જેવા દાનેસરી કે જેણે દાનમાં સદાવ્રત આપ્યાં હતાં (ઠેકાણે ઠેકાણે સદાવ્રત મંડાવ્યા હતા ) તેઓ દાન કર્યાં છે? તે પણ મરી ગયા માટે ભગવાનને ભજો અને અભિમાન છોડી દો.

( ૪ ) જે માણસો યોદ્ધાઓના નામથી દુનીઆમાં જાણીતા હતા અને જેઓ યુક્તિથી દુશ્મન ઉપર ગુસ્સો કરતા ( લડવામાં પણ યુક્તિવાળા હતા ) તેઓ પણ તીરકામઠા મૂકીને મરી ગયા માટે ભગવાનને ભજો અને અભિમાન છોડી દો.

(૫) જેમને માથે છત્રની કડી છાયા થતી ( જેમને માથે છત્ર ધરાતાં, ) અને કઇપણ કરતા બીતા નહિ ( ગમે તેવું ભારે કામ કરવાની હીંમત ધરાવતા ) તેવા નર પણ પોતે ગયા આ તેમના ગુણનું ગાયન ( કીર્તિ ) રહ્યું, માટે ભગવાનને ભજો અને અભિમાનને છોડી દો

( ૬ ) માણસ બધા સારા ગુણ રાખે પણ મનમાં જો લગાર અભિમાન રાખે તો દૂધ અને સાકરમા ઝેર મળ્યા બરોબર થાય. ( દૂધ અને સાકર ઉત્તમ વસ્તુ છે, પણ તેમાં લગાર ઝેર ભળે તો સાકર સહિતનું બધું દૂધ ઝેર બરાબર થઇ જાય છે તેમ સારા ગુણમા લગાર અભિમાન આવે તો બધા સારા ગુણ નકામા થઇ પડે છે. ) માટે ભગવાનને ભજો અને અભિમાન છોડી દો.

( ૭ ) અંતઃકરણથી દુનીઆમાં આબરૂ મેળવવા ઇચ્છતા હો તો કોઇ માણસ કદી અભિમાન કરશો નહિ, નમ્રતાવાળા હશો તો વધારે ગુણવાળા થશો. માટે ભગવાનને ભજો અને અભિમાન છોડી દો.

( ૮ ) અહંકાર જાય તો ઘણા સ્નેહીઓ મળે તથા પરમેશ્વરના ચરણને વિષે પવિત્ર પ્રેમ બળે પછી ઇશ્વરનું ઓળખાણ

થાય માટે ઇશ્વરને ભજો અને અભિમાન છોડી દો.

( ૯ ) દલપતરામ કવિ કહે છે કે બધા લોકો અને રાજાઓ આ સારા રસિક નવ છંદ સાંભળીને તે ઉપર વિચાર કરીને હકીકત ધ્યાનમાં લઇ મનમાં તોલ કરો.

---

## પાઠ. ૫૫ હિમાલયનું વર્ણન.

હિમાલય=(હિમ=બરફ+આલય=ઠેકાણું)બરફનું ઠેકાણું. જ્યાં બરફ વધારે રહે છે તેવો પર્વત.
ઉજળો=સફેદ; ધોળો.
વર્ણન=હકીકત.
હિમાચળ=( हिम+अचळ=ખસે નહિ તેવું) જ્યાં હમેશાં બરફ રહેછે તેવું.
બેઠેય=બેસવાથી.
જાહ્નવી=ગંગા (જાહ્નુ ઋષિની જાંગમાંથી નીકળ્યાં માટે જાહ્નવી
શ્રમહર્તા=થાકને ઉતારનાર.
શૃંગ=શિખર.

કાળે=વખતે.
અંગ=શરીર.
પંક=કાદવ.
પવનઉઠયે=પવનવાવાથી.
દવ=જંગલનો અગ્નિ. (ચોપડીમાં દેવ છે ત્યાં દવ જોઇએ )
દેવદારૂ=દેવદાર.
તરૂ=ઝાડ.
સ્કંધ=ડાળીઓ.
યુદ્ધે=યુદ્ધથી, ટીચાવાથી
પુચ્છ=પૂછડું.
ગુચ્છ=ગુચ્છો; પૂછડે વાળનો જથો હોય છે તે.
પ્રજ્વલન કરી=સળગાવી
પીડે=દુઃખ દે.
ધારા=ધાર

આતુર=કંઇ મેળવવાની ઇચ્છા રાખનાર ગરીબ.
આરત=ઇચ્છા, ગરજ.
હરવા=નાશ કરવા.
સજ્જન=સારા માણસ (सत्+जन)
સંચે છે=સંગ્રહ કરેછે.
તલપ=છલંગ.
ટપદઇને=ઝટ.
શરભ=એ આઠ પગનું કલ્પિત પ્રાણી છે ને તે હાથીનો કટ્ટો દુશ્મન છે.
હસ્તિ=હાથી } હાથી
ભ્રાંત=વહેમ } છે એમ જાણીને.
અંગભંગથાવા=શરીરનું

ભાગવું.
ગમનસુ=ગમન સાથે.
તડતડ=એક જાતનો અવાજ
અણુસમજ્યું=વગર વિચારે.
આરંભે=શરૂ કરે.
પરિભવ=હાર.
વેણુ=વાંસળી.
નાદ=સૂર
મધુર=કાનને મીઠો લાગે તેવા.
કિન્નરીઓ=કિન્નરની સ્ત્રીઓ;સ્વર્ગની ગાનારીઓ
કોકિલકંઠે=કોયલના જેવા રાગથી.
ત્રિપુરવિજય=ત્રિપુરાસુર નામના દૈત્યને મહાદેવે માર્યો હતો તે પરાક્રમ વિષેની કવિતા તે ત્રિપુર વિજય ત્રિપુરાસુર=(ત્રિ=ત્રણ+પુર=નગર+અસુર=રાક્ષસ ) ત્રણ નગરનો ઉપરી રાક્ષસ.
ઉત્સાહે=ઉમંગથી
મૃદંગ=પખાજ.
શિવ વલ્લભ=શિવને વહાલું.
સંગિત=નૃત્ય, વાદ્ય ને ગાયન એ ત્રણ ભેગાં મળે ત્યારે સંગિત કહેવાય.
સાજ=સામગ્રી
ઉપતટ=ઉપલી બાજુ.
વિશેષ=વધારાનું;જોવા લાયક.
બળી=બળી ગઈ.
નિયમન=બંધન કરવા ( યમ્ ધાતુ )
તત્પર=તૈયાર
વામન=કૃષ્ણના એક અવતારનું નામ.
શામપદ=કાળોપગ
સમહોઇ=જેવો થઇને
ક્રૌંચ=હિમાલયમાંથી ટિબેટમાં જવાની ...
પ્રતિવર્ષે=દરવર્ષે
ભૃગુકુળદીપક=ભૃગુકુળનો દીવો; પરશુરામ.
પ્રવાસ=મુસાફરી.
કૈલાક=એ નામનું હિમાલય પર્વતનું શીખર
તેડે છે=બોલાવે છે.
વીસભુજ=વીસ હાથવાળો; રાવણ
ખખલ્યા છે=હાલીગયાછે

સ્વર્ગમાં યક્ષ લોકોના અધિપતિ કુબેરે પોતાની વાડીનું રક્ષણ કરવાનું કામ એક યક્ષને સોંપ્યું હતું. એ યક્ષ એક દિવસ પોતાના કામમાં ચૂક્યો તેથી કુબેરે કોપે ભરાઇને શ્રાપ દીધો કે તું બાર માસ સુધી તારા સ્ત્રીના વિયોગમાં રહેજે તેથી તે પૃથ્વી ઉપર આવીને ચિત્રકુટ પર્વત ઉપર આશ્રમ કરીને રહે છે તે વખતે અ-

આડ મહીનો હોવાથી આકાશમા વાદળ આવેલુ હતું અને તે ઉત્ત-
ર તરફ જતું હતું ચિત્રકૂટથી તેની સ્ત્રી જ્યાં હતી તે કૈલાસ
પણ ઉત્તર દિશામા છે તે વાદળ એટલે મેઘ પણ ઉત્તર દિશા તરફ
જતો હોવાથી તેની સાથે પોતાની સ્ત્રીને સંદેશો કહાવે છે અને
તેનો રસ્તો બતાવે છે તેમાં કૈલાસ જતાં વચમા હિમાલય પર્વત
આવે છે તે હિમાલયનુ યક્ષે વર્ણન આપેલું છે તેનો તરજુમો રા
રા. નવલરામ લક્ષ્મીરામે કરેલો છે

યક્ષ મનુષ્ય જાતથી અદતા અને દેવથી ઉતરતા પ્રાણી છે.
તે દેવતાની મહારાજ ચાકરીમા રહેનારા ગણાય છે.

* આ કવિતાનો રાગ "તારૂ ગોકુળ જોવાને આવરે મથુરાનાં વાસી" છે.

---

(૧) જે (ચોપડીમા જોય છે ત્યાં "જોય" જોઈએ) બરફ
ના ઢગે ધોળો દેખાય છે અને જેના પત્થરો પર કસ્તુરી મૃગના
બેસવાથી સુગંધી બેઠેલી છે અને જ્યાંથી ગંગાજી નીકળે છે એવા
હિમાલય પર્વત ઉપર જઈ પહોચ (હિમાલય ઉપર હમેશા બરફ
રહે છે, અને તેની ઉપરના જંગલોમા કસ્તુરી મૃગ નામના જાન-
વરો રહે છે કે જેની ડુંટીમાંથી કસ્તુરી નીકળે છે તેવા મૃગ ત્યા
પત્થરો ઉપર બેસવાથી શિલાઓ સુગંધીમય થઇ રહી છે. ગંગા-
જીના ત્રણ નામ છે જાન્હવી, ગંગા ને ભાગીરથી) અને થાક ઉતારે
એવા શીખર ઉપર જઇ બેસ. તે વખતે આહાહા કેવી શોભા થશે!
જાણે કે મહાદેવનો પોઠીઓ શરીર ઉપર કાદવ ઉછાળતો હોયની!
(મેઘ વાદળરૂપ છે તેથી તે કાળો છે તે જાણે કાદવ અને બરફના
ઢગલા સહિતનુ ધોળું શિખર તે જાણે પોઠીઓ. મતલબ કે શીખર
ઉપર તું જઇશ ત્યારે પોઠીઓ કાદવ ઉછાળતો હોય એવો દેખાવ

થશે તે કૈલાસ શિખર ઉપર મહાદેવનો વાસ માનેલો છે માટે મહાદેવનો પોઠીઓ કહ્યો છે)

( ૨ ) ત્યાં પવન વાવાથી દેવદારના ઝાડની ડાળીઓના યુદ્ધને લીધે ( સામસામી ટીચવાથી ) ઉત્પન્ન થએલો દવ જંગલી ગાયો (જે ગાયોનાં પૂછડાંનાં ચમ્મર બને છે તે ગાયો)નાં પૂછડાંના ગુચ્છા વડે ઠેકાણે ઠેકાણે આગ લગાડીને ( પૃછડું બળે તેથી ગભરાઇને ગાય દોડતી જાય તેથી તે જ્યાં જ્યાં જાય ત્યાં ત્યા પાછો અગ્નિ થાય ) પર્વતને પીડતો હોય તો તારી હજારો ધારાઓ વડે તારે તે દવને હોલવી નાંખવો ઘટે છે, કેમકે માણસો પૈસાનો સંગ્રહ કરે છે તે ગરીબોની ઇચ્છાઓ પૂરી પાડવા માટેજ છે ( તેમનો પૈસો ગરીબોના દુઃખ ટાળવાને માટેજ ભેગો કરેલો હોય છે )

( ૩ ) હાથીનો વેહેમ લાવીને ( તું હાથી છે એમ જાણીને ) શરભ નામનું પ્રાણી પોતાનાં હાડકાં ભાગવા માટે રીસથી ઝટ દઇને તારા પર ફોગટ તલપ મારે છે. (શરભ પ્રાણી હાથીનો દુશ્મન છે. તે તને હાથી જાણીને તારા તરફ દોડે છે અને તું ઉંચે જતો રહે ત્યારે રીસ કરી તારા તરફ ફોકટ કૂદકો મારે છે તેથી હાડકાં ભાગે છે) પણ તું તો ચપળ જાત હોવાથી ઉંચે ગગનમાં જતો રહે છે. (વાદળું તો સ્વાભાવિક રીતે ઉચુંજ જાય છે) તું કરાનો તડતડ માર માર એટલે એના સામું ખડખડ હસ ( કરાનો માર મારવાનો કહ્યો એજ મેઘનું હસવું કહ્યું એના હાથમાં ન આવ્યો માટે હસ, અને હસવાનું તેજ કરાનો માર છે. કગ પડશે અને તે તું હસતો હોઉ એવું જણાશે. ) વગર વિચાર્યું કામ લઇ બેસવાથી કોની હાર થઇ નથી ? ( હાથી છે કે નહિ તેનો વિચાર કર્યા વગર તારાપર તલપ મારી એ અણસમજનું કામ કહેવાય. )

( ૪ ) ત્યાં વાંસળીઓમાં પવન ભરાઇને મધુર રાગ ઉત્પન્ન થાય છે, ( હિમાલય પર્વતનાં જંગલોમાં જે સુકા વાંસ હોય તેમાં ભમરાઓએ ભરાઇને જે કાણાં પડેલાં હોય તેમાં પવન ભરાવાથી જાણે વાંસળી વાગતી હોય તેવો અવાજ થાય છે. ) તેની સાથે કિન્નરની સ્ત્રીઓ ત્રિપુરવિજયનાં પદ કોયલોના જેવા સ્વરે ઉમંગથી ગાય છે. ( હિમાલય પર્વત ઉપર કૈલાસ છે તેને સ્વર્ગ માનેલું છે. અને સ્વર્ગમાં કિન્નરની સ્ત્રીઓ ઘણું સારૂં ગાયન કરનારી હોય છે. તેમ અહીં જંગલમાં વસનારીઓને કિન્નરીઓ કહી છે. ત્રિપુરાવિજય=ટિબેટની પાસેના ભાગમાં ત્રિપુરાસુર નામનો દૈત્ય બહુ જુલમ ગુજારતો હતો તેને મહાદેવે માર્યો હતો તે પરાક્રમ વિષેની કવિતા તે ત્રિપુરવિજય. જેમુલકમાં જુલમ ગુજારતો હતો તે મુલકમાંથી જુલમ ઓછો થવાથી તેના ઉપરની જીતનાં ગાયન તે મુલકમાં ગવાતાંજ હોય તે ઉપરથી કવિએ આ કલ્પના કરી છે. ) તે વખતે જો તું ગુફામાં પખાજના જેવા અવાજથી ગાજે (વરસાદની ગર્જના થાય અને તે ગુફામાં પ્રત્યાઘાત થવાથી પખાજના અવાજ જેવી સંભળાય) તો શિવને વહાલું જે સંગિત તે પૂર્ણસામગ્રી સાથે થાય.

આ કડીમાં શિવના સંગિતની વાત છે. સંગિતમાં વાજું, ગાયન અને નાચ એ ત્રણ વાનાં જોઇએ. કાણાંવાળા વાંસનો નાદ અને મેઘ ગર્જના એ વાજું, જંગલની સ્ત્રીઓ ગાય તે ગાયન, ઉપરની બે બાબતો થવાથી મહાદેવ ખુશી થઇ સગિતમાં ખૂટતી ત્રીજી બાબત જે નૃત્ય તે જાતેજ કરશે; કારણકે તેમને સંગિત બહુ વહાલું છે.

(૫) હિમાલયની ઉપલી બાજુના ભાગ ઉપર જે જે જોવા લાયક હોય તે જોઇ બળી રાજાને બંધન કરવા તત્પર થએલા

વામનજીના કાળા પગ જેવો તું થઇને ( બળી રાજાએ ઇંદ્રાસન લેવા સારૂ સો અશ્વમેધ કરવા માંડ્યા હતા. તેથી ઇંદ્રે વિષ્ણુની સ્તુતિ કરવાથી બળી રાજાનું બળ તોડવા માટે વિષ્ણુએ કશ્યપઋષિને ત્યાં અદિતિને પેટે જન્મ લીધો હતો. તેમનો બાંધો બહુજ ઠીંગણો અને નાનો હતો માટે એમનું નામ વામન પાડ્યું અને તે વામન અવતાર કહેવાયો. તેમણે પાંચ વર્ષની અંદર ભણીને તૈયાર થઇ બળીરાજા સોમા યજ્ઞની પૂર્ણાહુતિની તૈયારીમાં હતો તે વખતે તેમની પાસે જઇ યાચવા કરી અને ત્રણ ડગલાં પૃથ્વી માગી. યજ્ઞ કરનારનો નિયમ હોય છે કે બ્રાહ્મણ આવીને જે માગે આપવુંજ જોઇએ તેથી બળીરાજાએ એ આપવાનું વચન આપ્યું, એટલે તેમણે મોટું પ્રચંડ રૂપ ધારણ કરી એક પગે પૃથ્વી અને બીજે પગે આકાશ રોકી ત્રીજા પગલાની જગા માગી હવે તે જગા બળીરાજા ક્યાંથી લાવીને આપે માટે પોતાની છાતી ઉપર ત્રીજો પગ મૂકવાનું કહ્યું. તે છાતી ઉપર ત્રીજો પગ મૂકવાને ઉંચો કીધો હોય અને જેવો દેખાવ થાય તેવો તારો દેખાવ થશે એમ કહેવાનો અર્થ છે ) જ્યાં થઇને દર વર્ષે હંસની સવારી આવે છે જાય છે તથા ભૃગુકુળના દીવા પરશુરામની કીર્તિની બારી જે ક્રૌંચ નામની ખીણ તેમાં તું પેસ. ( ક્રૌંચ એ હિમાલય પર્વતમાંથી ટિબેટમાં જવાની કોઈ ખીણ અથવા નેળ હોય તેમ જણાય છે. એ ખીણમાં થઇને ચોમાસું વીતે હંસનાં ટોળે ટોળાં માન સરોવરમાંથી હિંદુસ્તાન તરફ આવે છે અને ચોમાસું આવવા માંડે કે પાછાં માન સરોવર તરફ જાય છે. પરશુરામ એ ભૃગુકુળમાં જમદગ્નિના પુત્ર રૂપે અવતર્યા હતા તે વિષ્ણુનો અવતાર હતા એમ કહેવાય છે. તેમણે પૃથ્વી એકવીસ વાર નક્ષત્રી કરીને

બ્રાહ્મણોને દાનમા આપી હતી તેથી તે ભૃગુકુળનો દીવો કહેવાય છે. એવું કહેવાય છે કે પરશુરામ કૈલાસમાં મહાદેવજી પાસે ધનુર્વિદ્યા ભણવા ગયા હતા ત્યાથી ભણીને પાછા આવે છે એટલામાં તેમને કાર્તિકસ્વામી સાથે પોતાના સામર્થ્ય વિષે વાદવિવાદ થયો ઓ તે ઉપરથી સામો ક્રૌંચ પર્વત હતો તેમા પરશુરામે મત્ર ભણીને એવુ બાણ માર્યું કે તેમાં એક મોટી ખીણ પડી રહી. તે ઉપરથી એ ખાણને પરશુરામની કીર્તિની બારી કહે છે.)

(૬) ત્યાંથી નીકળી તું ઉંચે ઉંચે ઉત્તર તરફના દેશોમાં મુસાફરી કર ( ત્યાથી પછી ટિબેટ તરફ જવાનુ કહ્યું. ટિબેટનો મુલક દુનીઆમા સૌથી ઉચો છે માટે ઉંચે ઉંચે જવાનું કહ્યું છે ) અને શ્રી કૈલાસ જઇને તું તેનો વહાલો પરોણો થા, કારણ કે તે તને પ્રીતે બોલાવે છે. ( કૈલાસ નામનુ હિમાલયનુ એક શિખર છે અને તે હમેશાં ડોલ્યાં કરે છે તે ઉપરથી કવિએ કહ્યું છે કે તે ડોકુ ધુણાવીને તને બોલાવે છે. દુનીઆમા કેટલાક ખડગ એવા છે કે તેને જરાક જોર કરવાથી તે ચક્કર ચક્કર ફર્યા કરે પરંતુ ગમે તેટલા માણસ મળે તો પણ ઉંચકી શકાય નહિ. આવો પર્વત ઇંગ્લાંડના કાર્નવાલ પરગણાગાં પેનઝાન્સની પાસે છે તથા મહાબળીપુર આગળ પણ આવો દેખાવ જોવામાં આવે છે. ) રાવણના બળથી જેના સાધા હાલી ગયા છે એવા ડગમગ ડોલતા શિખરની કેવી સરસ શોભા છે તે જો. ( કૈલાસ પર્વત ડોલે છે માટે પુરાણોમાં એવી કલ્પના કહી છે કે એક વખત મહાદેવના દર્શન કરવા રાવણ કૈલાસમાં ગયો ત્યારે તેને નંદીકેશ્વર પોળીઆએ અટકાવ્યો તે ઉપરથી રકઝક થતાં રાવણ કૈલાસ પર્વતને ઉપાડી હલાવવા લાગ્યો. એટલામાં મહાદેવજી જાગ્યા. તેમણે એવો જોરથી

પગ ઠોક્યો કે પર્વત પાછો પૃથ્વીમાં સજડ થઇ ગયો અને તેની તળે રાવણ દબાયો પછી તેણે ઘણી પ્રાર્થના કરી ત્યારે તેને છોડયો પણ તે વખતથી એ પર્વતના સાંધા એવા ખખળી ગયા છે કે તેનુ શિખર ડગમગ ડોલ્યાજ કરે છે. રાવણને દશ મસ્તક અને વીસ હાથ હતા તેથી તેને વીસ ભુજ કહે છે અથવા દશાનન પણ કહે છે

**નવલરામ:**—સુરતના રહીશ હતા અને તે રાજકોટ ટ્રેનિંગ કોલેજમાં પ્રિન્સિપલ હતા.

---

ગિરિવર=(ગિરિ=પર્વત +વર=શ્રેષ્ટ, મોટા) પર્વતોમા શ્રેષ્ટ, મોટા પર્વત

અપરપાર=પાર વગરની, ઘણુંજ

વારૂ=વારી જાઉં, ઓવારણા લઉં, (ઐરા મૂઠીઓ વાળી લમણા એ અડકાડે છે તે)

કાલ=નાગનુ જ નામ છે, નાગ.

શિર=માથું

પરા=[illegible]

વિરાજે=વિ=વિશેષ+ રાજ=શોભવું) શોભે

સ્થિર=ટટાર ઉભા રહેવુ તે.

યાર=ભાઇ

મગન થઇને=ખુશી થઇને

ગગનગોખ=આકાશરૂપી ગોખમાં.

ચંદા=ચંદ્ર (તેની ખુબસુરતી જણાવવા માટે તેને સ્ત્રીની ઉપમા આપી ચંદા નાર કહી છે)

તુહિન=બરફ.

વપુ=શરીર.

શમાવા=શાંત પાડવા

ત્રિવિધતાપ=(ત્રિ=ત્રણ+ વિધ=પ્રકાર) ત્રણ પ્રકારના દુઃખ (આધિ=મનની પીડા, વ્યાધિ=શરીરની પીડા ઉપાધિ=સગા સ્નેહી ઇના દુઃખથી ઉત્પન્ન થતી પીડા

વામકૂંકી=વાસળીના પવન ભરવાથી ફુંકાય તે, વાસળી વગાડીને

મૃદુ=મધુર

ગાન=ગાયન (गै ધાતુ =ગાવું)

દઢવ્રત=(दृढव्रत) દૃઢ નિયમ પાળી રહેનાર;

દઈવત વાળા
મોરાર=મોરારિ (મુરારિ (મુર=મુર નામને રા- ક્ષસ+અરિ=શત્રુ) મુ- ર નામના રાક્ષસના શત્રુ; તેને મારનાર
નિરાગી=રોગ વગરના
ઐાષધ=ઓસડ

ધારક=ધારણ કરનાર, રાખનાર
ધનવંતરી=મુખ્ય વૈદ, એ એક રત્ન ગણાયછે
અવતાર—જન્મ
શીત ટાઢ
વરષા=વરસાદ
દવજવાળા=જગલના અગ્નિની ઝાળ

તરંગ=ઝપાટા
દરકાર=ગણત્રી; પરવા
જનન=જન્મ;જન્મવું તે
સ્થિતિ=હોવાપણું, હયાતી
સુખકાર=સુખકરનારે

હે મોટા પર્વત (હે હિમાલય) તારી શોભા ઘણીજ છે. તને હું હજારવાર વારી જાઉંછું, (ઓવારણાં લઉંછું) હે મોટા૦

(૧) શેષ નાગના માથા ઉપર પૃથ્વી શોભા રહેલી છે. અને હે બાપ તેના ઉપર તું સ્થિર રહેલો છે. (કાલ એ શેષનાગનું નામ છે. કાલ (વખત) જાને સ્થિર છે; કારણકે તેનો નાશ નથી. આપણે એમ કહીએ છીએ કે બે ઘડી ગઇ તો તે કાળની બે ઘડી ગઇ નથી. પણ બે ઘડી આપણી ( દુનીઆના માણસોની) ગઇ. મતલબ કે કાલ જતો નથી તેથી તે સ્થિર અને શેષનામ પણ સ્થિર છે માટે શેષનાગને કાળનું નામ આપેલું છે. આ પ્રમાણે શેષનાગ સ્થિર છે અને તેના ઉપર સ્થિર એવી જે પૃથ્વી તે રહેલી છે અને તેના ઉપર તું સ્થિર છે. આમ પર્વતનું સ્થિરપણું બતાવવા માટે કવિએ આ કડી મૂકેલી છે ) હે મોટા૦

(૨) ચંદ્રમા આકાશરૂપી ગોખલામાંથી રાજી થઇને તને જુએ છે (ચંદ્રમા નરજાતિ છે પરંતુ તેની ખૂબસુરતી જણાવવા માટે તેનું સ્ત્રીના રૂપે વર્ણન કરેલું છે. આ દેખાવ ચંદ્રના ઉદય વખતનો બતાવેલો છે. એટલે બારીમાંથી જેમ કોઇ ખૂબસુરત સ્ત્રી

રસ્તે જનારને ડોકીયું કરીને જુએ તેમ ચંદ્ર ઉગે છે તે પણ એકદમ ડોકીયું કરતો હોય તેની માફક ઉગે છે. વળી જેમ કોઇ મોટો માણસ જતો હોય તોજ તેને જોવા બારીએ ડોકીયું કરે તેમ હિમાલય પર્વત એવો ઉત્તમ છે કે તેને ચંદ્રારૂપી સ્ત્રી ડોકીયું કરીને જુએ છે. ) હે મોટા૦

(૩) તુ (દુનીઆનાં) ત્રણે પ્રકારનાં (આધિ; વ્યાધિ, ઉપાધિ) દુ:ખ સમાવા માટે તારા શરીર ઉપર બરફ રાખે છે. ( સ્વાભાવિક નિયમ એવો છે કે તાવ વગેરે આવેલો હોય ત્યારે માથે બરફ મૂકવામાં આવેછે અને તેથી રોગની શાંતિ થાય છે. માટે દુની-આના લોકોનાં દુ:ખ સમાવવાના ઉપયોગને માટે તું તારા ઉપર તે રાખી રહ્યો છે ) હે મોટા૦

(૪) તું કૃષ્ણમોરારની માફક દૃઢવ્રતવાળો હોઇને વાંસ ફુંકીને મધુર ગાયન કરે છે. ( પર્વત ઉપર વાંસ ફુંકવાથી જે વાંસળીનો અવાજ થાય છે તે ઉપરની કવિતામાં બતાવેલું છે. કૃષ્ણમોરાર ગો-પીઓ સાથે રાસક્રીડા રમતા હતા છતાં તે બ્રહ્મચારી રૂપે દૃઢવ્રતવાળા રહી ડગ્યા નહોતા તેમ તારા ઉપર પવનની અનેક લહેરીઓ આવે છે છતાં તું ડગતો નથી માટે તને દૃઢવ્રતવાળો કહ્યો છે ) હે મોટા૦

(૫) તું નિરોગી અને ઔષધી રાખનાર ધનવંતરીનો અ-વતાર છે. (રોગ વગરના ને ઔષધ રાખનાર એ નામથી સ્વર્ગમાં ધનવંતરીનું ઓળખાણ થએલું છે. તે ઉપરથી કવિએ આ કડી મૂકેલી છે. હિમાલયને ધનવતરી કહેવાનું કારણ એટલુંજ કે તે નિરોગી છે અને તેના ઉપર ઘણી જાતની ઔષધી ઉગે છે ) હે મોટા૦

(૬) તું ટાઢ, તાપ, વરસાદ, અને જંગલના અગ્નિની જ્વાળાને લગાર વાર પણ ગણતો નથી. ( દવ અને જવાળા એવા બે છુટા

અર્થ પણ નીકળી શકે છે. દન સપાટી ઉપર બળેતો અગ્નિ છે, અને જ્વાળા ઝાડોના એક એકના ટીચાવાથી જે ઉપલા ભાગમાં અગ્નિ પ્રગટે છે તે છે ) હે મોટા૦

(૭) તારા ઉપર પવનની છોળો ઉછાળા મારે છે તેની તને દરકાર નથી (તું એવો સ્થિર છે કે તેને લેખવતો નથી). હે મોટા૦

(૮) તારા જનગવાને અને તારી હાલતને ધન્ય છે, કારણકે તું હંમેશા સુખ આપનારો બનેલો છે. હે મોટા૦

**દોલતરામ કિરપારામ:**—એ નડિઆદના વડનગરા નાગર. તે લુણાવાડા સ્ટેટના દિવાન હતા. એમને કવિતાનો બહુ સારો શોખ છે. બહુ સારા કાવ્યો તેમણે બનાવ્યા છે.

## નવી વાંચનમાળાની સાત ચોપડીઓમાં આવતા છંદોનું માપ.

**પીંગળ**=કવિતાના નિયમો જાણવાનુ શાસ્ત્ર.

**માત્રા**-સ્વર સહિતનો ટૂંકામા ટૂંકા અક્ષર બોલતાં જેટલો વખત જાય તેનુ નામ માત્રા. માત્રા એ વખતનુજ માપ છે. આ ઉપરથી એમ સમજવાનુ છે કે કોઈ અક્ષરને બોલતા જેમ જેમ વધારે વખત જાય તેમ તેમ તેની માત્રઓ વધારે ગણાય.

**લઘુ**—જે અક્ષરની એક માત્રા થતી હોય તે લઘુ. વ્યંજન ખોડો હોય તો તેને એક માત્રા જેટલો વખત જતો નથી માટે તેની માત્રા ગણતી નથી માત્રાનો આધાર સ્વર ઉપર છે. સ્વરો પૈકી **अ, इ, उ, ऋ** એકલા આવે અથવા કોઈ વ્યજનમાં એ ચાર સ્વર મળેલા હોય તોપણ તેની એક માત્રા ગણાય છે અને તે

લઘુ કહેવાય છે. જેમકે મ. કિ. જુ. પ્ર, ૯, ૫૦

ગુરૂ:—જે અક્ષર બોલતાં બે માત્રા જેટલો વખત જતો હોય તે ગુરૂ કે દીર્ઘ કહેવાય. **अ इ उ ऋ** સિવાયના સ્વર એકલા આવે અથવા કોઇ વ્યંજનમાં ભળેલા આવે તો તે ગુરૂ કહેવાય છે. કોઇ પણ લઘુ અક્ષરની પછી જોડાક્ષર આવેલો હોય અને તેને લીધે લઘુ અક્ષર થડકીને બોલાતો હોય તો તે લઘુનો ઉચ્ચાર ગુરૂના જેવો થાય છે. માટે તેની પણ બે માત્રા ગણાય છે અને તે ગુરૂ કહેવાય છે. કા, કી, કૂ, કે, ધર્મ, અન્ન, પુત્ર, વગેરે. લઘુ ઓળખવાને માટે ઊભી લીટી ( । ) અને ગુરૂ ઓળખવાને માટે વક્ર ચિહ્ન (ડ) લખાય છે.

પ્લુત:—જે અક્ષર બોલતાં બે કરતા વધારે માત્રા જેટલો વખત જાય તેને પ્લુત કહે છે.

લઘુ, ગુરૂ કે પ્લુતનુ ઓળખાણ માત્ર હ્રસ્વ કે દીર્ઘ લખેલા હોય તેટલા ઉપરથીજ થતું નથી પરંતુ કવિતા ગાનાં તે જે પ્રમાણે લાંબા કે ટૂંકા બોલાતા હોય તે ઉપરથી થાય છે. જેમકે

। । । । । । ।ડ । । ।ડ ડ ડ ડ । । ડ ।
" લઘુ ગુરૂ લખિને નવ ગણો ઉચ્ચારે ઓળખાય "

આ કડીમાં 'ઓ' દેખીતો ગુરૂ છે પણ બોલવામાં લઘુ છે માટે લઘુ ગણવો; તેમજ પ્લુત લખવાની કંઇ જુદી નિશાની નથી. પણ જે પ્રમાણે લંબાતો હોય તે પ્રમાણે તેની બે, ત્રણ, ચાર ૪૦ માત્રાઓ ગણાય છે. નાટક વગેરેનાં ગાયનોમાં આવા પ્લુત ઘણા આવે છે. સાધારણ કવિતાઓમાં પણ રે, જી, ૪૦ ઘણી વખત પ્લુત હોય છે.

આ પ્રમાણે માત્રાઓની ગણત્રી જે કવિતાઓમાં નીકળી શકે

છે તેને માત્રામેળ છંદ કહે છે, અને જે કવિતાઓમાં અક્ષરની ગણત્રી હોય છે તેને અક્ષરમેળ છંદ કહે છે. ગાર્ભિત રીતે જોતાં અક્ષરમેળમાં પણ માત્રાઓનું માપ હોય છેજ, કારણ કે તે વગર રાગ બેસેજ નહિ, અને એટલાજ માટે અક્ષરમેળમાં ગણની અ-થવા લઘુગુરૂની ગણત્રી હોય છે.

ગણ:—ત્રણ ત્રણ અક્ષરના જોડકાને ગણ કહે છે. ગણ આઠ છે. મ, ય, ર, સ, ત, જ, ભ, ન.

ગણનું ઓળખાણ.

મગણમાં ત્રણે ગુરૂ આવે છે, જેમકે માતાજી.

યગણમાં પહેલો લઘુ અને છેલ્લા બે ગુરૂ આવે છે. જેમકે યશરવી.

રગણમાં પહેલો ને છેલ્લો ગુરૂ અને વચ્ચે લઘુ આવે છે. જેમકે રામજી.

સગણમાં પહેલા બે લઘુ ને છેલ્લો ગુરૂ આવેછે. જેમકે સમતા.

તગણમાં પહેલા બે ગુરૂ ને છેલ્લો લઘુ આવેછે. જેમકે તાતાર.

જગણમાં પહેલો ને છેલ્લો લઘુ ને વચ્ચે ગુરૂ આવે છે. જેમકે જકાત.

ભગણમાં પહેલો ગુરૂ ને છેલ્લા બે લઘુ આવેછે. જેમકે ભોજન.

નગણમાં ત્રણે લઘુ આવે છે. જેમકે નગર.

તાળ:—કોઇ પણ અક્ષર કે માત્રા ઉપર ભાર દેવો અથવા થાપ દેવી તેને તાળ કહે છે. માત્રામેળમાં માત્રા ઉપર તાળની ગણત્રી હોય છે અને અક્ષરમેળમાં અક્ષર ઉપર તાળની ગણત્રી હોય છે.

અક્ષરમેળ અથવા માત્રામેળમાં છંદ બે પ્રકારના આવી શકે છે.

**સમપદ અને વિષમપદ.** જે છંદનાં બધાં ચરણમાં સરખી માત્રા કે સરખા અક્ષર હોય તે સમપદ કહેવાય છે અને જેનાં ચરણ વધતી ઓછી માત્રા કે અક્ષરવાળાં હોય તે વિષમપદ કહેવાય છે.

કવિતામાં શબ્દ અથવા અક્ષરની ગોઠવણીના ત્રણ પ્રકાર હોય છે. (૧) ઝડ, (૨) ઝમક, (૩) વર્ણસગાઇ. જેમાં પહેલો આવેલો સ્વર અને પછીનો અક્ષર ફરી ફરીને આવે તેને ઝડ કહે છે. જેમકે "**સારી** વાત ન્યારી કરી **ધારી** તેં **નઠારી** હૈયે." જેમાં એક શબ્દ ફરી ફરીને આવે તેને ઝમક કહે છે. જેમકે "**મેળવ્યું** વિશેષ જ્ઞાન **મેળવ્યું** વિશેષ માન." જેમાં એકનો એક અક્ષર ફરી ફરીને આવે તેને વર્ણસગાઇ કહે છે. જેમકે "છળભેદે છાની રીતે છો ને લોક છેતરીને."

## માત્રામેળ છંદ.

**દોહરો:**—( દો=બે+હરો=હાર=બે હારોનો છંદ ) તેના પહેલા અને ત્રીજા ચરણમાં તેર તેર માત્રા અને બીજા તથા ચોથા ચરણમાં અગીઆર અગીઆર માત્રા મળી કુલ ૪૮ માત્રા આવે છે ને દરેક ચરણમાં ૧, ૫, અને ૯ મી માત્રાએ મળી કુલ ચાર ચરણમાં થઇ ૧૨ તાળ આવે છે. તે તાળમાં જગણ આવે નહિ. ૧૧ મી માત્રાએ લઘુ આવે છે.

**ચોપાઈ:**—૧૫ માત્રાનું એક પદ એવાં ચાર પદ મળીને એક ચોપાઇ થાય છે કેમકે ચો એટલે ચાર, અને પાઇ એટલે પગ. પીંગળમાં તો ફક્ત એટલુંજ જણાવેલું હોય છે. પરંતુ તેની વધારે હકીકત નીચે મુજબ છે:—:

ચોપાઇના દરેક પદમાં છેલ્લા ગુરૂ તથા લઘુ એવા બે અક્ષર હોય છે અને તે ચરણમાં પ્રથમ લઘુ અક્ષર કરીને પછી તેની

જોડે મગણ લાવવો નહિ, તથા પ્રથમ બે માત્રાઓ પછી યગણ લાવવો નહિ, તથા પ્રથમ લઘુ અને ગુરૂ અક્ષર કરીને તેની જોડે સગણ લાવવો નહિ. તેમાં ૧, ૫, ૯ અને ૧૩ માત્રાએ દરેક ચરણમાં તાળ આવે છે.

છપ્પો:—એમાં છ પદ હોય છે માટે છપ્પો કે છપય કહે છે. તે છમાંનાં પહેલાં ચાર પદ ચોવીસ ચોવીસ માત્રાના ( પહેલું અડધું ૧૧ નુ અને બાકાનું ૧૩ નું ) હોય છે, અને છેલ્લાં બે પદ અઠ્ઠાવીસ અઠ્ઠાવીસ (૧૫+૧૩) માત્રાનાં હોય છે. એટલે કુલ ૧૫૨ માત્રા થાય છે. પહેલા ચાર પદમા ૧, ૫ અને ૯ માત્રાપર એમ ૨૪ તાળ આવે છે, અને છેલ્લાં બે ચરણમાં ૩, ૬, ૧૦, ૧૫, ૨૦ ને ૨૪ મી માત્રાએ મળી ૧૨ તાળ આવે છે. એટલે કુલ ૩૬ તાળ થાય છે.

**કુંડળીઓ:**—કુંડળીઓ કરવામાં પ્રથમ એક દોહરો બનાવવો તેથી તેની ૪૮ માત્રા થશે પછી ૧૧ અને ૧૩ માત્રાનું મળીને એક એવાં ચાર ચરણ બનાવવાં તેથી તેની ૯૬ માત્રા થશે એટલે કૂલ ૧૪૪ માત્રા થશે. દરેક અર્ધ ચરણમાં ૧, ૫, ૯ મી માત્રાએ તાળ આવે તેથી ૧૨ અર્ધ ચરણની મળી ૩૬ તાળ થશે. ચોથું ચરણ પાછું પાંચમા ચરણની જગાએ બોલાય છે. એમ કુંડળાની પેઠે વળતો હોવાથી તેને કુંડળીઓ કહે છે.

**ચરણાકુળ:**—દરેક ચરણમાં ૧૬ માત્રા તથા ૧, ૫, ૯ અને ૧૩ માત્રા ઉપર તાળ મળી ચાર તાળ આવે છે. છેવટે બે ગુરૂ આવે છે.

**ઉધોર:**—દરેક ચરણમાં ૧૪ માત્રા હોય છે ને છેવટે ગુરૂ

ને લઘુ આવે છે. ૧, ૩, ૫, ૮, ૧૦ અને ૧૨ મી માત્રાએ મળી ૭ તાળ આવે છે

**હરિગિત:**—દરેક ચરણમા ૨૮ માત્રા હોય છે ને છેવટે રગણ આવે છે. ૧૬ મી તથા ૨૮ મી માત્રાએ અટકવાનુ આવે છે ૩, ૬, ૧૦, ૧૩, ૧૭, ૨૦, ૨૪ ને ૨૭ મી માત્રા મળી આઠ તાળ આવે છે પણ તાળના જગણ હોતો નથી.

**પ્લવંગમ:**—દરેક ચરણમા ૨૧ માત્રા હોય છે અને ૧૧ તથા ૨૧ મી માત્રા ઉપર અટકવાનુ આવે છે. ૧, ૫, ૯, ૧૩ અને ૧૭ મી માત્રા એ મળી પાચ તાળ આવે છે દરેક ચરણનો પહેલો ને છેલ્લો અક્ષર ગુરૂ આવે છે.

**મહીદીપ:**—દરેક ચરણમા ૨૨ માત્રા હોય છે. ૧, ૭, ૧૩ ને ૧૯ મી માત્રાએ મળી કુલ ૪ તાળ આવે છે. ૨૨ મી માત્રાએ અટકવાનુ આવે છે અને છેવટે બે ગુરૂ આવે છે.

**સવૈયા એકત્રીસા:**—દરેક ચરણમા ૩૧ માત્રા અને બત્રીસો હોય તો ૩૨ માત્રા આવે છે. ૧, ૫, ૯, ૧૩, ૧૭, ૨૧, ૨૫ ને ૨૯ મી માત્રાએ મળી ૮ તાળ આવે છે. ૧૬ મી માત્રાએ અટકવાનુ આવે છે. એકત્રીસામા છેવટે ગુરૂ ને લઘુ આવે છે ને બત્રીસામાં બે ગુરૂ આવે છે.

**ઝુલણા:**—દરેક ચરણમાં ૩૭ માત્રા આવે છે. ૧૦, ૨૦ ને ૨૮ મી માત્રાએ અટકવાનુ આવે છે. છેવટે ગુરૂ આવે છે. ૧, ૬, ૧૧, ૧૬, ૨૧, ૨૬, ૩૧, ૩૬, મી માત્રા પર મળી ૮ તાળ આવે છે. તાળની ત્રીજી માત્રાએ લઘુ હોય છે.

**રોળાવૃત:**—૧૧ અને ૧૩ મળી ૨૪ માત્રાનું એક ચરણ આવે છે, ને ૧, ૫ ૯, ૧૩, ૧૭, ૨૧ મી માત્રાએ ૬ તાળ

આવે છે. કોઇ તાળમાં જગણુ આવતો નથી.

## અક્ષરમેળ.

**ભુજંગી:**—તેના દરેક ચરણમાં ચાર યગણુ એટલે ૧૨ અક્ષર આવે છે. ૨, ૫, ૮ અને ૧૧ મા અક્ષરપર મળી ૪ તાળ આવે છે.

**તોટક:**—એના દરેક ચરણમાં ચાર સગણુ એટલે ૧૨ અ-ક્ષર આવે છે ૩, ૬, ૯ ને ૧૨ મા અક્ષરપર તાળ આવે છે.

**મનહર:**—એના દરેક ચરણમાં ૩૧ અક્ષર આવે છે. તેમાં છેવટે ગુરૂ આવે છે. આઠ આઠ અક્ષરે અટકવાનું આવે છે. ૧, ૫, ૯, ૧૩ ૧૭, ૨૧, ૨૫ ને ૨૯ મા અક્ષરપર મળી ૮ તાલ આવે છે. અક્ષરની ગોઠવણીમાં આ છંદ અનિયમિત છે.

**દોધક:**—એમાં ત્રણ ભગણને બે ગુરૂ મળી ૧૧ અક્ષર આ-વે છે. ૧, ૪, ૭, ૧૦ મા અક્ષરપર તાળ એમ ચાર તાળ આવે છે.

**નારાચ:**—જ, ર, જ, ર, જ એ પાંચ ગણુ ને છેવટે લઘુ આવી ૧૬ અક્ષર થાય છે. ૨, ૪, ૬, ૮, ૧૦, ૧૨, ૧૪ ને ૧૬ મા અક્ષરપર ૮ તાળ આવે છે.

**ઇંદ્રવજ્રા:**—ત, ત, જ એ ત્રણ ગણુ ને છેવટે બે ગુરૂ મળી ૧૧ અક્ષર થાય છે. ૧, ૪, ૬, ને ૧૦ મા અક્ષરપર મળી ૪ તાળ છે.

**ઉપેંદ્રવજ્રા:**—જ, ત, જ એ પ્રમાણે ત્રણ ગણને બે ગુરૂ મળી ૧૧ અક્ષર થાય છે. ૧, ૪, ૬, ને ૧૦ મા અક્ષરપર ૪ તાળ આવેછે.

**વસંતતિલકા:**—ત, ભ, જ, જ એ પ્રમાણે ચાર ગણુ ને બે ગુરૂ મળી ૧૪ અક્ષર થાય છે. ૧, ૪, ૯ ને ૧૩ મા અક્ષરપર મળી ચાર તાળ આવે છે.

**માલિની:**—ન, ન, મ, ય, ય એ પાંચ ગણુ મળી ૧૫ અક્ષર થાય છે ૧, ૩, ૭, ૯ ને ૧૪ મા અક્ષરપર મળી ૫ તાળ આવે છે.

**શિખરિણી:**—ત્રીજા પાઠની કવિતામાં લખેલો છે.

**હરિણી:**—ન, સ, મ, ર, સ એ પ્રમાણે પાંચ ગણુ અને લઘુ, ગુરૂ મળી ૧૭ અક્ષર થાય છે. ૧, ૪, ૭, ૧૧, ૧૪, ને ૧૭ અક્ષરપર મળી ૬ તાળ આવે છે.

**મંદાક્રાંતા:**—મ, ભ, ન, ત, ત, એ પ્રમાણે પાંચ ગણુ અને બે ગુરૂ મળી ૧૭ અક્ષર થાય છે. ૧, ૩, ૫, ૮, ૧૧, ૧૫ ને ૧૭ અક્ષરપર મળી ૭ તાળ આવે છે.

**દ્રુતવિલંબિત:**—ન,ભ,ભ, ર એ પ્રમાણે ચાર ગણુના મળી ૧૨ અક્ષર. ૧, ૪,૫, ૧૦ ને ૧૨ અક્ષરપર મળી ૫ તાળ આવે છે.

**લલિત:**—ન, ર, ર એ પ્રમાણે ૩ ગણુ ને લઘુ તથા ગુરૂ મળી ૧૧ અક્ષર. ૧, ૪, ૬, ૭, ૯ ને ૧૧ અક્ષરપર મળી ૬ તાળ

**ઉપજાતિ:**—તેનું એક ચરણ ઇંદ્રવજાને ને બીજું ચરણ ઉપેંદ્રવજાને મળતું આવે છે.

**શાર્દુલવિક્રીડીત:**—મ, સ, જ, સ, ત, ત એ રીતે મળી ૭ ગણુ ને ગુરૂ થઇને ૧૯ અક્ષર થાય છે. ૧, ૩, ૬, ૮, ૧૦, ૧૩, ૧૬ ને ૧૭ અક્ષરપર મળી ૮ તાળ આવે છે.

**વૈતાળીય:**—પહેલા અર્ધા ચરણમાં મ, મ, જ એ ગણુ તથા ગુરૂ મળી ૧૦ અક્ષર અને બીજા અર્ધા ચરણમા સ, ભ, ર, એ ત્રણ ગણુ ને લઘુ તથા ગુરૂ મળી ૧૧ અક્ષર આવે છે પહેલા અર્ધા ચરણમા ૧, ૪, ૭ ને ૯ તથા બીજામાં ૧, ૪, ૭, ૯, ૧૧ અક્ષરપર તાળ આવે છે,

**મોતીદામ:**—ચાર જગણુ મળી ૧૨ અક્ષર આવે છે. ૨, ૫, ૮, ને ૧૧ મા અક્ષર પર મળી ૪ તાળ આવે છે.

રોધછંદ:—આ છંદમા પાચ ચરણ આવે છે પેહેલા અને બીજા ચરણમાં દરેકમાં ૨૭ માત્રા આવે છે. ૧૬ મી માત્રા પછી અટકવાનુ આવેછે અને ૧ લી પછી ચાર ચાર માત્રાએ મળી કુલ ૭ તાળ આવે છે ત્રીજુ ચરણ ૧૨ માત્રાનુ છે અને તેમા પણ ૧-૫-૯ મી માત્રાએ મળી ત્રણ તાલ આવે છે, આ ચરણ ઉપલા બેની સાથેજ બોલવામા આવેછે ચોથું અને પાચમુ ચરણ છવીસ છવીસ માત્રાનુ છે તેમા ૩-૭-૧૧-૧૫-૧૯-૨૩ મી માત્રાએ તાલ એ રીતે દરેકમા છ છ તાલ આવે છે અને ત્રીજા તાલ પછી સહેજ વિરામ આવે છે. ચોથા અને પાચમા ચરણમા ૧૧-૧૨-૧૩ ત્રણ માત્રાનો એક અક્ષર હોય કે પ્લુત બોલાય છે ઉદાહરણ

૨ ૧ ૧ ૨ ૧ ૧ ૨ ૧૧ ૨ ૧ ૧ ૨ ૨ ૧ ૧૨ ૨ ૧ ......૨૭
|કોય જ|ઇ તું હિ|માચલ|પર્વત|હિમે|ઉજળો|જોય;

૨ ૧ ૧ ૨ ૨ ૨ ૧ ૧ ૨ ૨ ૨ ૧ ૧ ૧૧ ૨ ૨૧......૨૭
|જેનોશિ|ખાએ|બે ઠી સુ|ગધી|કસ્તુરી|મૃગ બે|ઠેય,

૨ ૧ ૧ ૨ ૧ ૧ ૧ ૨......................૧૨
જયાથી જ|જાહ્નવી|નીકળે.

૧૧ ૨૨ ૨૨ ૩ ૧ ૨ ૨ ૨ ૨ ૨ ૨.................. ૨૬
શ્રમ|હર્તા|શૃગે|બેસ|શી શો|ભા તે|કળે,

૨ ૨૧૧ ૨ ૧ ૧ ૩ ૧ ૧ ૨ ૧ ૨ ૧ ૧૨ ૨ . ......૨૬
શુ|પાર્વતી|પતિનો|પોઠી|એ અંગ|પં ક રૂ|છા ળે ?

# અરજી, રિપોર્ટ ને નિબંધ.

અરજી—રૈયતમાંના માણસો દાદ મેળવવાને અધિકારીને વિનતિરૂપે જે હકીકત લખી જણાવે તે અરજી કહેવાય. ગામ લોકોની અરજ, મહજનની અરજ, કોઇ ઉમેદવારે નોકરી મેળવવા કરેલી અરજ. ઇત્યાદિ.

રિપોર્ટ—નોકર માણસ પોતાના ઉપરી અધિકારીને પોતાના સરકારી કામકાજ બાબત હકીકત જણાવે તે રિપોર્ટ કહેવાય. પટેલ તલાટિનો રિપોર્ટ, મહેતાજીનો રિપોર્ટ, મામલતદારનો રિપોર્ટ ઇત્યાદિ.

નિબંધ—કોઇ બાબતનું પદ્ધતિસર વર્ણન તે નિબંધ. કોઇ પણ ઝાડ, જનાવર કે દેશનું વર્ણન, કોઇનું જીવન ચરિત્ર, કોઈ પણ બાબતના સારાસારનું વર્ણન. ઇત્યાદિ.

ઉપરની ત્રણે બાબતો લખનારે મુખ્યત્વે કરીને **ભાષા, વિષય અને સ્વચ્છતા** ઉપર ખાસ લક્ષ આપવું જોઇએ. ભાષાના સંબંધમાં નીચેની બાબતો ઉપર લક્ષ રાખવું.

(૧) **અક્ષર** (૨) **જોડણી** (૩) **શબ્દરચના** (૪) **વાકયરચના** (૫) **વિરામચિહ્ન** (૬) **શુદ્ધિ** (૭) **રૂઢી** (૮) **યથાર્થતા** (૯) **રસિકતા.**

## અક્ષર.

અક્ષર એક મોહિની રૂપ છે. જેના અક્ષર સારા હોય તેનું લખાણ વાચતાં ( લખાણ અશુદ્ધ ન હોય તો ) કંટાળો આવતો નથી; માટે લખવામાં ઉતાવળ નહિ કરતાં સારા છાપેલા અક્ષરો

૫ નીચેનાં વાક્યો સુધારીને લખોઃ—

કુરૂવસ્ય જો અનિતિવાન હતા, અને તેમને અવગાં કાર્ય સૂઝતાં, આથી તેને પરીણામે કૃષ્ણ તથા પાંડવોની સાથે વીરોધ થયો; અતે એવી શોચનિય સ્થીતી આવી કે બન્ને પક્ષની વચ્ચે યુદ્ધ થયું, ધ્રુતરાષ્ટના પુત્રો અધ્યાત્મીક સુખપ્રતી બેદરકાર રહ્યા અને ઐહીક સુખનો અંગિકાર કરવાથી મર્ણ શર્ણ થયા.

સુધારેલુ વાક્ય નીચે પ્રમાણે થાયઃ—

કુરૂવંશજો અનીતિવાન હતા, અને તેમને અવળા કાર્ય સૂઝતા આથી તેને પરિણામે કૃષ્ણ તથા પાંડવોની સાથે વિરોધ થયો; અંત એવી શોચનીય સ્થિતિ આવી કે બંને પક્ષની વચ્ચે યુદ્ધ થયું. ધૃતરાષ્ટ્રના પુત્રો આધ્યાત્મિક સુખપ્રતિ બે દરકાર રહ્યા અને ઐહિક સુખનો અંગિકાર કરવાથી મરણ શરણ થયા.

૧૯૨૧

૧ નીચેના વિષયોમાંથી ગમે તે એક વિષય ઉપર સુમારે ૩૦ લીટીનો નિબંધ લખોઃ—

(अ, ગુરૂભક્તિ. પાંચમી ચોપડીનો પાઠ ૫ મો જુઓ. (ब) ફ્લોરેંસ નાઇટિંગેલ. સાતમી ચોપડીનો પાઠ ૪૯ મો જુઓ.

૨ નીચેના શબ્દોના અર્થ દષ્ટાંત સહિત સમજાવો,

કર્મણિ રચના, પૂરક, કારક વિભક્તિ, ઉદ્દેશ, ભાવે પ્રયોગ.

**કર્મણિ રચનાઃ**—જે વાક્યમાં કર્મ પ્રાધાન્ય હોય તે વાક્યની રચના કર્મણિ કહેવાય છે. "હું લાડુ ખાઉંછું." "મારાથી લાડુ ખવાય છે" આ બે વાકોમાંના પહેલા વાક્યનું "ખાઉંછુ" ક્રિયાપદ કર્તા 'હુ' ને પ્રાધાન્ય આપે છે, ને બીજા વાક્યનું "ખવાય છે" ક્રિયાપદ કર્મ "લાડુ" ને પ્રાધાન્ય આપે છે, માટે બીજા વાક્યની

રચના કર્મણિ કહેવાય. (સકર્મક ક્રિયાપદના સભરૂપને કર્મણિ રચના કહે છે.)

પૂરક:--ક્રિયાનો અર્થ પૂરો કરનાર. "મગનલાલ લાડુ ખાય છે" આ વાક્યમાં "લાડુ" શબ્દ ક્રિયાનો અર્થ પૂરો કરે છે, માટે પૂરક કહેવાય. "તે માંદો થઇ ગયો" આ વાક્યમાં "માંદો" ક્રિયાનો અર્થ પૂરો કરે છે, માટે તે પૂરક કહેવાય. "લાડુ" ક્રિયાપૂરક કર્મ છે "માંદો" ક્રિયાપૂરક કર્મ નથી દરેક કર્મ ક્રિયાપૂરક છે, પણ દરેક ક્રિયાપૂરક કર્મ નથી. એ બરાબર ધ્યાનમાં રાખવું.

કારક **વિભક્તિ:**—જે વિભક્તિઓ ક્રિયાપદ સાથે સંબંધ રાખે છે તે વિભક્તિઓને કારક વિભક્તિઓ કહે છે. છઠ્ઠી વિભક્તિ સિવાયની બધી વિભક્તિઓ ક્રિયાપદ સાથે કંઇનો કંઈ સબંધ રાખે છે. માટે તેને કારક વિભક્તિ કહે છે. (પહેલી વિભક્તિ ક્રિયાપદનો કરનાર, બીજી વિભક્તિ કોના ઉપર ક્રિયા કરે છે તે, ત્રીજી વિભક્તિ જે સાધન વડે ક્રિયા થતી હોય તે, ચોથી વિભક્તિ જેને માટે ક્રિયા થતી હોય તે, પાંચમી વિભક્તિ જેને લીધે થતી હોય તે અને સાતમી વિભક્તિ જે સ્થળે ક્રિયા થતી હોય તે બતાવે છે)

ઉદ્દેશ્ય:—(ઉત્+દિશ્+ય) ઉદ્દેશવાને યોગ્ય. જેને ઉદ્દેશીને વાત કરીએ તે ઉદ્દેશ્ય "મગન જાય છે," "મારાથી કામ કરાય છે" આ બે વાક્યોમાં પહેલા વાક્યમાં આવેલો "મગન" કર્તા છે, તેમ ઉદ્દેશ્ય પણ છે, ને બીજા વાક્યમાં "કામ" એ ક્રિયાનો કરનાર નથી પણ ઉદ્દેશ્ય છે, દરેક કર્તા ઉદ્દેશ્ય થઇ શકે પણ દરેક ઉદ્દેશ્ય કર્તા નથી એ ધ્યાનમાં રાખવું

**ભાવે પ્રયોગ:**—જવાય છે, (જવાનું થાય છે) મને ગમે છે, તમને ભાવતું નથી. આ બધાં ક્રિયાપદોનાં રૂપ ઉપરથી કર્તા

કે કર્મનો બોધ થતો નથી માત્ર ક્રિયાનો અર્થ (ભાવ) સમજાય છે. ભાવે (ભાવના-ક્રિયાના અર્થમાં) પ્રયોગમાં ક્રિયાપદ હમેશાં ત્રીજે પુરૂષ, નાન્યતર જાતિ, એકવચનમાં આવે છે.

૩ નીચેના વાક્યનુ પૃથક્કરણ કરો.

તે તકરાર ઘણી લાંબી ચાલી, અને તેનો પાર જલદી આવશે નહિ એમ જાણી કરણુ રાજા વચ્ચે બોલી ઉઠયો "હવે બસ થયુ."

| વાક્ય. | પ્રકાર. | સંયુક્ત વાક્ય હોય તો તેમા આવેલાં છૂટાં વાક્યો. |
|---|---|---|
| તે તકરાર ......બસ થયું. | સંયુક્ત | ૧. તે તકરાર ઘણી લાંબી ચાલી. ૨. તેનો પાર જલદી આવશે નહિ એમ જાણી કરણુરાજા વચ્ચે બોલી ઉઠયો. "હવે બસ થયુ" |

| વાક્ય. | પ્રકાર. | ઉદ્દેશ્ય. | ઉદ્દેશ્ય વર્ધક. | વિધેય. ક્રિયાપદ. | વિધેય. પૂરક. | વિધેય વર્ધક. |
|---|---|---|---|---|---|---|
| તે તકરાર ... ચાલી. | સાદું. | તકરાર. | તે | ચાલી | ઘણી લાંબી. | ... |
| તેનો પાર ...બસ થયું | મિશ્ર | કરણુરાજા | ... | બોલી ઉઠયો | હવે બસ થયું. | તેનો પાર જલદી આવશે નહિ એમ જાણી, વચ્ચે. |
| તેનો પાર... આવશે નહિ. | ક્રિ.વિ. રૂપીગૌણ વા. | પાર | તેનો | આવશે | ... | જલદી, નાક. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| હવે બસ થયું. | ક્રિયા હેતુવાચક નામરૂપી ગૌણ વાક્ય કર્મ વાચક. | (બોલવું) અધ્યાહાર | ... | થયું. | બસ. | હવે. |

૪ ત્રીજા પ્રશ્નમાં જે શબ્દો નીચે આડી લીટી દોરી છે, તેનુ પદચ્છેદ લખો.

તેઃ—દર્શક વિશેષણ, વિશેષ્ય તકરાર.

ઘણીઃ—વિધિ વિશેષણનુ વિશેષણ.

પારઃ—ભાવવાચક નામ, નરજાતિ, પ્રાતિપદિકાર્થે ( નામાર્થે -નિર્દેશાર્થે) પહેલીનું એકવચન.

એમઃ—ક્રિયાવિશેષણ અવ્યય. (રીતદર્શક)

જાણીઃ—સંબંધક ભૂતકૃદંત. ( અવ્યય તરીકે વપરાએલું )

કરણઃ—વિશેષનામ, નરજાતિ, પ્રાતિપદિકાર્થે ( નામાર્થે-નિર્દેશાર્થે-કર્ત્રાર્થે) પહેલીનુ એકવચન.

બોલી ઉઠયોઃ—બોલ અને ઉઠ ધાતુનુ સંયુક્ત સકર્મક ક્રિયાપદ, નિશ્ચયાર્થ દ્વિતભૂતકાળ, ક્રિયાનાથ કરણ. ત્રીજોપુરૂષ નરજાતિ, એકવચન, કર્ત્તા કરણ, કર્મ "હવે બસ થયુ." કર્ત્તરી પ્રયોગ

૫ નીચેનાં વાકય સુધારીને લખોઃ—

પ્રાચિન સમયના વિદ્વાન પુરૂષોએ અધ્યાત્મીક વીદ્યા ઉપર ઘણું ધ્યાન આપ્યું હતું. પરંતુ અગ્ની, વાયુ વીગેરે પ્રાકૃતીક પદાર્થો વિષે શંસોધન કરવા તરફ તેમનુ મન આકર્ષાયું ન હતું. કુદરતની

શક્તીને તેઓ દેવદેવી તરીકે પુજતા. એ શક્તીઓને અંકુશમાં રાખી એના બળના ઉપયોગથી ઐહીક સુખ વધારવું એ અર્વાચિન સમયનીજ બલીહારી છે.

**સુધારેલું વાકય:—**

પ્રાચીન સમયના વિદ્વાન પુરૂષોએ આધ્યાત્મિક વિદ્યા ઉપર ઘણું ધ્યાન આપ્યુ હતું; પરંતુ અગ્નિ, વાયુ વગેરે પ્રાકૃતિક પદાર્થો વિષે સંશોધન કરવા તરફ તેમનુ મન આકર્ષાયું નહતું. કુદરતની શક્તિને તેઓ દેવદેવી તરીકે પૂજતા. એ શક્તિઓને અંકુશમાંરાખી એના બળના ઉપયોગથી ઐહિક સુખ વધારવું, એ અર્વાચીન સમયનીજ બલિહારી છે.

૧૯૧૨

**નિબંધ:**—વર્ષાઋતુ વિષે સુમારે ત્રીસ લીટીઓનો નિબંધ લખો.

જ—નિબંધનો વિષય જુઓ.

(૧) **અ** નીચેના શબ્દોના અર્થ દૃષ્ટાંત સાથે લખો.

વિધેય, અવ્યય, ગૌણવાક્ય, પ્રયોગ, અપાદાન અને સમાસ.

જ—**વિધેય**—પૂરેપૂરી ક્રિયા જણાવનારા શબ્દ વિધેય છે. છોકરો ચોપડી વાંચે છે. આ વાકયમાં છોકરો ચોપડી વાંચવાની ક્રિયા કરે છે માટે "ચોપડી વાંચે છે" આ શબ્દો વિધેય છે.

**અવ્યય**—જે શબ્દના રૂપમાં કંઇ ફેરફાર ન થતાં હંમેશાં પોતાને રૂપે રહે છે તે. એટલે જેને જાતિ, વિભક્તિ કે વચન લાગતાં નથી તે: ઉદા૦ અને, આગળ, અત્યારે, ચુપ વગેરે.

**ગૌણવાકય**—પેટાવાકય. એક અથવા વધારે વાક્ય કોઈ મુખ્ય વાકયના કર્તા, કર્મ કે ક્રિયાપદના વધારા તરીકે વપરાયલાં હોય તે

ગૌણવાકય અને મુખ્ય વાકય તે પ્રધાન વાકય. " મહેતાજીએ કહ્યું કે તમે વહેલા આવજો " આમાં " મહેતાજીએ કહ્યું " એ પ્રધાન વાકય અને " તમે વહેલા આવજો " એ ગૌણવાકય.

**પ્રયોગઃ**—વપરાશ. (પ્ર+યુજ્=જોડાવું. ક્રિયાપદનું કોઇ શબ્દની સાથે જોડાઇને વપરાવું) ક્રિયાપદની કર્ત્તાના અર્થમાં વપરાશ હોય એટલે કર્ત્તાના પ્રમાણે જાતિ, વચન કે પુરૂષ થતાં હોય તો કર્ત્તરિ પ્રયોગ, કર્મના અર્થમા વપરાશ હોય ત્યારે કર્મણિ પ્રયોગ અને કર્ત્તા કે કર્મનો બોધ ન થતાં માત્ર ક્રિયાનો અર્થજ સમજાતો હોય તો ભાવે પ્રયોગ. ઉદા૦ છોકરો જાય છે, મારાથી ચોપડી લખાઇ, મને ગમે છે વગેરે.

**અપાદાનઃ**—કોઇથી છુટા થવું તે. જેમકે હું સુરતથી આવ્યો, તે મેડેથી પડી ગયો, આમા સુરતથી, મેડેથીએ અપાદાન છે.

**સમાસઃ**—જ્યારે બે કે વધારે શબ્દો એકઠા મળીને એક શબ્દના જેવોજ ઉપયોગ થાય છે, ત્યારે તે શબ્દોનો સમાસ થયો કહેવાય છે.

**૫.** મૂળ ધાતુ તથા સાધિત ધાતુ, કર્ત્તા અને ઉદ્દેશ્ય, મિશ્રકાળ અને સંયુકત ક્રિયાપદના તફાવત દૃષ્ટાંત આપી સમજાવો,

**મૂળ તથા સાધિત ધાતુ**—આપ, લખ, પડ વગેરે મૂળ ધાતુ છે. કાળના નહિ પણ આવ, આડ વગેરે પ્રત્યયો લાગીને ધાતુનાં જે રૂપ થાય છે તે સાધિત ધાતુ છે. જેમકે અપાવ, લખાવ, પાડ વગેરે.

**કર્તા અને ઉદ્દેશ્ય**—હરિલાલ જાય છે. કૂતરો ભસે છે. આમાં હરિલાલ અને કૂતરો બને કર્ત્તા છે. આ બે વાકયોમાં તેમને ઉદ્દેશીને કહેવામાં આવ્યુ છે માટે તે ઉદ્દેશ્ય પણ છે; પરંતુ મારાથી ચોપડી વંચાઇ. તેનાથી કાગળ લખાયો. એમાં ચોપડી, કાગળ એ કર્તા નથી

પણ તેમને ઉદ્દેશીને વાત થઇ છે માટે તે ઉદ્દેશ્ય છે. મતલબ કે કર્ત્તા ઉદ્દેશ્ય હોય પણ દરેક ઉદ્દેશ્ય કર્ત્તા છે એમ કહેવાય નહિ.

**મિશ્રકાળ અને સંયુક્ત ક્રિયાપદ**—વર્ત્તમાન, ભૂત, ભવિષ્ય અને વિશેષભૂત કૃદંત સાથે છ કે હો ધાતુનું રૂપ આવીને જે રૂપો બને છે તે મિશ્રકાળ છે. જેમકે જતો હતો, ગયો છે, જવાનો હશે, ગયેલો હોય. આમાં બે ક્રિયાપદો મળી બંનેના કાળનો ભેગો અર્થ સૂચવે છે, અને સંયુકત ક્રિયાપદમાંતો એક મુખ્ય ક્રિયાપદ હોઇ બાકીનાં ક્રિયાપદ તેની પાછળ આવી કંઇ પણ અર્થ સૂચવતા નથી; માત્ર પહેલાના એટલે મુખ્ય ક્રિયાપદના અર્થમાં કંઇક વધારો એ-ટલે ત્વરા કે પરિપૂર્ણતા બતાવે છે. જેમકે બેસી જા, લખી ચૂકયો, પડી ગયો વગેરે.

(૨) નીચેના શબ્દોના અર્થ વ્યુત્પત્તિ સાથે લખો.

શોચનીય, સંન્યાસી, પ્રવાસી, અંગીકાર, વિરોધ અને સંમતિ.

**શોચનીય**—**शुच्** ધાતુ=શોક કરવો. તેને **अनीय** પ્રત્યય લા-ગીને આ શબ્દ બનેલો છે. **य**, **तव्य** અને **अनीय** આ ત્રણ પ્રત્યય ધાતુને લાગીને વિધ્યર્થ કૃદંત બનાવે છે. જેમકે **कृ+य**=કાર્ય, **कृ+तव्य**=કર્તવ્ય, **कृ+अनीय**=કરણીય. એ ત્રણેનો અર્થ કરવા લાયક એવો થાય છે, તેમજ **शुच्+अनीय**=શોચનીય એટલે દીલ-ગીરી કરવા લાયક.

**સંન્યાસી**=(**सम+नि+आस्** ધાતુ=બેસવું) આ પ્રમાણે સંન્યા-સ શબ્દ બનેલો છે તેમાં **ई** પ્રત્યય લાગવાથી સંન્યાસી શબ્દ થયો છે, એનો અર્થ એ છે કે જેણે સંન્યાસ લીધેલો છે તે.

**પ્રવાસી**—**प्र**=બહાર+**वास**=વાસ કરવો એટલે મુસાફરી. તે ઉપર **ई** લાગવાથી મુસાફરીવાળો એટલે મુસાફર.

અંગીકૃત—अंग+कृ ઉપરથી આ શબ્દ બન્યો છે. સંસ્કૃતમાં જેને च्वि પ્રત્યય કહે છે અને જે અભૂત તદ્દભાવ એટલે ન હોય તે હોવુંના અર્થમાં વપરાય છે. એવો પ્રયોગ આ સ્થળે થયેલો છે એટલે જે અંગનું નથી તેને અંગનું કરવું તે અંગીકાર. તેવીજ રીતે સ્પષ્ટ નથી તેને સ્પષ્ટ કરવું તે સ્પષ્ટીકરણ, વશ નથી તેને વશ કરવું તે વશીકરણ, એક નથી તેને એક કરવું તે એકીકરણ. જેનો સંયોગ થએલો નથી તેનો સંયોગ કરવો તે સંયોગીકરણ.

વિરોધ—वि=વિશેષે કરીને+रोध=અટકાવવું+अ પ્રત્યય, એટલે વેર, अ પ્રત્યય નામ બનાવે છે જેમકે बुध+अ=બોધ. प्र+काश+अ = પ્રકાશ.

સંમતિ—सं=સાથે+मन=વિચારવું+ति નામ બનાવનાર પ્રત્યય ને ઉપરથી મળતા થવું તે. ति પ્રત્યય નામ બનાવે છે અને તેની પહેલાં म् કે न् હોય તો તેનો લોપ કરે છે જેમકે उन्+नम्+ति= ઉન્નતિ, તેમજ सम्+मन्+ति= સંમતિ.

(૩) નીચેના વાકયનું પૃથક્કરણ કરો.

અશોકવન નામના બગીચામાં સીતા બેઠા હતા, તેમને રામની રામની એંધાણી આપી બધા સમાચાર કહ્યા, અને થોડા વખતમાં રામ સૈન્ય લઇ આવશે એમ કહી ધીરજ આપી

| વાકય. | પ્રકાર | સંયુકત વાકય હોય તો તેમાં આવેલાં વાકયો. |
|---|---|---|
| અશોકવન... ધીરજ આપી | સંયુક્ત | (૧) અશોકવન...........સમાચાર કહ્યા.<br>(૨) થોડા વખતમાં.........ધીરજ આપી. |

## પૃથક્કરણ.

| વાક્ય. | પ્રકાર. | ઉદ્દેશ્ય. | ઉદ્દેશ્ય વર્ધક. | વિધેય. | | વિધેય વર્ધક. |
|---|---|---|---|---|---|---|
| | | | | ક્રિયાપદ | પૂરક | |
| અશોકવન... ...સમાચાર કહ્યા. | મિશ્ર. | અધ્યાહાર (હનુમાન) | ... | કહ્યા. | અશોકવનના મના બગીચામાં સીતા બેઠા હતાં તેમને, બધા સમાચાર | રામની એંધાણી આપીને. |
| અશોકવન .. બેઠા હતા. | સાદું | સીતા | ... | બેઠાં હતાં. | ... | અશોકવન નામના બગીચામા |
| થોડા વખતમા...... ધીરજ આપી. | મિશ્ર | અધ્યાહાર (હનુમાન) | ... | આપી. | ધીરજ | થોડા વખતમા રામ સૈન્ય લઇ આવશે એમ કહી |
| થોડા વખતમા આવશે. | સાદું. | રામ | ... | આવશે | ... | સૈન્ય લઇ. |

(૪) ઉપરના પ્રશ્નમા જે શબ્દો નીચે આડી લીટી દોરી છે તેનુ પદચ્છેદ કરો.

અશોકવન—વિશેષનામ, નાન્યતરજાતિ, અધ્યાહાર સબંધાર્થે છઠ્ઠીનું એકવચન.

નામના—સામાન્ય નામ, નાન્યતર જાતિ, સબંધાર્થે છઠ્ઠીનું એકવચન.

બેઠાં હતાં—અકર્મક ક્રિયાપદ, બેસ ધાતુ, મૂળ રૂપ, મૂળભેદ, નિશ્ચાર્થ દ્વિત્વ ભૂતકાળ, ક્રિયાનાથ સીતા, નારીજાતિ, માનાર્થે બહુવચન, કર્ત્તા સીતા, અકર્મક કર્તરિ પ્રયોગ

તેમને—ત્રીજો પુરૂષ સર્વનામ, નારીજાતિ સંપ્રદાનઅર્થે ચોથીનું માનાર્થે બહુવચન.

એધાણી—ભાવવાચકનામ, નારીજાતિ કર્માર્થે બીજીનુ એકવચન

બધા—વિકારી વિશેષણ, વિશેષ્ય સમાચાર

એમ—રીતિદર્શક ક્રિયાવિશેષણ અવ્યય

કહી—સંબંધકભૂતકૃદંત

# અંકગણિત.

## વર્નાકયુલર ફાઇનલ પરીક્ષા.

### ૧૯૦૦

૧. એક માણસે એક ઘોડો વેચ્યો, તેમાં તેને સેંકડે ૪ ટકા ખોટ ગઇ, જો તેણે તે ઘોડો ૪ પૌન્ડ ૧૦ શિલિંગ વધારે કિંમત લઇને વેચ્યો હોત તો તેને સેંકડે ૫ ટકા નફો મળત, ત્યારે ઘોડા ની મૂળ કિંમત શી હશે?

ધારોકે ઘોડાની કિંમત ૧૦૦ પૌન્ડ છે તો તેના તેને ૧૦૦-૪=૯૬ પૌન્ડ ઉપજે, અને બીજી વખત સેંકડે ૫ ટકા નફો મળે છે એટલે ૧૦૦+૫=૧૦૫ પૌન્ડ ઉપજે, પહેલી વખત ૯૬ પૌન્ડ ઉપજે છે અને બીજી વખત ૧૦૫ પૌન્ડ ઉપજે છે એટલે બીજી વખત ૧૦૫-૯૬=૯ પૌન્ડ વધારે ઉપજે છે. પણ હિસાબમાં ૪ પૌન્ડ ૧૦ શિલિંગ વધારે ઉપજે છે માટે ત્રિરાશીથી ૯ પૌન્ડ : ૪$\frac{૧}{૨}$ પૌન્ડ :: ૧૦૦ પૌન્ડ=ઇષ્ટપદ=૫૦ પૌન્ડ. જવાબ.

૨ એક દૂધવાળાને ૩૬ મણ દૂધના ૪૨ રૂપીઆ કીંમત બેઠી પણ દૂધમાં તેણે ૩ મણ પાણી ભેળવ્યું, ત્યારે એ મિશ્રણકેમ મણ વેચે તો તેને સેંકડે ૩૦ ટકા નફો મળે?

સેંકડે ૩૦ ટકા નફો લેવો છે એટલે ૧૦૦ રૂપીઆના માલના ૧૩૦ રૂપીઆ ઉપજાવવા જોઇએ, પણ આ તો ૪૨ રૂપીઆનો માલ છે માટે ૧૦૦ રૂપીઆ : ૪૨ રૂપીઆ :: ૧૩૦ રૂપીઆ ઉપજે:ઇષ્ટપદ=$\frac{૨૭૩}{૫}$ ઉપજાવવા. ૩૬ મણ દૂધ+૩ મણ પાણી=૩૯ મણ મિશ્રણ થયું, માટે ૩૯ મણ : ૧ મણ :: $\frac{૨૭૩}{૫}$ રૂપીઆ ઉપજાવવા:ઇષ્ટપદ=$\frac{૭}{૫}$=૧$\frac{૨}{૫}$ રૂપીઆ ઉપજાવવા. જવાબ.

૩. ૩ ટકાની લોનનો ભાવ ૮૮ છે, અને ૪ ટકાની લોનનો ૯૮ છે ત્યારે તમારી પાસે ૧૫૮૦ રૂપીઆ છે, તેને કઇ જાતની લોન લેવામાં રોકો તો વાર્ષિક પેદાશમા તમને ફાયદો થાય અને તે કેટલો ?

૮૮ રૂપીઆ : ૧૫૮ રૂ :: ૩ ટકા:ઇષ્ટપદ=૫૩$\frac{૧૯}{૨૨}$ વ્યાજ.

૯૮ રૂપીઆ : ૧૫૮૦ રૂ :: ૪ ટકા:ઇષ્ટપદ=૬૪$\frac{૨૪}{૪૯}$ વ્યાજ.

માટે ૬૪$\frac{૨૪}{૪૯}$–૫૩$\frac{૧૯}{૨૨}$=૧૦$\frac{૬૭૫}{૧૦૭૮}$ ૪ ટકાની લોનમાં ફાયદો.

૪. દરવરસે દરસેકડે ૪ ટકા પ્રમાણે બે વરસે એક રકમ ૫૪ પૌન્ડ થવાની છે, ત્યારે તુર્ત કીંમત કેટલી ?

૧૦૦ રૂપીઆનુ ૧ વરસનુ ૪ વ્યાજ છે માટે ૨ વરસનુ ૪× ૨=૮ વ્યાજ થયુ માટે ૧૦ +૮=૧૦૮ પૌન્ડ લેણા થવાના હોય તો ૧૦૦ પૌન્ડ મળે પણ હિસાબમા ૫૪ પૌન્ડ લેણા થવાના છે તેથી ત્રિરાશી પ્રમાણે ૫૦ પૌન્ડ તુર્ત રકમ જવાબ.

૫. એક માણસ પોતાની મિલકત પોતાના બે છોકરા વચ્ચે મૂકીને મરી ગયો તે બે છોકરાના ભાગોનુ ગુણોત્તર ૧૩ : ૭ છે. અને તેમના ભાગોનુ અતર ૧૨૦૦૦ રૂપીઆ છે ત્યારે તે માણસ કેટલી મિલકત મૂકીને મરી ગયો હશે ?

ધારોકે એક છોકરાને ૧૩ રૂપીઆ મળે તો બીજાને ૭ રૂ. પીઆ મળે એટલે તેમના ભાગોનુ અંતર ૧૩–૭=૬ રૂપીઆ રહ્યું. પણ હિસાબમા ૧૨૦૦૦ રૂપીઆ કહેલુ છે અને કુલ મિલકત ૧૩ +૭=૨૦ રૂપીઆ છે માટે ૬ તફાવત : ૧૨૦૦૦ તફાવત :: ૨૦ મિલકત:ઇષ્ટપદ=૪૦૦૦૦ કુલ મિલકત

૬. એક હોડી નદીના મુખ તરફ કલાકના ૯ માઇલ પ્રમાણે ચાલે છે અને મૂળ તરફ ૩$\frac{૧}{૨}$ માઇલ પ્રમાણે ચાલે છે, હંકારનારા

ઓને બન્ને તરફ સરખીજ મહેનત પડે છે. ત્યારે નદીના પ્રવાહનો વેગ શોધી કાઢો.

$૯$ માઇલ હોડીનો વેગ+પ્રવાહ } સરવાળો કર્યો.
$૩\frac{૧}{૨}$ " " -પ્રવાહ }

$૧૨\frac{૧}{૨}$ માઇલ બે વખત હોડીનો વેગ.

$૧૨\frac{૧}{૨}\div૨=૬\frac{૧}{૪}$ હોડીનો વેગ. ૯ માઇલ$-૬\frac{૧}{૪}=૨\frac{૩}{૪}$ પ્રવાહનો વેગ.

## ૧૯૦૧

૧. $\dfrac{૫\frac{૪}{૫}-૨\frac{૧}{૮}}{૩\frac{૩}{૪}+\frac{૯}{૨૦}}$ ના $\dfrac{૪\frac{૧}{૨}+૫\frac{૧૯}{૨૫}}{૪\frac{૧}{૨૦}}$ ના $\dfrac{૨\frac{૩}{૫}+૧\frac{૨}{૩}}{૭\frac{૧૯}{૨૪}-૨\frac{૧}{૪}}$ ની કીંમત કાઢો.

$\frac{૨૯}{૫}-\frac{૧૭}{૮}=\frac{૧૪૭}{૪૦}$ } $\frac{૧૫}{૪}+\frac{૯}{૨૦}=\frac{૮૪}{૨૦}$ } $\frac{૧૪૭}{૪૦}\times\frac{૨૦}{૮૪}=\frac{૭}{૮}$ } $\frac{૯}{૨}+\frac{૧૪૪}{૨૫}=\frac{૫૧૩}{૫૦}\times\frac{૨૦}{૮૧}=\frac{૩૮}{૧૫}$ } $\frac{૧૩}{૫}+\frac{૫}{૩}=\frac{૬૪}{૧૫}$ } $\frac{૧૮૭}{૨૪}-\frac{૯}{૪}=\frac{૧૩૩}{૨૪}$ } $\frac{૬૪}{૧૫}\times\frac{૨૪}{૧૩૩}=\frac{૫૧૨}{૬૬૫}$ } $\frac{૭}{૮}\times\frac{૩૮}{૧૫}\times\frac{૫૧૨}{૬૬૫}=\frac{૧૨૮}{૭૫}=૧\frac{૫૩}{૭૫}$ જવાબ.

૨ $\sqrt{.\frac{૫૨૭૬૯}{૭૦૦૦૦૨૪}}$નું વર્ગમૂળ, અને ૬૪૪૮૧.૨૦૧નું ઘનમૂળ શોધી કાઢો.

૩. अ એક કામ ૩ દિવસમાં, ब ત્રણગણું કામ ૮ દિવસમાં અને क પાંચ ગણું કામ ૧૨ દિવસમાં કરે છે તો એ ત્રણે જણ સાથે મળીને તે કામ કેટલા દિવસમાં કરી શકે ?

अ ૧ દિવસમાં $\frac{૧}{૩}$, ब ૧ દિવસમાં $\frac{૩}{૮}$ અને क $\frac{૫}{૧૨}$ કામ કરે તો તે ત્રણે જણ મળીને $\frac{૧}{૩}+\frac{૩}{૮}+\frac{૫}{૧૨}=\frac{૨૭}{૨૪}$ કામ ૧ દિવસમાં કરે પણ તેમને તો ૧ કામ કરવું છે માટે $\frac{૨૭}{૨૪}$ કામ : ૧ કામ :: ૧ દિવસ:ઉત્પન્ન$=\frac{૨૪}{૨૭}=\frac{૮}{૯}$ દિવસ.

૪. એક માણસે પોતાની મિલકતનો $\frac{૧૩}{૨૫}$ પોતાના મોટા છોકરાને આપ્યો, અને તે જતાં બાકી રહ્યું તેનો $\frac{૧૩}{૨૫}$ નાના છોકરાને આપ્યો, અને છેવટે જે વધ્યું તે પોતાની સ્ત્રીને આપ્યું. નાના

કરતાં મોટા છોકરાને ૧૬૯૦ પૌન્ડ વધારે મળ્યા. તો દરેકને ભાગે કેટલી મિલકત આવી ?

ધારોકે તે માણસ પાસે ૧ પૌન્ડ છે તો $૧\times\frac{૧૩}{૨૫}=\frac{૧૩}{૨૫}$ મોટા છોકરાને, $૧-\frac{૧૩}{૨૫}=\frac{૧૨}{૨૫}\times\frac{૧૩}{૨૫}=\frac{૧૫૬}{૬૨૫}$ નાના છોકરાને, અને $\frac{૧૨}{૨૫}-\frac{૧૫૬}{૬૨૫}=\frac{૧૪૪}{૬૨૫}$ સ્ત્રીને આપ્યા. $\frac{૧૩}{૨૫}-\frac{૧૫૬}{૬૨૫}=\frac{૧૬૯}{૬૨૫}$ બન્ને છોકરા વચ્ચે તફાવત.

$\frac{૧૬૯}{૬૨૫}:૧૬૯૦::\frac{૧૩}{૨૫}=૩૨૫૦$ પૌન્ડ મોટા છોકરાને. $\frac{૧૬૯}{૬૨૫}:૧૬૯૦::\frac{૧૫૬}{૬૨૫}=૧૫૬૦$ પૌન્ડ નાના છોકરાને. $\frac{૧૬૯}{૬૨૫}:૧૬૯૦::\frac{૧૪૪}{૬૨૫}=૧૪૪૦$ પૌન્ડ સ્ત્રીને.

૫. જેટલી મુદ્દતમાં ૮૦ પૌન્ડના વ્યાજ મુદ્દલ મળીને ૮૩ પૌન્ડ ૩ શિ. થાય છે, તેટલીજ મુદ્દતમાં ૯૯૯ પૌન્ડની હુંડી પાકે છે તો તુર્ત રકમ માટે કેટલો વટાવ કાપી આપવો ?

$૮૩\frac{૩}{૨૦}-૮૦=૩\frac{૩}{૨૦}$ વટાવ કાપવાની રકમ.

$૮૩\frac{૩}{૨૦}$ પૌન્ડ : ૯૯૯ પૌન્ડ :: $૩\frac{૩}{૨૦}$ વટાવ $=૩૭\frac{૧૪૦૬}{૧૬૬૩}$ પૌન્ડ વટાવ કાપવાની રકમ.

૬. એક કણીઆએ ૧૩૦૦ ખાંડી ઘઉં ખરીદી તેનો $\frac{૧}{૫}$ સેંકડે ૫ ટકાના નફાથી, $\frac{૧}{૩}$ સેંકડે ૮ ટકાને નફે અને બાકીના ઘઉં સેંકડે ૧૨ ટકા નફે વેચ્યા; પણ તેણે બધા ઘઉં સેંકડે ૧૦ ટકાને નફે વેચ્યા હોત તો તેને ૧૬ પૌન્ડ ૧૩ શિ. ૮ પેન્સ વધારે મળત, ત્યારે તેણે તે ઘઉં શા ભાવે ખરીદેલા ?

ધારોકે તેણે એક ખાંડી ઘઉંનો ૧ પૌન્ડ આપ્યો છે તો તેને ૧૩૦૦ ખાંડીના ૧૩૦૦ પૌન્ડ બેઠા હશે $૧૩૦૦\times\frac{૧}{૫}=૨૬૦$ } $૧૩૦૦\times\frac{૧}{૩}=\frac{૧૩૦૦}{૩}$ } $૨૬૦+\frac{૧૩૦૦}{૩}=\frac{૨૦૮૦}{૩}$ } $૧૩૦૦-\frac{૨૦૮૦}{૩}=\frac{૧૮૨૦}{૩}$ } ૧૦૦ : ૨૬૦ :: ૫ = ૧૩ } ૧૦૦ : $\frac{૧૩૦૦}{૩}$ :: ૮ $=\frac{૧૦૪}{૩}$ } ૧૦૦ : $\frac{૧૮૨૦}{૩}$ :: ૧૨ $=\frac{૩૬૪}{૫}$ } $૧૩+\frac{૧૦૪}{૩}+\frac{૩૬૪}{૫}=૧૨૦\frac{૭}{૧૫}$ બધા ઘઉં ઉપર નફો. ૧૦૦ :

૧૩૦૦ : : ૧૦=૧૩૦ પૌન્ડ નફો બીજી રીતે વેચતાં મળે માટે ૧૩૦ −૧૨૦$\frac{૭}{૯૫}$=$\frac{૧૪૩}{૯૫}$ પાૈન્ડ બીજી રીતે વેચતાં વધારે મળે પણ હિસાબ-માં તો $\frac{૧૦૦૧}{૯૫૦}$ પાૈન્ડ વધારે ઉપજવાના કહ્યા છે માટે ત્રિરાશી રીતઃ—

$\frac{૧૪૩}{૯૫}$ : $\frac{૧૦૦૧}{૯૫૦}$ :: ૧=૧$\frac{૩}{૭}$ પાૈન્ડ જવાબ

૭ બે માણસની પાસે સરખી રકમો હતી. એકે ત્રણ ટકાની, બીજાએ ૩॥ ટકાની લોનો લીધી બેઉને સરખું વ્યાજ મળ્યું. ૩ ટકાની લોનનો ભાવ ૭૫ હોય તો ૩॥ ટકાની લોનનો ભાવ કેટલો ?

૩ ટકા : ૩$\frac{૧}{૨}$ ટકા :: ૭૫ = ૮૭$\frac{૧}{૨}$ જવાબ.

૧૯૦૨

૧. દશાંશ એટલે શું ? પુનરાવર્તન દશાંશને વ્યવહારી અપૂર્ણાંકમાં શી રીતે આણવા ?

જે અપૂર્ણાંકના છેદ ૧૦, ૧૦૦, ૧૦૦૦ એમ દશના દશ દશ ગણા હોય તેને દશાંશ અપૂર્ણાંક કહે છે.

પુનરાવર્તન દશાંશને અપૂર્ણાંકનું રૂપ આપવુ હોય તો, અંતવાન અંક સહિત પુનરાવર્તન પ્રદેશ લખવા. પછી તેમાંથી અંતવાન અંક બાદ કરવા. બાદબાકીને અંશમાં લખવી ને તે નીચે છેદમાં પુનરાવર્તન પ્રદેશના અંક જેટલા નવડા અને તે નવડા આગળ અંતવાન અંક જેટલાં મીડાં મૂકવાં.

$\sqrt{\cdot ૨\dot{૭}}$ એ $\sqrt[૩]{\cdot ૦\dot{૩}\dot{૭}}$ નું કયું અપૂર્ણાંક છે ?

પહેલી રકમનું વર્ગમૂળ કાઢી તેને બીજી રકમના ઘનમૂળે ભાગવા.

૨. નાનામા નાની એવી કઇ સંખ્યા છે કે જેને ૧૧, ૧૩, ૧૭ અને ૨૨ એ ભાગીએ તો ભાગાકારનાં ત્રણ શેષ રહે ?

૧૧, ૧૩, ૧૭ અને ૨૨ નો લઘુતમ સાધારણ ભાજ્ય કાઢી તેમાં ૩ શેષ ઉમેરવા. જવાબ ૪૮૬૫.

૩. એક ઝરાનું પાણી સરખે વેગે એક કુવામાં વહ્યા કરે છે. જ્યારે કુવામા ૧૦૦૦૦ ઘનફુટ પાણી હોય, ત્યારે તે ૭ માણસ ૨૦ દહાડામાં ખાલી કરી શકે છે, પણ જ્યારે ૧૫૦૦૦ ઘનફુટ પાણી હોય ત્યારે ૫ માણસ ૫૦ દિવસમાં ખાલી કરે છે તો કુવામાં દર રોજ કેટલા ઘનફુટ પાણી આવતું હશે?

૫ માણસો ૫૦ દિવસમાં જેટલુ પાણી ખાલી કરે છે તેટલું પાણી ૭ માણસો ૩૫$\frac{૫}{૭}$ દિવસમા ખાલી કરે એટલે
૧૫૦૦૦ ઘ કુ+૫૦ દિ.મા ભરાએલુ ૩૫$\frac{૫}{૭}$ દિ મા ૭મા. ખાલી કરે.
૧૦૦૦૦ ઘ ફુ.+૨૦ દિ મા „ ૨૦ દિ.મા ૭માં. „ „

માટે ૫૦૦૦ ઘ. ફુ.+૩૦ દિ.માં ભરાએલું ૧૫$\frac{૫}{૭}$ દિ માં ૭મા. ખાલી કરે ૧૫$\frac{૫}{૭}$ દિ. : ૨૦ દિ :: ૫૦૦૦ ઘ ફુ+૩૦ દિ. નું પાણી ૭ મા. ૨૦ દિ. મા ખાલી કરે છે તે=૬૩૬૩$\frac{૭}{૧૧}$ ઘ. કુ.+૩૮$\frac{૨}{૧૧}$ દિ. નુ પાણી ૭ માણુસ ૨૦ દિવસમાં ખાલી કરે માટે ૧૦૦૦૦ ઘ કુ − ૬૩૬૩$\frac{૭}{૧૧}$ ઘ ફુ=૩૬૩૬$\frac{૪}{૧૧}$ ઘ કુ પાણી=૩૮$\frac{૨}{૧૧}$ દિ. નુ−૨૦ દિ. નુ=૧૮$\frac{૨}{૧૧}$ દિ માં ભરાએલુ હશે તો ઝરામાં ૧૮$\frac{૨}{૧૧}$ દિ. : ૧ દિ. : ૩૬૩૬$\frac{૪}{૧૧}$ ઘ કુ=૨૦૦ ઘ. કુ પાણી આવતું હશે જવાબ.

૪ મુદત કાપણી એટલે શું? તુર્ત કીંમત એટલે શું? કોઈ રકમના વાસ્તવિક રીતે મુદત કાપવાના રૂ. ૨૧૬ થાય છે. અને તેજ દરે તેજ મુદતના વેપારીની રીતે રૂ. ૨૨૫ થાય છે. તો તે રકમ કઈ?

કોઈ ઠરાવેલે દરે અમુક મુદત પછી કોઇ રકમ લેણી થવાની હોય, અને તે મુદતની પહેલાં નાણાં લઇએ, તો જેટલી મુદત બાકી હોય તેટલી મુદતને વાસ્તે જેટલા ઓછાં નાણાં લઇએ તેને મુદત

કાપી આપી કહે છે. મુદત કાપી આપીને જેટનાં નાણું રોકડા લઇએ તેને તુર્ત કીંમત કહે છે.

૯ : ૨૧૬ : ૨૨૫=૫૪૦૦ જવાબ.

૫. अ, ब ને क સહીઆરો ધંધો કરે છે अ પોતાની મુડી ૬ મહીના રોકે છે અને નફાનો $\frac{१}{८}$ ભાગ મગે છે ब ની મુડી ૪ મહીના રહે છે. क રૂપીઆ ૩૨૦, ૧૧ મહીના સુધી એ વેપારમા રાકે છે, અને નફાનો $\frac{२}{३}$ ભાગ માગે છે તો अ ને ब ની મુડી કેટલી?

૩૨૦×૧૧=૩૫૨૦ સર क નો થયો $\frac{२}{३}$ નફો : $\frac{१}{८}$ નફો ∴ ૩૫૨૦ સર=૬૬૦ સર अ નો થાય. પણ તે પોતાની મુડી ૬ મહીના રાકે છે માટે ૬૬૦–૬=૧૧૦ રૂપીઆ अ ની મુડી. $\frac{२}{३}+\frac{१}{८}=\frac{१९}{२४}$ अ+क નો નફો. ૧–$\frac{१९}{२४}=\frac{५}{२४}$ ब નો નફો. $\frac{२}{३}$ : $\frac{५}{२४}$ ::૩૫૨૦ =૧૧૦૦ ब નો સર. ૧૧૦૦÷૪=૨૭૫ ब ની મુડી.

૬. એક હથિઆર બનાવનાર ૧૭ શિલિંગ ૩ પેન્સ લેખે ૨૦૦૦ તરવાર આપવાની બાંહેધરી કરે છે. તેણે એવી ગણત્રી કરી હતી કે જો ૫ ટકા જેટલી તરવાર નબળી પડે અને નાપાસ થાય તો ૧૫ ટકા નફો મળે. પણ પરીક્ષા કરતાં ૩૫ ટકા જેટલી તરવાર નાપાસ થઈ, તો આથી તરવાર બનાવનારને શો નફો યા ટોટો થયો હશે?

સેકડે ૫ ટકા જેટલી નબળી પડે એટલે ૧૦૦-૫=૯૫ રહે. ૧૦૦ : ૨૦૦૦ :: ૯૫=૧૯૦૦ તરવાર સારી રહે તેના દર તરવારે ૧૭ શિલિંગ ૩ પેન્સ પ્રમાણે ૧૬૩૮$\frac{३}{४}$ પોન્ડ ઉપજે તેથી સેકડે ૧૫ ટકા નફો થાય છે તો તેની મૂળ કીંમત કાઢવા સારૂ ૧૧૫ : ૧૬૩૮$\frac{३}{४}$ :: ૧૦૦=૧૪૨૫ પૌન્ડ મૂળ કીંમત આવી હવે

સેંકડે ૩૫ ટકા નકામી થાય, માટે ૬૫ તરવાર સારી રહે. તે લેખે ૧૦૦ : ૨૦૦૦ :: ૬૫=૧૩૦૦ તરવાર સારી રહે તેના દર તરવારે ૧૭ શિલિંગ ૩ પેન્સ પ્રમાણે ૧૧૨૧ પૌન્ડ ૫ શિલિંગ ઉપજે. ૧૪૨૫ પોન્ડ મૂળ કીંમત છે અને ૧૧૨૧ પૌન્ડ ૫ શિલિંગ ઉપજે છે માટે બાદબાકીથી જણાય છે કે ૩૦૩ પૌ. ૧૫ શિ. ખોટ જશે.

૭ એક માણુસ પોતાની મુડી ૮ ટકાવાળા સ્ટોકમાં રોકેછે. અને તેની તેને એક રૂપીએ ૬ પાઇ લેખે ઇન્કમટેક્ષ આપ્યા પછી ૪ ટકા જેટલી ચોકખી વાર્ષિક ઉપજ થાય છે. તો સ્ટોકનો ભાવ શો હોવો જોઇએ ?

૧ રૂપીએ ૬ પાઇ ઇન્કમટેકસ આપે તો ૮ રૂપીએ ૮×૬= ૪૮ પાઇ=$\frac{1}{4}$ રૂપીઆ આપે, માટે ૮−$\frac{1}{4}$=૭$\frac{3}{4}$ ચોકખી આવક રહે. ૪ આવક : ૭$\frac{3}{4}$ આવક :: ૧૦૦ ભાવ=૧૯૩$\frac{3}{4}$ ભાવ, જવાબ

## ૧૮૦૩

૧. વ્યવહારી અપૂર્ણાંકના ભાગાકાર કેવી રીતે કરવામા આવે, છે, અને તેમ કરવાનુ કારણ શુ?

સાદા ભાગાકાર કરીએ છીએ તે પ્રમાણે ભાજ્ય અને ભાજક માંડી ભાગાકાર કરવો; કોઇ શેષમાં પેન્સ આવે તો તેને ૧૦ એ ગુણી ગુણાકારમા ભાજ્યનો અંક મેળવવો; કારણ કે ચઢતા સ્થાનના અંકને ઉતરતા સ્થાનમાં લાવવા માટે ગુણવા પડે છે ભાજ્યનો છેલ્લો અંક ન મેળવતાં તેની સાથેની આણુપાણુ પણ મેળવવામાં લેવી; કારણ કે તે કઇ જુદા અંક નથી, પણ છેલ્લા અંકના ભાગછે

૨. નાનામાં નાની એવી સંખ્યા શોધી કાઢો કે જેને ૬,૯, ૧૨, ૧૫, ૨૧ એ દરેક સંખ્યાએ ભાગતાં તેમના દરભાજક જેટલો શેષ વધે.

૬, ૯, ૧૨, ૧૫ અને ૨૧ નો લઘુતમ સાધારણ ભાજ્ય કહાડ્યો તો ૧૨૬૦ આવ્યો અને તેમનો દઢભાજક કાઢ્યો તો ૩ આવશે માટે ૧૨૬૦+૩=૧૨૬૩ જવાબ.

૩. अ અને ब મળીને એક ખેતર ૮$\frac{૩}{૪}$ દિવસમાં લણી રહે છે. अ ૩$\frac{૧}{૨}$ દિવસમાં જેટલું લણે તેટલું ब ૫ દિવસમાં લણે છે, ત્યારે દરેક જુદો જુદો કેટલા દિવસમા લણી રહે ?

अ+ब ૮$\frac{૩}{૪}$ દિવસમાં ૧ ખેતર લણે તો ૧ દિવસમાં $\frac{૪}{૩૫}$ લણે હવે अ ૫ કામ કરે તેટલામાં ब ૩$\frac{૧}{૨}$ કામ કરે માટે બન્ને જણ થઇને ૫+૩$\frac{૧}{૨}$=૮$\frac{૧}{૨}$ કામ ૧ દિવસમા કરે. ૮$\frac{૧}{૨}$ કામ : $\frac{૪}{૩૫}$ :: ૫ કામ=$\frac{૮}{૧૧૯}$ કામ अ ૧ દિવસમાં કરે માટે अ $\frac{૧૧૯}{૮}$=૧૪$\frac{૭}{૮}$ દિવસમા આખુ ખેતર લણે. ૮$\frac{૧}{૨}$ કામ : $\frac{૪}{૩૫}$ કામ :: ૩$\frac{૧}{૨}$ કામ=$\frac{૪}{૮૫}$ કામ ब ૧ દિવસમા કરે માટે $\frac{૮૫}{૪}$=૨૧$\frac{૧}{૪}$ દિવસમા ब આખું ખેતર લણે.

૪. એક વેપારી સેંકડે ૧૦$\frac{૧}{૨}$ ટકા વટાવમા રૂપીઆ ૫૭$\frac{૧}{૨}$ માટે એક શાલ આપે છે અને બીજો તેવીજ શાલ સેંકડે ૪ ટકા વટાવ કાપી આપીને રૂપીઆ ૫૫$\frac{૧}{૨}$ માટે આપે છે, ત્યારે કઇ કીમતે લેવામાં કેટલો ફાયદો થાય ?

૧૦$\frac{૧}{૨}$ ટકા વટાવ કાપી આપે એટલે ૧૦૦ ના માલના ૧૦૦ −૧૦$\frac{૧}{૨}$=૮૯$\frac{૧}{૨}$ રૂપીઆ લે, માટે ૧૦૦ રૂપીઆ : ૫૭$\frac{૧}{૨}$ રૂપીઆ :: ૮૯$\frac{૧}{૨}$ રૂપીઆ=$\frac{૪૧૧૭}{૮૦}$ રૂપીઆ લે. તેવીજ રીતે ૧૦૦−૪=૯૬ રૂ. બેસે. ૧૦૦ રૂપીઆ : ૫૫$\frac{૧}{૨}$ રૂપીઆ :: ૯૬ રૂપીઆ=$\frac{૧૩૩૨}{૨૫}$ રૂપીઆ બીજો વેપારી લે. $\frac{૧૩૩૨}{૨૫}$−$\frac{૪૧૧૭}{૮૦}$=૧ રૂપીઆ ૧૩$\frac{૨}{૨૫}$ આના પહેલી રીતે ફાયદો.

૫. એક જણે ૪ ટકાની રૂ. ૭૫૦ ની લોન ૯૫ ભાવે ખરીદ કરી, અને રૂ. ૫૦૦ ની ૧૦૫ ને ભાવે ખરીદ કરી. તેની

વાર્ષિક ઉપજ ઉપર સેંકડે ૨ ટકા કર ભરવો પડે છે, ત્યારે તેણે રોકેલી રકમનુ તેને દરવરસે દરસેકડે ચોકખું વ્યાજ શું પડયું. !

૧૦૦ લોન : ૭૫૦ લોન :: ૪ વ્યાજ=૩૦ વ્યાજ ઉપજે. ૧૦૦ લોન : ૫૦૦ લોન :: ૪ વ્યાજ=૨૦ વ્યાજ ઉપજે. બન્ને વખત થઇને ૩૦+૨૦=૫૦ વ્યાજ આવે. તે ઉપર સેંકડે ૨ ટકા કર ભરે છે એટલે ૫૦ રૂ. એ ૧ રૂ. કર જશે એટલે ૫૦−૧=૪૯ રૂ ચોકખી આવક રહેશે. ૧૦૦ લોન : ૭૫૦ લોન :: ૯૫ રૂપીઆ= ૭૧૨$\frac{૧}{૨}$ } ૧૦૦ : ૫૦૦ :: ૧૦૫=૫૨૫ રૂ બેસે માટે ૭૧૨$\frac{૧}{૨}$+ ૫૨૫=૧૨૩૭$\frac{૧}{૨}$ રૂપીઆ ઉપર ૪૯ વ્યાજ આવ્યુ માટે ૧૨૩૭$\frac{૧}{૨}$ રૂ. : ૧૦૦ રૂપીઆ :: ૪૯ રૂપીઆ=૩$\frac{૯૫}{૯૯}$ રૂપીઆ વ્યાજનો દર.

૬. એક વસ્તુ રૂપીઆ ૩૩ માટે વેચીએ તો સેંકડે ૧૨ ટકા ખોટ જાય છે, ત્યારે ૩૬ માટે વેચીએ તો સેંકડે શો નફો અથવા ટોટો થશે ? અને સેકડે રૂ. ૧૨ નફો મેળવવો હોય તો તે કેટલે વેચવી ?

સેંકડે ૧૨ ટકા ખોટ જાય એટલે ૧૦૦−૧૨=૮૮ રૂપીઆ ઉપજે. ૮૮ રૂપીઆ ઉપજે : ૩૩ રૂપીઆ ઉપજે :: ૧૦૦ મૂળ કીંમત =૩૭$\frac{૧}{૨}$ મૂળ કીંમત. ૩૭$\frac{૧}{૨}$−૩૬=૧$\frac{૧}{૨}$ રૂપીઓ ખોટ જાય માટે ૩૭$\frac{૧}{૨}$ રૂપીઆ : ૧૦૦ રૂપીઆ :: ૧$\frac{૧}{૨}$ રૂપીઓ ખોટ=૪ ટકા સેંકડે ખોટ. ૧૦૦ રૂપીઆ : ૩૭$\frac{૧}{૨}$ રૂપીઆ :: ૧૧૨ રૂ ઉપજે=૪૨ રૂ. ઉપજે.

**૧૯૦૪**

દઢભાજક અને લઘુત્તમ સાધારણ ભાજ્ય એ શબ્દોનો અર્થ સ્પષ્ટ રીતે સમજાવવા

બે અથવા વધારે સખ્યાઓનો જે મોટામાં મોટો સાધારણ નિઃશેષ ભાજક તે, તેમનો **દઢભાજક** કહેવાય છે.

બે અથવા વધારે સંખ્યાઓનો નાનામાં નાનો સાધારણ ભાજ્ય તે તેમનો લઘુતમ સાધારણ ભાજ્ય કહેવાય છે.

પાંચ ઘંટ સાથે વાગવા માંડે છે. તેઓ અનુક્રમે ૩, ૫, ૭, ૮, અને ૧૦ સેકન્ડને અંતરે વાગે છે. તો પાંચે ઘંટા ફરીથી સાથે ક્યારે વાગશે?

૩, ૫, ૭, ૮ અને ૧૦ નો લઘુતમ સાધારણ ભાજ્ય કાઢ્યો તો ૮૪૦ સેકન્ડ આવ્યો માટે ૧૪ મિનિટ જવાબ.

૨. अ ૮ ટકાની તેરીખે ब ને ૫૦૦ રૂ. આપે છે અને તેજ વખતે क ને પણ તેજ તેરીખે અમુક રકમ વ્યાજે આપે છે. ચાર વર્ષમાં ब અને क બન્ને પાસેથી મળીને ૨૧૦ રૂ. વ્યાજ अ ને મળે છે તો क ને કેટલી રકમ વ્યાજે આપી છે તે શોધી કાઢો.

૮ ટકાની તેરીખે ૫૦૦ રૂ. નુ ૪ વર્ષનુ ૧૬૦ રૂ. વ્યાજ થયું. ૨૧૦−૧૬૦=૫૦ રૂ. क એ વ્યાજ આપેલુ. તેણે ૧૦૦ રૂ. ઉપાડ્યા હોય તો ૮×૪=૩૨ વ્યાજ બેસે માટે ૩૨ વ્યાજ : ૫૦ વ્યાજ :: ૧૦૦ રૂપીઆ=૧૫૬¼ રૂપીઆ क ને આપેલા જવાબ.

૩. વ્યાજ અને ડિસ્કાઉન્ટની વ્યાખ્યા આપો. કોઈ રકમનુ અમુક મુદત માટે ડિસ્કાઉન્ટ અને વ્યાજ અનુક્રમે ૨૨ અને ૨૪ રૂપીઆ છે, તો તે રકમ કઈ?

કોઈ દેરવેલે દરે અમુક મુદત પછી કોઈ રકમ લેણી થવાની હોય, અને તે મુદ્દતની પહેલાં નાણાં લેઇએ, તો જેટલી મુદત બાકી હોય તેટલી મુદતને વાસ્તે જેટલાં ઓછાં નાણાં લેઇએ તેને ડિસ્કાઉન્ટ કહે છે.

બીજાના પૈસા કેટલીક મુદત સુધી આપણે રાખીએ તે બદલ લીધેલાં નાણાં કરતાં જેટલુ વધારે આપવું પડે તેને તે નાણાંનુ વ્યાજ કહે છે. ૨૪−૨૨=૨. ૨ : ૨૨ :: ૨૪ રૂ.=૨૬૪ રૂ. રકમ

૪. એક કોથળીમાં જેટલા રૂપીઆ છે તેથી દોઢી બે આની છે, અને ૪ ગણા પૈસા છે. તે કોથળીમાં કુલ રકમ ૩૦૦ રૂપીઆ છે, તો તેમા રૂપીઆ, બેઆની અને પૈસા કેટલા હશે ?

ધારો કે તે કોથળીમાં ૧ રૂપીઓ છે તો ૧½ બેઆની=$\frac{૩}{૧૬}$ રૂ. હશે અને ૪ પૈસા=$\frac{૧}{૧૬}$ રૂ. હશે. કુલ ૧+$\frac{૩}{૧૬}$+$\frac{૧}{૧૬}$=$\frac{૫}{૪}$ રૂ. હોય. $\frac{૫}{૪}$ : ૩૦૦ : ૧ રૂ. =૨૪૦ રૂ. હશે. ૨૪૦×$\frac{૩}{૨}$=૩૬૦ બેઆની, ૨૪૦ ×૪=૯૬૦ પૈસા.

૫. .૩૮૭ ના ૮ પાઉન્ડ ૧૬ શિલિંગ ૩ પેન્સ+૬½ ના $\frac{૧૬}{૬૫}$ ના ૭ શિલિંગ ૮ પેન્સ+$\frac{૭}{૧૧}$ પેન્સની કીંમત કાઢો.

.૩૮૭=$\frac{૩૮૪}{૯૯૦}$ } $\frac{૩}{૧}$×$\frac{૧}{૧૨}$=૧૬$\frac{૧}{૪}$=$\frac{૬૫}{૪}$×$\frac{૧}{૨૦}$=૮$\frac{૧૩}{૧૬}$=$\frac{૧૪૧}{૧૬}$ } $\frac{૩૮૪}{૯૯૦}$× $\frac{૧૪૧}{૧૬}$=$\frac{૧૮૮}{૫૫}$ } $\frac{૧૩}{૨}$×$\frac{૧૬}{૬૫}$×$\frac{૨૩}{૬૦}$=$\frac{૯૨}{૧૫૦}$ } $\frac{૭}{૧૧}$×$\frac{૧}{૧૨}$×$\frac{૧}{૨૦}$=$\frac{૭}{૨૬૪૦}$ } $\frac{૧૮૮}{૫૫}$+ $\frac{૯૨}{૧૫૦}$+$\frac{૭}{૨૬૪૦}$=$\frac{૫૩૨૫૧}{૧૩૨૦૦}$=૪$\frac{૪૫૧}{૧૩૨૦૦}$ જવાબ.

૬. એક મંડળીના દરેક સભાસદ પાસેથી મંડળીની સંખ્યા જેટલા ગિનીનો ૬ઠ્ઠો લેતાં ૧૦૪૭૯૦૧ પૌન્ડ ૧ શિલીંગનુ ઉપરાણુ થયું, ત્યારે મંડળીમાં સભાસદ કેટલા હશે ?

૧૦૪૭૯૦૧ પૌન્ડ×૨૦=૨૦૯૫૮૦૨૦ શિલિંગ+૧=૨૦૯૫૮૦૨૧÷૨૧=૯૯૮૦૦૧ ગિનિ. તેનુ વર્ગમૂળ કાઢ્યુ તો ૯૯૯ આવ્યું માટે જવાબ ૯૯૯ સભાસદ.

૭ એક માણસ પાસે ૭૦૦૦ પૌન્ડની થાપણ છે. તેમાથી થોડાક પૌન્ડની ૮૨½ના ભાવે ૨¾ ટકાની લોન લેછે, અને બાકીની થાપણ ૮૪ ના ભાવે ૩½ ટકાની લોન લેવામાં રોકેછે. એ બંનેની કુલ ઉપજ ૨૭૦ પૌન્ડ ૧૬ શિ. ૮ પે. છે. ત્યારે દરેક લોન લેવામાં તેણે કેટલા પૌન્ડ રોક્યા હશે તે કાઢો.

ધારોકે બધા પોંડ તેણે ૮૪ ના ભાવની લોન લેવામાં રોકયા તો ૮૪ : ૭૦૦૦ :: ૩½ વ્યાજ=$\frac{૮૭૫}{૩}$ વ્યાજ આવ્યું પણ હિસાબમાં તો ૩૭૦ પોન્ડ ૧૬ શિ. ૮ પેન્સ=$\frac{૨૨૨૫}{૬}$ કહેલું છે માટે $\frac{૨૨૨૫}{૬}-\frac{૮૭૫}{૩}$= $\frac{૪૭૫}{૬}$ વ્યાજનો બંને વચ્ચે તફાવત રહ્યો હવે ૧૦૦ પોન્ડ ઉપર કેટલો તફાવત રહે છે તે કાઢવા માટે ૮૨½ : ૧૦૦ :: ૨½=$\frac{૧૦૦}{૩૩}$ વ્યાજ ૮૪ : ૧૦૦ :: $\frac{૭}{૨}=\frac{૨૫}{૬}$ વ્યાજ. $\frac{૨૫}{૬}-\frac{૧૦૦}{૩૩}=\frac{૧}{૫}$ વ્યાજનો તફાવત. $\frac{૧}{૫}$ તફાવત : $\frac{૪૭૫}{૬}$ તફાવત :: ૧૦૦ પોન્ડ=૨૫૦૦ પોન્ડ. બધા ૮૪ના ભાવની લોનમાં ધાર્યા હતા માટે ૮૨½ ના ભાવની લોનમાં રોકેલા. અને ૭૦૦૦−૨૫૦૦=૪૫૦૦ પોન્ડ ૮૪ ના ભાવની લોનમાં રોકેલા.

## ૧૯૦૫

૧. $\dfrac{\text{·૧૨ ના (·૦૧૨૩−·૦૦૪)+·૩૬×·૦૦૩}}{\text{·૨×·૩×·૧૭૩}} \div \dfrac{૧·૫૬}{·૦૧૩}$ ને ૫ પોન્ડનું દશાંશ રૂપ આપો.

·૦૧૨૩−·૦૦૪=·૦૦૮૩ } ·૧૨×·૦૦૮૩=·૦૦૦૯૯૬ } ·૩૬× ·૦૦૩=·૦૦૧૦૮ } ·૦૦૦૯૯૬+·૦૦૧૦૮=·૦૦૨૦૭૬ } ·૨×·૩×·૧૭૩ =·૦૧૦૩૮ } − $\frac{·૦૦૨૦૭૬}{·૦૧૦૩૮}\times\frac{·૦૧૩}{૧·૫૬}=\frac{૧}{૬૦}\times\frac{૧}{૫}=\frac{૧}{૩૦૦}$=·૦૦૩ જવાબ.

૨. જો ૩ મરદ, ૫ બાયડી કે ૮ છોકરાં અમુક કામ ૨૬½ કલાકમાં કરે તો ૨ મરદ, ૩ બાયડી અને ૪ છોકરાંને તે કામ કરતાં કેટલો વખત લાગશે?

૨ મરદ, ૩ બાયડી અને ૪ છોકરાંનાં છોકરાં કર્યાં તો ૩ મરદ : ૨ મરદ :: ૮ છોકરાં=$\frac{૧૬}{૩}$ છોકરાં. ૫ બાયડી : ૩ બાયડી :: ૮ છોકરાં=$\frac{૨૪}{૫}$ છોકરાં. [illegible]+[illegible]+$\frac{૪}{૧}$=$\frac{૨૧૨}{૧૫}$ છોકરાં થયાં. હવે વ્યસ્ત [illegible] $\frac{૨૧૨}{૧૫}$ છો. : ૮ છો. :: ૨૬½ કલાક=૧૫ કલાક જવાબ.

૩. અમુક રકમનું ૩ વરસમાં ૮૨૬ રૂપીઆ વ્યાજ મુદ્દલ થાય છે; પણ જો વ્યાજનો દર સેંકડે ૫૦ ટકા વધે તો તેટલાંજ વરસમાં તેનું વ્યાજ મુદ્દલ ૮૮૯ રૂપીઆ થાય છે, તો તે રકમ અને વ્યાજનો દર શોધી કાઢો.

૮૮૯-૮૨૬=૬૩ રૂપીઆ વ્યાજ વધ્યું. હવે જો ૫૦ રૂપીઆ વ્યાજ વધે તો પહેલાં ૧૦૦ રૂપીઆ વ્યાજ હોય માટે ૫૦ : ૬૩ :: ૧૦૦=૧૨૬ રૂપીઆ પ્રથમનું વ્યાજ હશે. ૮૨૬ વ્યાજ મુદ્દલ-૧૨૬ રૂપીઆ વ્યાજ=૭૦૦ મુદ્દલનું ૩ વર્ષમાં ૧૨૬ વ્યાજ થયું હવે વ્યાજનો દર કાઢવો છે માટે—

૭૦૦ મુદ્દલ : ૧૦૦ મુદ્દલ<br>૩ વરસ : ૧ વરસ } :: ૧૨૬ વ્યાજ=૬ ટકા વ્યાજનો દર.

૪. એક માણસ ૩$\frac{૧}{૨}$ ટકાની ૯૮ ના ભાવની લોનમાં ૧૫૦૦ પોન્ડ રોકે છે. જ્યારે લોનનો ભાવ સેંકડે ૪ ટકા વધે છે ત્યારે તે લોન વેચી નાંખે છે, અને ભાવ ઘટી ૯૮ થાય ત્યારે પાછી એજ લોન લે છે; તો હવે તેની પાસે કેટલી વધારે લોન થશે?

૯૮ : ૧૫૦૦ :: ૧૦૦ લોન=$\frac{૭૫૦૦૦}{૪૯}$ ની લોન આવી. હવે સેંકડે ૪ ટકા ભાવ વધ્યો એટલે ૧૦૦ ની લોનનો ૯૮ ને બદલે ૧૦૨ થયો. તે લોન હવે વેચી નાંખે છે માટે ૧૦૦લોન : $\frac{૭૫૦૦૦}{૪૯}$ લોન :: ૧૦૨ ઉપજે=$\frac{૭૬૫૦૦}{૪૯}$ ઉપજે. ૯૮ : $\frac{૭૬૫૦૦}{૪૯}$ :: ૧૦૦ લોન=$\frac{૩૮૨૫૦૦૦}{૨૪૦૧}$ ની લોન આવી. પ્રથમની અને હમણાંની લોનનો તફાવત કાઢવો છે માટે $\frac{૩૮૨૫૦૦૦}{૨૪૦૧}-\frac{૭૫૦૦૦}{૪૯}=\frac{૧૫૦૦૦૦}{૨૪૦૧}=૬૨\frac{૧૧૩૮}{૨૪૦૧}$ પોન્ડની લોન વધી.

૫. એક માણસ ૮૭ બળદ ૧૭૪૦ પોન્ડ આપી ખરીદે છે. તેમાંના ૨૫ ને ૭ ટકાને નફે અને ૪૦ ને ૧૨$\frac{૧}{૨}$ ટકાને નફે વેચે

છે. ૩ રોગથી મરી જાય છે. બાકીનાને મૂળ કીંમતે વેચે છે, તો એને શો નફો મળશે?

૮૭ બળદના ૧૭૪૦ પૌન્ડ એકા છે માટે ૧ બળદના ૨૦ પૌન્ડ એકા હશે ૨૫×૨૦=૫૦૦ પૌન્ડ ૧૦૦ : ૫૦૦ :: ૧૦૭=૫૩૫ પૌન્ડ ઉપજ્યા. ૪૦×૨૦=૮૦૦ પૌન્ડ ૧૦૦ : ૮૦૦ :: ૧૧૨½ =૯૦૦ પૌન્ડ ઉપજ્યા. ૨૫+૪૦+૩ મરી ગયા=૬૮ બળદ ગયા માટે ૮૭-૬૮=૧૯ વેચવાના બાકી રહ્યા તે મૂળ કીંમતે વચ્યા એટલે ૧૯×૨૦=૩૮૦ પૌન્ડ ઉપજ્યા કુલ ૫૩૫+૯૦૦+૩૮૦=૧૮૧૫ પૌન્ડ ઉપજ્યા. ૧૮૧૫-૧૭૪૦=૭૫ પૌન્ડ વધારે ઉપજ્યા.

૧૯૦૬

૧. વટાવ ચક્રવૃદ્ધિ બ્યાજ, છેદ, દઠભાજક, મૂળ કિંમત, અને દશાંશ એટલે શું?

કેટલીક વખત ખરીદીની ઠરાવેલી કીંમતમાંથી સેંકડે અમુક દર પ્રમાણે કાપતા જે રહે તે ખરી કીંમત આપવાની ગણુાય છે. અને કાપેલી રકમને **વટાવ** કાપી આપ્યો કહે છે.

દર વરસનું અથવા ઠરાવેલી મુદતનું વ્યાજ મુદલ એટલે રાશ થાય તેને બીજા વરસના અથવા મુદતના વ્યાજને વાસ્તે મુદલ ગણીને આપેલી મુદત સુધીની રાશ કાઢતાં મુદલ ઉપર જે વધારે આવે તેને તે રકમનું ચક્રવૃદ્ધિ વ્યાજ કહે છે.

હરકોઈ આખી વસ્તુના જેટલા સરખા ભાગ કરીએ તે છેદ કહેવાય છે.

દઠભાજક અને દશાંશની વ્યાખ્યાઓ આગળ આવી ગઈ છે.

હરકોઈ વસ્તુ ખરીદ કરતાં જેટલી મુડી આપવી પડે તેને મૂળ કીંમત કહે છે.

૨. એક નિશાળમાં ગરીબ વિદ્યાર્થીઓના $\frac{૧}{૩}$ ભાગ ૧૫ ઉપરાંતની ઉંમરનો છે, ને $\frac{૧}{૩}$, ૧૦ થી ૧૫ ની વચ્ચેની ઉંમરનો છે એક સખી ગૃહસ્થે રૂ. ૧૫૦૦ ગરીબ વિદ્યાર્થીઓમા વહેંચવા આપ્યા, તે એવી સરતે કે ૧૫ થી ઉપરાત ઉંમરના દરેક છોકરાને રૂ. ૨—૮—૦ અને ૧૦ થી ૧૫ સુધીની ઉંમરના દરેક વિદ્યાર્થીને રૂ. ૫—૦—૦ અને બાકીના તેમનાથી નાનાને દરેકને રૂ૭—૮—૦ એ મુજબ આપવા અને તેમ કરતાં રૂપીઆ બરાબર પડોંચી રહે છે, તો એકંદરે ગરીબ છોકરાઓની સંખ્યા કેટલી હશે ?

ધારોકે તે નિશાળમા ૩ ગરીબ વિદ્યાર્થી છે તો $૩\times\frac{૧}{૩}=૧$ પંદર ઉપરાંતની ઉંમરના. $૩\times\frac{૧}{૩}=૧$, ૧૦ થી ૧૫ સુધીની ઉંમરના અને બાકીનો ૧ નાનો. તે બધાને થઇને ૨-૮-૦+૫-૦-૦+૭-૮-૦=૧૫-૮-૦ ત્રણ વિદ્યાર્થીઓને વહેંચાયા, પણ હિસાબમાં તો ૧૫૦૦ રૂપીઆ કહેલા છે માટે ૧૫ રૂપીઆ : ૧૫૦૦ રૂપીઆ :: ૩ વિદ્યાર્થી. =૩૦૦ વિદ્યાર્થી. જવાબ.

૩. ૨ પુરૂષો ને ૩ સ્ત્રીઓ એક કામ ૨૪ દિવસમાં પુરૂં કરે છે. પણ ૩ પુરૂષોને ૨ સ્ત્રીઓ તેજ કામ ૨૦ દિવસમાં કરી રહે છે. ત્યારે ૧ પુરૂષ અને ૧ સ્ત્રી કેટલા દિવસમાં પૂરૂં કરી શકે.

૨ પુ+૩ સ્ત્રી. ૧ દિ. માં $\frac{૧}{૨૪}$ કામ કરે.
૩ પુ.+૨ સ્ત્રી. ૧ દિ. માં $\frac{૧}{૨૦}$ કામ કરે. } સરવાળો કર્યો

૫ પુ. + ૫ સ્ત્રી. ૧ દિ માં $\frac{૧૧}{૧૨૦}$ કામ કરે. તો ૧ પુ. અને ૧ સ્ત્રી $\frac{૧૧}{૬૦૦}$ કામ કરે, માટે $\frac{૧૧}{૬૦૦}$ કામ : ૧ કામ :: ૧ દિ. $=\frac{૬૦૦}{૧૧}=૫૪\frac{૬}{૧૧}$ દિવસ. જવાબ.

૩. એક પલટણના ૯૬૨ માણસોને જ્યારે એક ચોરસના આકારમાં હારબંધ ગોઠવવામાં આવે છે ત્યારે એક માણસ રહી

જાય છે. ત્યારે તે ચોરસની આગલી હારમાં કેટલાં માણુસ હશે ?

ચોરસ આકારમાં ગોઠવતાં ૯૬૨−૧=૯૬૧ માણુસો જાય છે ચોરસની એક બાજુ કાઢવી છે માટે તેનું વર્ગમૂળ કાઢયું તો ૩૧ આવ્યું માટે આગલી હારમાં ૩૧ માણુસ હશે. જવાબ.

૫. બે માણુસની પાસે સરખી રકમો હતી. એકે ત્રણ ટકાની અને બીજાએ ૩½ ટકાની લોનો લીધી. બેઉને સરખું વ્યાજ મળ્યું. ૩ ટકાની લોનનો ભાવ ૭૫ હોય તો ૩½ ટકાની લોનનો કેટલો હશે?

સને ૧૯૦૧ની સાલનો ૭મો સવાલ જુઓ.

## ૧૯૦૭

૧. એક ગૃહસ્થ પોતાની આવક ઉપર દર રૂપીએ ચાર પાઇ કર આપતાં બાકી રહે તેનો $\frac{૧}{૬૦}$ ધર્માદા કરે છે એવી રીતે તે દર મહીને રૂ. ૪−૧૪−૪ વાપરનો હોય તો તેની વાર્ષિક આવક કેટલી ?

ધારોકે તેની આવક રૂ. ૧ છે તે ઉપર તે ચાર પાઇ કર આપે છે એટલે તે જતાં બાકી $\frac{૪૭}{૪૮}$ રૂ. તેની પાસે રહે. $\frac{૪૭}{૪૮}\times\frac{૧}{૬૦}$ $=\frac{૪૭}{૨૮૮૦}$ ધર્માદા જાય. $\frac{૪૭}{૨૮૮૦}$ ધર્માદા : $\frac{૨૩૫}{૪૮}$ ધર્માદા :: ૧ રૂ. = ૧૦૦ રૂ. આવક.

૨ જો ૧૦ માણુસો એક કામ ૨૪ દિવસમાં કરે તો તે કામથી સાત ગણું મોટું કામ $\frac{૧}{૫}$ વખતમાં કરવાને કેટલાં માણુસ જોઇએ ?

પહેલી વખત ૨૪ દિવસ લાગતા તો બીજી વખત ૨૪×$\frac{૧}{૫}$=$\frac{૨૪}{૫}$ દિવસમાં કરી રહેવું જોઇએ.

$$\left.\begin{array}{l} \text{૧ કામ : ૭ કામ} \\ \frac{૨૪}{૫}\text{ દિ. : ૨૪ દિ.} \end{array}\right\} \text{:: ૧૦ માણુસ = ૩૫૦ માણુસ.}$$

૩. એક રૂપીઆનું ત્રણશેરના ભાવનું ઘી ખરીદ કરીને અઢી શેરના ભાવે વેચ્યું, અને ફરીથી અઢીશેરના ભાવનું ખરીદ કરી ત્રણશેરના ભાવનું વેચ્યું એ રીતે રૂ ૧૦૦નો વેપાર કર્યો, તો તેમાં શો નફો કે નુકસાન થયું ?

ધારોકે પહેલી વખત એક રૂપીઆનું ત્રણ શેર ઘી લીધું અને તે $૨\frac{૧}{૨}$શેરને ભાવે વેચ તો તેને $\frac{૫}{૨}$ : ૩ :: ૧ = $\frac{૬}{૫}$ રૂ. ઉપજે. બીજી વખતે પણ એક રૂપીઆનું $૨\frac{૧}{૨}$ શેર ઘી લીધું અને તે ૩ શેરને ભાવે વેચે તો તેને ૩ : $\frac{૫}{૨}$ :: ૧ = $\frac{૫}{૬}$ રૂ ઉપજે. બન્ને વખત થઇને $\frac{૬}{૫}+\frac{૫}{૬}=૨\frac{૧}{૩૦}$ રૂ ઉપજ્યા અને ૨ રૂ બેઠા છે માટે $\frac{૧}{૩૦}$ રૂ. નફો થયો, માટે ૨ : ૧૦૦ :: $\frac{૧}{૩૦}=૧\frac{૨}{૩}$ નફો.

૪. એક ટાંકી अ ને ब નળીઓથી અનુક્રમે ૩ અને ૪ કલાકમાં ભરાઇ જાય છે, અને क થી ૬ કલાકમાં ખાલી થઇ જાય છે જો अ ને ૭ વાગે, ब ને ૮ વાગે અને क ને ૯ વાગે ઉઘાડીએ તો તે ટાંકી ક્યારે ભરાઇ રહેશે ?

अ નળ ૭ વાગ્યાથી ૯ વાગ્યા સુધી એટલે ૨ કલાક અને તેજ રીતે ब નળ ૧ કલાક ઉઘાડો રહ્યો તેટલા વખતમાં अ નળ $\frac{૨}{૩}$ અને ब નળ $\frac{૧}{૪}$ ટાંકી ભરે એટલે કુલ $\frac{૨}{૩}+\frac{૧}{૪}=\frac{૧૧}{૧૨}$ ટાંકી ભરાઇ અને $૧-\frac{૧૧}{૧૨}=\frac{૧}{૧૨}$ ટાંકી ભરવાની ખાલી રહી હવે ત્રણે નળ છુટા થયા છે માટે $\frac{૧}{૩}+\frac{૧}{૪}=\frac{૭}{૧૨}$ ટાંકી अ+ब નળ ૧ કલાકમાં ભરે અને क નળ $\frac{૧}{૬}$ એક કલાકમાં ખાલી કરે છે માટે $\frac{૭}{૧૨}-\frac{૧}{૬}=\frac{૧}{૧૨}$ ટાંકી ત્રણે નળ થઇને ૧ કલાકમાં ભરે. $\frac{૧}{૧૨}$ ટાંકી : $\frac{૧}{૧૨}$ ટાંકી :: ૧ કલાક=૧ કલાક. નવ વાગ્યા પછી એક કલાક એટલે ૯+૧ =૧૦ વાગે આખી ટાંકી ભરાશે.

૫. એક માણસ ૯૬ના ભાવની ૪ ટકાની લોન ખરીદવામાં ૪૮૦૦ પૌન્ડ વાપરે છે. અને એક વરસ પછી ૯૬½ને ભાવે તે લોન વેચી નાંખે છે, અને જે ઉત્પન્ન થાય છે તે તેમજ એક વરસનુ જે વ્યાજ આવે તે ભેગાં કરી તેની ૯૬½ના ભાવની ૩½ ટકાની લોન લેછે, તો તે કેટલી લોન ખરીદ કરી શકશે ને તેને વરસે કેટલું વ્યાજ મળશે?

. ૯૬ : ૪૮૦૦ :: ૧૦૦ લોન=૫૦૦૦ ની લોન. ૧૦૦ લોન : ૫૦૦૦ લોન :: ૪ વ્યાજ=૨૦૦ વ્યાજ. ૧૦૦ લોન : ૫૦૦૦ લોન :: $\frac{૧૯૩}{૨}$ ઉપજે=૪૮૨૫ ઉપજી. ૪૮૨૫+૨૦૦=૫૦૨૫ કુલ થયા. $\frac{૧૯૩}{૨}$ રૂ. : ૫૦૨૫ રૂ. :: ૧૦૦ લોન=૫૨૦૭$\frac{૪૯}{૧૯૩}$ની લોન આવી. $\frac{૧૯૩}{૨}$ ૫૦૨૫ :: $\frac{૭}{૨}$ વ્યાજ=૧૮૨$\frac{૪૯}{૧૯૩}$ વ્યાજ આવ્યું.

૧૯૦૮

૧. નીચેના શબ્દોની વ્યાખ્યા લખો:—

વ્યાજ, વ્યાજમુદ્દલ, અપૂર્ણાંક.

બીજાના પૈસા કેટલીક મુદ્દત સુધી આપણે રાખીએ તે બદલ લીધેલાં નાણાં કરતાં જેટલું વધારે આપવું પડે તેને તે નાણાંનું **વ્યાજ** કહે છે.

વ્યાજ અને મુદ્દલ મળીને જે રકમ થાય તેને **વ્યાજમુદ્દલ** કહેછે.

હરકોઇ વસ્તુના ગમે તેટલા છેદ બતાવનાર અપૂર્ણાંકનું એકલું સામાન્ય નામ અપૂર્ણાંક રાખ્યું છે.

૨. $\frac{.૦૧૨૫}{.૧૮}$ નું વર્ગમૂળ, અને ૪૨૩૫૬૪·૭૫૧ નું ઘનમૂળ કાઢો.

અંશનું વર્ગમૂળ કાઢી અંશમાં અને છેદનુ વર્ગમૂળ કાઢી છેદ-માં મૂકવું.

જવાબ. $\frac{\cdot ૦૪૫૪}{\cdot ૪૬૪}$ અને ધનમૂળ ૭૫·૧.

૩. એક માણુસ ૭૫$\frac{૩}{૮}$ ના ભાવે અમુક રકમ ૪$\frac{૧}{૨}$ ટકાની લોન માં રોકે છે. બીજો માણુસ તેટલીજ રકમ ૫ ટકાની લોનમાં રોકે છે. પહેલાની આવક બીજાના કરતાં બે ટકા વધારે છે, ત્યારે બીજી લોનનો ભાવ શું હશે ?

બીજી લોનની આવક કરતાં પહેલી લોનની આવક સેંકડે ૨ ટકા વધારે છે એટલે બીજી લોનની આવક ૧૦૦ હોય તો પહેલી લોનની ૧૦૨ હોય. માટે ૧૦૨ આવક : $\frac{૯}{૨}$ આવક :: ૧૦૦ આવક= $\frac{૭૫}{૧૭}$ બીજી લોન વાળાને આવક થાય પણ તે પહેલાનાં જેટલાજ પૈસા રોકે છે માટે તેને ૭૫$\frac{૩}{૮}$ રૂ. એ $\frac{૭૫}{૧૭}$ આવક થઇ માટે $\frac{૭૫}{૧૭}$ આવક : ૫ આવક :: ૭૫$\frac{૩}{૮}$ રૂ. =૮૫$\frac{૧૭}{૪૦}$ રૂ લોનનો ભાવ.

૪. જો ૧૦ બળદ અથવા ૧૫ ગાયો ૧૦ વીધાં ઘાસ ૭ દિવસમાં ચરી જાય તો ૬ બળદ અને ૧૮ ગાયોને ૯ વીઘાં ઘાસ ચરવાને કેટલો વખત લાગશે ?

૧૦ બળદ અથવા ૧૫ ગાયો કહીછે માટે ધારોકે ૧૫ ગાયોજ ૧૦ વીઘાં ઘાસ ૭ દિવસમાં ચરે છે, માટે ૧૦ બળદ : ૬ બળદ :: ૧૫ ગાય=૯ ગાય+૧૮ ગાય=૨૭ ગાય બીજી વખત ચરવાની થઇ.

$$\left.\begin{matrix} \text{૨૭ ગાય : ૧૫ ગાય} \\ \text{૧૦ વીઘાં : ૯ વીઘાં} \end{matrix}\right\} :: \text{૭ દિવસ=૩}\tfrac{૧}{૨}\text{ દિવસ.}$$

૫. એક વેપારીએ એક ઘડીઆળ મૂળ કીંમત ઉપર ૪૦ ટકા ચઢાવીને વેચ્યું અને પછી ૧૦ ટકા વટાવ કાપી આપ્યો, તેથી તેને રૂપીઆ ૮—૨—૦ નફો થયો તો ઘડીઆળની મૂળ કીંમત શોધી કાઢો.

ધારોકે તે ઘડીઆળ ૧૦૦ રૂપીઆની હોય તો તે ઉપર ૪૦

ટકા ચઢાવે એટલે ૧૪૦ રૂપીએ વેચે, પણ ૧૦ ટકા ઓછા લે એટલે ૧૦૦ ના માલના ૯૦ લે માટે ૧૦૦ રૂપીઆ : ૧૪૦ રૂ. :: ૯૦ ઉપજે=૧૨૬ રૂપીઆ લે અને ઘડીઆળ ૧૦૦ રૂપીઆનું છે માટે ૨૬ રૂપીઆ નફો થાય પણ હિસાબમાં રૂપીઆ ૮—૨—૦ કહ્યા છે માટે ૨૬ રૂપીઆ : $\frac{૬૫}{૮}$ રૂ. :: ૧૦૦ રૂ.=૩૧¼ રૂ. મૂળ કીંમત.

૧૯૦૯

૧. $\sqrt[૩]{૨}$, $\sqrt{૩}$, અને $\sqrt[૪]{૫}$ ને મહત્વના પ્રમાણમાં ગોઠવો.

મહત્વના પ્રમાણમાં ગોઠવવા માટે દરેકને ૧૨ ઘાતમૂળમાં આણ્યા તો $\sqrt[૧૨]{૬૪}$, $\sqrt[૧૨]{૮૧}$, $\sqrt[૧૨]{૧૨૫}$ થયા, માટે $\sqrt[૪]{૫}$, $\sqrt[૩]{૩}$ અને $\sqrt{૨}$ છે. જવાબ.

૨. ૧૦૦૦ પૌન્ડની રકમ સાદે વ્યાજે બે ટકા લેખે મૂકી, દર પાંચ વર્ષે વ્યાજ મુદ્દલમા ઉમેરવામાં આવે તો એ પ્રમાણે એ રકમની રાશ વધીને ૧૩૩૧ પૌન્ડ કેટલા વખતમા થશે?

૧૦૦૦ પૌન્ડનું ૨ ટકા લેખે ૫ વર્ષનું ૧૧૦ પૌન્ડ વ્યાજ થયું માટે ૧૧૦૦ પૌન્ડ વ્યાજમુદ્દલ થયું તેને મુદ્દલ ગણી ચક્રવૃદ્ધિ વ્યાજે મૂકે તો ૧૩૩૧ રાશ થાય છે ત્યારે મુદત માગી. ૧૦૦ : ૧૧૦૦ :: ૧૧૦=૧૨૧૦ વ્યાજમુદ્દલ બીજી વખત. ૧૦૦ : ૧૨૧૦ :: ૧૧૦=૧૩૩૧ વ્યાજમુદ્દલ ત્રીજી વખત થયું એટલે પાંચ પાંચ વર્ષના હપતા ૩ વખત થયા માટે ૫×૩=૧૫ વર્ષ. જવાબ

૩. જો ૩ ટકાના ભાવના શેર લઇએ તો અમુક રકમમાંથી રૂ. ૨૦ આવક થાય છે, અને સરભરના ભાવના ૪ ટકાના શેર લેવાથી તેજ રકમની આવક રૂ. ૨૬ થાય છે, તો તે રકમ કાઢો, અને પહેલા શેરનો બજાર ભાવ શો હશે તે કહો.

૪ વ્યાજ : ૨૬ વ્યાજ :: ૧૦૦ રકમ=૬૫૦ રકમ.

હવે ૬૫૦ રૂપીઆનુ પહેલી વખતે ૨૦ વ્યાજ આવતું હશે માટે ૨૦ વ્યાજ : ૩ વ્યાજ :: ૬૫૦ રૂ.=૯૭$\frac{૧}{૨}$ ભાવ.

૪. એક માણુસ દર વરસે પોતાના ભંડોળમાં તેનો $\frac{૧}{૩}$ વધારો કરે છે એ રીતે ચાર વરસને અંતે તેનું જે ભડોળ થાય છે તે પર ૪$\frac{૧}{૨}$ ટકા પ્રમાણે એક વરસનુ વ્યાજ રૂ. ૨૭૦ થાય છે, તો તેનુ મૂળ ભંડોળ કેટલું ?

૪$\frac{૧}{૨}$ ટકા પ્રમાણે ૨૭૦ રૂ. વ્યાજ થવાને ૬૦૦૦ મુદ્દલ જોઈએ. ધારોકે પહેલાં રૂ ૧ છે તો તેમા $\frac{૧}{૩}$ રૂ ઉમેરવાથી પહેલે વર્ષે ૧+$\frac{૧}{૩}$=$\frac{૪}{૩}$રૂ. થશે. $\frac{૪}{૩}$×$\frac{૧}{૩}$=$\frac{૪}{૯}$ } $\frac{૪}{૩}$+$\frac{૪}{૯}$=$\frac{૧૬}{૯}$ બીજે વર્ષે. $\frac{૧૬}{૯}$×$\frac{૧}{૩}$=$\frac{૧૬}{૨૭}$ } $\frac{૧૬}{૯}$+$\frac{૧૬}{૨૭}$=$\frac{૬૪}{૨૭}$ ત્રીજે વરસે. $\frac{૬૪}{૨૭}$×$\frac{૧}{૩}$=$\frac{૬૪}{૮૧}$ } $\frac{૬૪}{૨૭}$+$\frac{૬૪}{૮૧}$=$\frac{૨૫૬}{૮૧}$ ચોથે વરસે થાય માટે $\frac{૨૫૬}{૮૧}$ : ૬૦૦૦ :: ૧=૧૮૯૮$\frac{૭}{૧૬}$રૂ. મૂળ ભંડોળ.

૫. अ અને ब એક કામ ૬ દિવસમાં પૂરૂ કરે, ब અને क તેજ કામ ૭ દિવસમા પૂરૂ કરે અને अ, ब અને क ૪ દિવસમાં પૂરૂ કરે તો अ અને क મળીને તે કામ કેટલા દિવસમા પૂરૂ કરશે ?

अ, ब અને क ૪ દિવસમાં આખું કામ કરે છે તો ૧ દિવસમં $\frac{૧}{૪}$ કામ કરે. તેજ પ્રમાણે अ ને ब $\frac{૧}{૬}$ કરે અને ब અને क $\frac{૧}{૭}$ કામ કરે. $\frac{૧}{૪}$−$\frac{૧}{૬}$=$\frac{૧}{૧૨}$ કામ क ૧ દિવસમા કરે. $\frac{૧}{૪}$−$\frac{૧}{૭}$=$\frac{૩}{૨૮}$ કામ अ ૧ દિવસમા કરે. $\frac{૧}{૧૨}$+$\frac{૩}{૨૮}$=$\frac{૧૬}{૮૪}$=$\frac{૪}{૨૧}$ કામ अ+क ૧ દિવસમા કરે પણુ તેઓને આખું કામ કરવું છે માટે $\frac{૪}{૨૧}$ : ૧ :: ૧=$\frac{૨૧}{૪}$=૫$\frac{૧}{૪}$ દિવસ.

૬. એક માણુસની પાસે ૩૦ પોન્ડની કીંમતનો માલ છે તેનો ત્રીજો ભાગ તે ૧૦ ટકાની ખોટે વેચે છે. તો એકદર ૨૦ ટકા નફો મેળવવાને બાકીનો માલ કેટલી કીંમતે વેચવો.

૧૦૦ માલ : ૩૦ માલ :: ૧૨૦ રૂ.=૩૬ રૂ ઉપજાવવા ૩૦÷૩=૧૦ નો માલ સેંકડે ૧૦ ટકા ખોટે વેચે એટલે ૧૦૦ : ૧૦ .. ૯૦=૯ રૂ. ઉપજે માટે ૩૬-૯=૨૭ રૂપીઆ ઉપજાવવા.

### ૧૯૧૦

૧. પૌન્ડ ૧૭-૧૦ શિ ના $\frac{૬}{૧૫}$ ના $\frac{૨}{૩}$+ ૫ શિ. ૪ પેન્સ ના

૧

$\frac{૫}{૬}$ના $\frac{૩}{૪}$-૫ શિ ૩$\frac{૩}{૪}$ પેન્સના ૪$\frac{૧}{૪}$ ના ૮$\frac{૧}{૨}$ ને ૨ શિ. ૧$\frac{૧}{૨}$ પેન્સના અપૂર્ણાંકનુ રૂપ આપો.

$૧૭\frac{૧૦}{૨૦}=\frac{૩૫}{૨}\times\frac{૬}{૧૫}\times\frac{૨}{૩}=\frac{૧૪}{૩}$ } $\frac{૪}{૧}\times\frac{૧}{૧૨}=૫\frac{૧}{૩}=\frac{૧૬}{૩}\times\frac{૧}{૨૦}=\frac{૪}{૧૫}\times\frac{૫}{૬}\times\frac{૩}{૪}$ $=\frac{૧}{૬}$ } $\frac{૧૫}{૪}\times\frac{૧}{૧૨}=૫\frac{૫}{૧૬}=\frac{૮૫}{૧૬}\times\frac{૧}{૨૦}=\frac{૧૭}{૬૪}$ } $\frac{૧}{૪}\times\frac{૪}{૧},=\frac{૪}{૧૭}$ } $\frac{૧૭}{૬૪}\times\frac{૪}{૧૭}\times\frac{૧૭}{૨}$ $=\frac{૧૭}{૩૨}$ } $\frac{૧૪}{૩}+\frac{૧}{૬}-\frac{૧૭}{૩૨}=\frac{૪૧૩}{૯૬}$ } $\frac{૩}{૨}\times\frac{૧}{૧૨}=૨\frac{૧}{૮}=\frac{૧૭}{૮}\times\frac{૧}{૨૦}=\frac{૧૭}{૧૬૦}$ } $\frac{૪૧૩}{૯૬}\times$ $\frac{૧૬૦}{૧૭}=\frac{૨૦૬૫}{૫૧}=૪૦\frac{૨૫}{૫૧}\times\frac{૨૦}{૧}=\frac{૫૦૦}{૫૧}=૯\frac{૪૧}{૫૧}\times\frac{૧૨}{૧}=\frac{૧૬૪}{૧૭}=૯\frac{૧૧}{૧૭}$ જવાબ. ૪૦ પૌન્ડ ૯ શિ. ૯$\frac{૧૧}{૧૭}$ પેન્સ

૨. દરરૂપીએ ૮ પાઇ પ્રમાણે કર આપતાં એક માણસને રૂ. ૧૫ કર ભરવો પડે છે. પણ બીજે વર્ષે કરના દરમાં ઘટાડો થવાથી રૂ ૩ ૧૨ ઓછા ભરવા પડે છે તો બીજે વર્ષે કરનો દર શો હતો ?

૧૫-રૂ ૩-૧૨આ.=૧૧$\frac{૧}{૪}$ રૂ બીજે વર્ષે કર ભરતા હશે. ૧૫ રૂ. : ૧૧$\frac{૧}{૪}$રૂ :: ૮ પાઇ=૬ પાઇ જવાબ.

૩. દરવરસે દર સેકડે ૫ ટકાને વ્યાજે એક માણસ ૫૦૦પૌન્ડ ઉપાડે છે, અને થોડો વખત ગયા બાદ ૪૦૦ પોન્ડ દર વરસે દર સેંકડે ૨$\frac{૧}{૨}$ ટકાને વ્યાજે ઉપાડે છે ત્યારબાદ ૬ મહીના પછી પૈસા ભરતા જાય છે. ત્યારે બધા મળી ૯૫૭ પોન્ડ ભરવા પડે છે તો ૫૦૦ પૌન્ડ ઉપર કેટલા મહીનાનુ વ્યાજ ભર્યું.

૯૫૭ રૂ. વ્યા. મુ-૯૦૦ રૂ. મુદ્દત=૫૭ પૌન્ડ વ્યાજ. ૪૦૦ પૌન્ડ ૬ મહીના રહ્યા તેનું ૪૦૦×$\frac{7}{2}$×$\frac{1}{2}$×$\frac{1}{100}$=૭ પૌન્ડ વ્યાજ થયું ૫૭-૭=૫૦ પૌન્ડ ૫૦ પૌન્ડનુ વ્યાજ રહ્યું ૫૦૦ પૌન્ડ ૧ વરસ રહેતા ૨૫ વ્યાજ થાય માટે ૨૫ વ્યાજ : ૫૦ વ્યાજ :: ૧ વર્ષ= ૨ વર્ષ જવાબ.

૪. એક કામ ૩૦ મરદો ૧૨ દિવસમા કરી શકે છે. જો ૪ દિવસ કામ કર્યા બાદ ૧૮ મરદો ચાલ્યા જાય અને તેને બદલે ૧૮ સ્ત્રી કામે લગાડીએ તો બાકી રહેલું કામ કેટલા દિવસમાં પુરૂં કરશે ? દરેક મરદ દરેક સ્ત્રીથી દોઢું કામ કરે છે.

૧૨ દિ : ૪ દિ. :: ૧ કામ=$\frac{1}{3}$ કામ થયું માટે $\frac{2}{3}$ કામ બાકી રહ્યું હવે ૩૦-૧૮=૧૨ મરદ રહ્યા અને ૧૮ સ્ત્રી ઉમેરાઈ. સ્ત્રીના પુરૂપ કરવા માટે ૧$\frac{1}{2}$ સ્ત્રી : ૧૮ સ્ત્રી :: ૧ મરદ=૧૨ મરદ થયા. ૧૨+૧૨=૨૪ મરદ હવે કામે લાગનાના.

૨૪ મરદ : ૩૦ મરદ }
૧ મરદ : $\frac{2}{3}$ કામ } :: ૧૨ દિવસ=૧૦ દિવસ જવાબ

૫. એક માણસ ૯૬ ના ભાવની ૪ ટકાવાળી લોનમાં રૂ. ૪૮૦૦ રોકે છે, અને એક વર્ષ પછી ૯૨$\frac{1}{2}$ ના ભાવે વેચી નાંખે છે. પછી વ્યાજ તથા ઉપજેલી રકમ ૯૬$\frac{1}{2}$ ના ભાવની લોનમાં રોકે છે. તો તેને નામે કેટલાની લોન થશે ?

૯૬ : ૪૮૦૦ :: ૧૦૦ લોન=૫૦૦૦ રૂ. ની લોન થઈ. ૧૦૦ : ૫૦૦૦ :: ૪ વ્યાજ=૨૦૦ વ્યાજ થયું. ૧૦૦ લોન : ૫૦૦૦લોન : ૯૨$\frac{1}{2}$=૪૬૨૫ રૂ ઉપજ્યા+૨૦૦ વ્યાજ=૪૮૨૫ રૂ. લોન લેવામાં રોકવાના ૯૬$\frac{1}{2}$ : ૪૮૨૫ :: ૧૦૦ ની લોન=૫૦૦૦ ની લોન.

૬. એક વેપારી ૫૦ ટકા નફો લઇને એક વાણીને ખાંડ

વેચે છે. પણ યાહુદીએ દેવાળું કાઢવાથી રૂપીએ ૫ આના આપી શકે છે. તો વેપારીને કેટલા ટકા ખોટ કે નફો થશે ?

ધારોકે વેપારી પાસે ૧૦૦ રૂ નો માલ છે. માટે તેના તે ૧૫૦ રૂપીઆ લેશે. ૧ રૂપીઆ : ૧૫૦ રૂપીઆ :: $\frac{૫}{૧૬}$ રૂપીઆ= ૪૬$\frac{૭}{૮}$ રૂપીઆ વેપારી પાસે આવશે. પણ ખાંડ તો ૧૦૦ રૂપીઆની છે માટે ૧૦૦-૪૬$\frac{૭}{૮}$=૫૩$\frac{૧}{૮}$ રૂપીઆ ખોટ.

૧૯૧૧

૧. સાદું રૂપ કરોઃ—

$$\frac{.૧×.૧×.૧+.૦૧+.૦૧×.૦૧}{.૨×.૨×.૨+.૦૨+.૦૨×.૦૨}$$

.૧×.૧×.૧=.૦૦૧ } .૦૧×.૦૧=.૦૦૦૧ } .૦૦૧+.૦૧+.૦૦૦૧=.૦૧૧૧ } .૨×.૨×.૨=.૦૦૮ } .૦૨×.૦૨=.૦૦૦૪ } .૦૦૮+.૦૨+.૦૦૦૪=.૦૨૮૪ } $\frac{૧૧૧}{૧૦૦૦૦}×\frac{૧૦૦૦૦}{૨૮૪}=\frac{૧૧૧}{૨૮૪}$ જવાબ.

૨. એક મંડળી રૂપીઆ ૫૭૫૩-૨ આનાની રકમ એકઠી કરે છે; તેમ કરવામાં મંડળીનો દરેક માણસ મંડળીમાં જેટલા માણસ છે તેટલી પાઇ ભરે છે; તો મંડળીમાં કેટલા માણસ છે ?

૫૭૫૩ રૂપીઆ ૨ આનાની પાઇઓ કરી તેનું વર્ગમૂળ કાઢવું. રકમમાં ૧ પાઇ વધારે ગણી લેવાથી જવાબ પૂરો આવી રહે છે માટે ૧ પાઇ વધારે ગણવી. જવાબ ૧૦૫૧ માણસ.

૩. ૩ માસ પછી પાકવાની રૂપીઆ ૧૫૭૮ાા ની હુંડીનું હુંડીઆમણ રૂપીઆ ૧૫૬ા પડે તો વ્યાજનો દર શો ?

૧૫૭૮ાા વ્યાજ મુદ્દલ—૧૫૬ા વ્યા ×=૧૫૬૨૫ મુદ્દલ.

૧૫૬૨૫ મુદ્દલ : ૧૦૦ મુદ્દલ } :: ૧૫૬ા વ્યાજ=૪ ટકા
૩ માસ : ૧૨ માસ } વ્યાજનો દર.

૪ ૧૨ પુરૂષ અથવા ૨૦ સ્ત્રીઓ દરરોજ ૮ કલાક કામ કરીને ૫૦૦ ઘનફુટ ખાઈ ૩૦ દિવસમાં ખોદે છે તો ૬ પુરૂષ અને ૩૦ સ્ત્રીઓ દરરોજ ૧૦ કલાક કામ કરીને ૧૨૦૦ ઘનફુટ ખાઈ કેટલા દિવસમાં ખોદશે ?

૧૨ પુરૂષ : ૬ પુરૂષ :: ૨૦ સ્ત્રી=૧૦ સ્ત્રી+૩૦ સ્ત્રી=૪૦ સ્ત્રી બીજી વખત થઈ.

| | | |
|---|---|---|
| ૪૦ સ્ત્રી : ૨૦ સ્ત્રી | | |
| ૧૦ કલાક : ૮ કલાક | } | :: ૨૦ દિવસ=૧૯$\frac{1}{5}$ દિવસ. જવાબ |
| ૫૦૦ ઘનફુટ : ૧૨૦૦ ઘનફુટ | | |

૫. એક વસ્તુ રૂપીઆ ૨૨। માટે વેચવાથી સેંકડે ૧૧ ટકા ખોટ જાય છે તો સેંકડે ૨૦ ટકા નફો લેવાને માટે તે વસ્તુ કેટલે વેચવી.

૧૦૦−૧૧=૮૯ ઉપજે. ૮૯ ઉપજે : ૨૨$\frac{1}{4}$ ઉપજે : ૧૦૦ રૂપીઆ મૂળ કીંમત=૨૫ રૂપીઆની વસ્તુ ૧૦૦ રૂપીઆ . ૨૫ રૂ :: ૧૨૦ ઉપજે=૩૦ રૂપીએ વેચવી. જવાબ.

૧૯૨૨

૧. $\sqrt{૨}$ અને $\sqrt{૩}$ એ બેમાં કઇ સંખ્યા કેટલી મોટી છે તે લખો.

પહેલી સંખ્યાનુ વર્ગમૂળ કાઢ્યુ તો ૧.૪૧૪૨૧ આવ્યુ અને બીજી સંખ્યાનુ વર્ગમૂળ કાઢ્યું તો ૧.૭૩૨૦૫ આવ્યું. આ બન્નેની બાદબાકી કરવાથી જણાય છે કે બીજી સંખ્યા .૩૧૭૮૪ જેટલી મોટી છે.

૨. એક દુકાનદાર ૬ મહીનાને વાયદે જેટલો માલ આપે છે તેટલાની કીંમત આજે રોકડી આપવાથી $\frac{1}{20}$ જેટલો માલ વધારે આપે છે, તો વ્યાજનો દર કેટલો ?

રકમ ઉપરથી જણાય છે કે ૬ મહીનાનું ૧ રૂપીઆનું $\frac{૧}{૬}$ વ્યાજ હશે તો વ્યાજનો દર કાઢવા માટેઃ—

૧ મુદ્દલ : ૧૦૦ મુદ્દલ }
૬ માસ : ૧૨ માસ } :: $\frac{૧}{૬}$ વ્યાજ=૨૦ ટકા વ્યાજનો દર. જવાબ.

૩. એક કંટ્રાકટરે ૪૦ અઠવાડીઆમાં ૫૮$\frac{૧}{૨}$ માઇલ રેલવેની સડક બાધવાનું માથે લીધું, અને તે કામપર ૨૧૬૦ માણુસ વળગાડયાં. ૧૩ અઠવાડીઆની આખરે ૧૯$\frac{૧}{૨}$ માઇલ સડક બંધાઇ રહી તો કેટલાં માણુસ કમી કરવાથી નીમેલે વખતે કામ પૂરૂં થશે?

૨૧૬૦ માણુસોએ ૧૩ અઠવાડીઆંમાં ૧૯$\frac{૧}{૨}$ માઇલ સડક બાંધી તો બાકીની ૩૯ માઇલ સડક બાકીનાં ૨૭ અઠવાડીઆંમાં બાધવા કેટલાં માણુસ જોઇશે તે કાઢવા માટેઃ—

૨૭ અઠ. : ૧૩ અઠ. }
$\frac{૩૯}{૨}$ માઇલ : ૩૯ માઇલ } :: ૨૧૬૦ માણુસ=૨૦૮૦

૨૦૮૦ માણુસ જોઇએ અને ૨૧૬૦ માણુસ છે માટે ૨૧૬૦—૨૦૮૦=૮૦ માણુસ કમી કરવાં.

૪. એક માણુસ પાસે ૫૦૦૦ રૂપીઆ છે, તેમાંથી તે ૮૦ ના ભાવની ૪ ટકાની લોન ખરીદે છે તેમજ ૯૦ ના ભાવના ૪$\frac{૧}{૨}$ ટકાના શેર પણુ થોડાક ખરીદે છે, તેમ કરતાં લોનનું વ્યાજ, શેરના વ્યાજ કરતાં વધારે ઉપજે છે, તો તેણે લોન કેટલા રૂપીઆની અને શેર કેટલાના લીધા?

લોનમા શેર કરતાં વ્યાજમાં રૂપીઆ ૭૫ વધારે ઉપજે છે તો વધારે વ્યાજ લેવા લોનમાં કેટલા રૂપીઆ વધારે રોકવા તે કાઢવા સારૂ—

૪ વ્યાજ : ૭૫ વ્યાજ :: ૮૦ રૂપીઆ=૧૫૦૦ રૂપીઆ રોક

કવા. ૫૦૦૦-૧૫૦૦=૩૫૦૦ રૂપીઆ લોન તથા શેર બન્નેમાં એવી રીતે વહેંચવા કે જેથી બન્નેનું વ્યાજ સરખું આવે. ધારોકે લોન લેવામાં ૮૦ રૂપીઆ રોકીએ છીએ તો ૪ વ્યાજ આવશે માટે શેરમાં પણ ૪ વ્યાજ લેવુંજ જોઇએ તો ૪ વ્યાજ ઉપજાવવા માટે $\frac{૧૯}{૪}$ વ્યાજ : ૪ વ્યાજ :: ૯૦ રૂપીઆ=$\frac{૧૪૪૦}{૧૯}$ રૂપીઆ શેરમાં રોકવા જોઇએ અને લોનમાં ૮૦ રૂપીઆ રોકયા છે તો બન્નેમાં થઇને ૮ +$\frac{૧૪૪૦}{૧૯}$=$\frac{૨૯૬૦}{૧૯}$ રૂપીઆ લોન તથા શેરમાં થઇને રોકવાના હોય તો લોનમાં ૮૦ અને શેરમાં $\frac{૨૯૬૦}{૧૯}$ રૂપીઆ રોકવા જોઇએ કે જેથી બન્નેમાં સરખું વ્યાજ આવે પણ રોકવાના છે રૂપીઆ ૩૫૦૦ માટે:—

$\frac{૨૯૬૦}{૧૯}$ રૂપીઆ : ૩૫૦૦ રૂપીઆ :: ૮૦ રૂપીઆ=૧૭૦૦ રૂપીઆ લોનમાં રોકવા પણ ૧૫૦૦ રૂપીઆ, ૭૫ રૂપીઆ વ્યાજના વધારાના ઉપજાવવા રોકવાના છે એટલે બધા થઇને ૧૭૦૦+૧૫૦૦ =૩૨૦૦ રૂપીઆ લોનમાં રોકવા અને ૫૦૦૦-૩૨૦૦=૧૮૦૦ રૂ. શેરમાં રોકવા.

જવાબ. ૩૨૦૦ લોનમાં. ૧૮૦૦ શેરમાં.

૫. એક વેપારી ૨૦૦ રતલ ચાહ ખરીદે છે, તેમાંથી ૧૮૦ રતલ ચાહ, બધી ચાહની જે કીંમત બેઠેલી તેટલી કીંમતે તે વેચે છે અને બાકીની ૨૦ ટકા નફેથી વેચે છે તો તેને એકંદર કેટલા ટકા નફો થયો?

ધારોકે ૨૦૦ રતલ ચાહના ૨૦૦ રૂપીઆ બેઠા તો ૧૮૦ રતલના ૨૦૦ રૂપીઆ ઉપજ્યા હશે. ૨૦૦-૧૮૦=૨૦ રતલ ચાહ રહી તે રૂપીઆ ૨૦ ની છે. તેના કેટલા ઉપજ્યા તે કાઢવા માટે

૧૦૦ રૂપીઆ : ૨૦ રૂપીઆ :: ૧૨૦ રૂપીઆ=૨૪ રૂપીઆ ઉપ-જ્યા. તે કુલ ૨૦૦ રૂપીઆ ઉપર નફો છે માટે સેંકડે કેટલો નફો પડે તે કાઢવા માટે ૨૦૦ રૂપીઆ : ૧૦૦ રૂપીઆ :: ૨૦ રૂપીઆ નફો=૧૦ ટકા સેંકડે નફો.

## પ્રાવેશિક પરીક્ષા.

### ૧૯૦૫

૧. લઘુતમ સાધારણ ભાજ્ય એટલે શું તે દષ્ટાંત આપીને સમ-જાવો. અપૂર્ણાંકમાં તેનો શો અને શા માટે ઉપયોગ કરવામાં આવેછે?

બે કે વધારે સંખ્યાઓનો નાનામાં નાનો સાધારણ ભાજ્ય તેને **લઘુતમ સાધારણ ભાજ્ય** કહે છે. અપૂર્ણાંકમાં સરવાળા અને બાદબાકી કરતી વખતે અપૂર્ણાંકના લઘુતમ સમછેદ કરવામાં તેનો ઉપયોગ થાય છે.

નીચેનાનો જવાબ કહોઃ—

$\dfrac{\frac{૧}{૫}+૪\frac{૨}{૫}\times\frac{૧}{૩}}{\frac{૨}{૩}+\frac{૩}{૭}\div૫\frac{૧}{૩}}$ના ( રૂ. ૨.૮૫૭૧૪+૧$\frac{૧}{૮}$×$\frac{૧}{૭}$ )−$\frac{૭}{૬૯}$×$\frac{૫}{૩}$

$\frac{૨૨}{૫}\times\frac{૧}{૩}=\frac{૨૨}{૧૫}$ } $\frac{૧}{૫}+\frac{૨૨}{૧૫}=\frac{૨૬}{૧૫}$ } $\frac{૩}{૭}\times\frac{૩}{૧૬}=\frac{૯}{૧૧૨}$ } $\frac{૨}{૩}+\frac{૯}{૧૧૨}=\frac{૨૫૧}{૩૩૬}$} $\frac{૨૬}{૧૫}\times\frac{૩૩૬}{૨૫૧}=\frac{૧૩૯૨}{૧૨૫૫}$ } $૩\frac{૨૮૫૭૧૪}{૯૯૯૯૯૯}=\frac{૨૩}{૭}$ } $૧\frac{૧}{૮}\times\frac{૧}{૭}=\frac{૬૭}{૫૬}$ } $\frac{૨૩}{૭}+\frac{૬૭}{૫૬}=\frac{૨૫૧}{૫૬}$ } $\frac{૭}{૬૯}\times\frac{૫}{૩}=\frac{૩૫}{૨૦૭}$} $\frac{૧૩૯૨}{૧૨૫૫}\times\frac{૨૫૧}{૫૬}\times\frac{૮૭}{૩૫}=\frac{૧૫૧૩૮}{૧૨૫૫}=૧૨\frac{૪૩૮}{૧૨૨૫}$ જવાબ.

૨ અ એકલો એક કામ ૨૪ દિવસમાં અને અ અને બ એ-કઠાં ૧૫ દિવસમાં કરી શકે છે. કની મદદથી તે કામ ૧૨ દિવસમાં પુરૂં કર્યું. તે કામ માટે તેમને રૂ. ૨૪ મળ્યા. શી રીતે વહેંચી લેવા?

૧૫ દિ. : ૧૨ દિ. :: ૧ કામ=$\frac{૪}{૫}$ કામ અ અને બ એ કર્યું અને બાકીનું ( ૧−$\frac{૪}{૫}$ ) $\frac{૧}{૫}$ કામ ક એ કર્યું અ ૨૪ દિવસમાં ૧ કામ

કરે છે માટે ૧૨ દિવસમાં $\frac{૪}{૫}$ કામ તેણે કર્યું હતે. $\frac{૪}{૫}-\frac{૧}{૨}=\frac{૩}{૧૦}$ કામ બ એ કર્યું હશે. ૧ કામ : $\frac{૧}{૨}$ કામ :: ૨૪૩ =૧૨૧$\frac{૧}{૨}$. અ ને મળે. ૧ કામ : $\frac{૩}{૧૦}$ કામ :: ૨૪૩=$\frac{૭૨૯}{૧૦}$=૭૨$\frac{૯}{૧૦}$રૂ. બને મળે. ૧ કામ : $\frac{૧}{૫}$ કામ :: ૨૪૩.=$\frac{૨૪૩}{૫}$=૪૮$\frac{૩}{૫}$ રૂ કને મળે.

૩. ૩ અને ૪ ની વચ્ચે ઘડીઆળના કાંટા એકઠા થયા ત્યારે કેટલો વખત થયો હશે !

પૂરેપૂરા ત્રણ વાગ્યા ત્યારે બન્ને કાંટા વચ્ચે ૧૫ મિનિટનું અંતર હશે. ૬૦–૫=૫૫ મિનિટનુ અંતર ભાગવા માટે ૬૦ મિનિટ ચાલવું પડે માટે ૫૫ મિ. : ૧૫ મિ :: ૬૦ મિ=$\frac{૯૦૦}{૫૫}$=૧૬$\frac{૪}{૧૧}$ મિનિટ. જવાબ. ૩ ઉપર ૧૬$\frac{૪}{૧૧}$ મિનિટ.

૪. એક માણસે ૩ ટકાના વ્યાજવાળી લોન ૮૭ાા ના ભાવમાં વેચીને તે પૈસા ૧૦૫ ભાવની ૪ાા ટકાના વ્યાજવાળી લોનમાં રોકયા, તેથી તેને વાર્ષિક વ્યાજમાં રૂ. ૫૨ાા નો વધારો થયો. ત્રણ ટકાવાળી તેની પાસે કેટલી લોન હતી !

ધારો કે તે માણસ પાસે ૧૦૦ રૂ. ની લોન હતી તેથી તેને ૩ ટકા વ્યાજ આવતું હશે. હવે તે લોન વેચી ત્યારી તેને ૮૭$\frac{૧}{૨}$ રૂ. ઉપજ્યા. તેની ૧૦૫ ના ભાવની ૪$\frac{૧}{૨}$ વ્યાજની લોન લેવાથી તેને ૧૦૫ : ૮૭$\frac{૧}{૨}$ : : $\frac{૧૫}{૪}$=૩$\frac{૩}{૪}$ રૂ વ્યાજ આવે. પહેલાં રૂ. ૩ વ્યાજ આવતું હતું એટલે ૩ાાા–૩=૦ાાા વધારે વ્યાજ આવ્યું. $\frac{૩}{૪}$ વ્યાજ : ૫૨$\frac{૧}{૨}$ વ્યાજ :: ૧૦૦ લોન=૭૦૦૦ રૂ. ની લોન.

૫ એક ઘોડો ૧૩૩રૂ. વેચતાં ૨૪ ટકા ખોટ ગઈ. તેજ ઘોડો જો રૂ. ૨૦૦ માટે વેચ્યો હોત તો કેટલો નફો થાત !

સેંકડે ૨૪ ટકા ખોટ ગઇ એટલે ૧૦૦ ના માલના ૧૦૦–૨૪ =૭૬રૂ. ઉપજ્યા. ૭૬ ઉપજ્યા : ૧૩૩ ઉપજ્યા :: ૧૦૦ નો ઘોડો=

૧૭૫ રૂ. નો ઘોડો હશે તેના રૂ ૨૦૦ ઉપજે છે માટે ૨૦૦−૧૭૫ =૨૫ રૂ. નફો

૬. કઈ રકમ ૩ ટકા લેખે વ્યાજે મૂકીએ તો તેની રાશ ૩ વરસમા રૂ. ૩૭૧૮−૧૪−૦ થાય ? ચાર વરસમાં કેટલી થાય ?

૧૦૦રૂ. નું ૩ વરસમાં ૩ ટકા લેખે ૯વ્યાજ થાય+૧૦૦ મુદ્દલ =૧૦૯ વ્યા. મુ. થાય ૧૦૯ વ્યા. મુ. : $\frac{૨૯૭૫૧}{૮}$ વ્યા. મુ. :: ૧૦૦ મુદ્દલ=૩૪૧૧$\frac{૭૭}{૧૦૯}$મુદ્દલ. ૪×૩=૧૨ વ્યાજ+૧૦૦મુદ્દલ=૧૧૨ વ્યા મુ. ૧૦૦ મુદ્દલ: ૩૪૧૧$\frac{૭૭}{૧૦૯}$ મુદ્દલ :: ૧૧૨ વ્યા.મુ.=૩૮૨૧$\frac{૪૦}{૧૦૯}$વ્યા.મુદ્દલ.

૭. એક હુંડીનો ૩ ટકા લેખે ૮માસની મુદતનો વટાવ કાપતા વાસ્તવિક રીતે કાપવાનો આંકડો રૂ ૧૧૭−૧૦−૪$\frac{૪}{૧૭}$ થાયછે. હુંડી કેટલાની ? વેપારીની રીતે ગણતાં કેટલો વધારો થાય ?

૧૦૦રૂ.નું ૩ ટકા લેખે ૮ માસનું રૂ ૨ વ્યાજ થયું માટે ૧૦૦+૨ =૧૦૨રૂ ની હુંડી હોયતો વાસ્તવિક રીતે રૂ. ૨ કાપવાના થાય. ૨ કાપવા : $\frac{૭૯૦૬૧}{૬૭૨}$ કાપવાના :: ૧૦૨ની હુંડી=૬૦૦૦$\frac{૩૭}{૬૬૪}$રૂ.ની હુંડી.

વેપારીની રીતે ૧૦૦રૂ. એ ૨રૂ. કાપવાના થાય માટે૧૦૦રૂ. ૬૦૦૦$\frac{૩૭}{૬૬૪}$ રૂ. :: ૨ કાપવાના=$\frac{૧૩૪૪૦૩૭}{૧૧૨૦૦}$ રૂ. કાપવાની રકમ $\frac{૧૩૪૪૦૩૭}{૧૧૨૦૦}$−$\frac{૭૯૦૬૧}{૬૭૨}$=$\frac{૭૬૦૬}{૩૩૬૦૦}$ વેપારીની રીતે કાપવાના વધારે થાય.

૮. એક હોડી સામે પૂરે ૨, અને નદીની ગતિની દિશામાં દર કલાકે ૮ માઇલ જઈ શકે છે, તેને અથી બ સુધી જઇને આવતાં ૨૨॥ કલાક લાગે છે. નદીનો વેગ દર કલાકે કેટલો અને અથી બ સુધીનું કેટલું અંતર ?

૨ માઇલ હોડી−પ્રવાહનો વેગ
૮ „ હોડી+પ્રવાહનો વેગ } સરવાળો કર્યો.

૧૦ માઇલ ૨ હોડીનો વેગ માટે ૧૦÷૨=૫ માઇલ હોડીનો વેગ અને ૮−૫=૩ માઇલ પ્રવાહ અથવા નદીનો વેગ

ધારોકે અ થી બ સુધી ૧ માઇલનું અંતર છે તો પ્રવાહ સાથે જતાં $\frac{૧}{૮}$ કલાક અને પ્રવાહ સામે આવતાં $\frac{૧}{૨}$ કલાક લાગશે. એટલે કુલ $\frac{૧}{૮}+\frac{૧}{૨}=\frac{૫}{૮}$ કલાક લાગશે માટે $\frac{૫}{૮}$ કલાક : $\frac{૪૫}{૨}$ કલાક :: ૧ માઇલ =૩૬ માઇલ અ ને બ વચ્ચેનું અંતર.

૧૯૦૬

૧. નીચેના અપૂર્ણાંકનું સાદું રૂપ શોધી કાઢો:—

$$\frac{·૧×·૧×·૧+·૦૧×·૦૧×·૦૧}{·૨×·૨×·૨+·૦૨×·૦૨×·૦૨}$$

·૧×·૧×·૧=·૦૦૧ } ·૦૧×·૦૧×·૦૧=·૦૦૦૦૦૧ } ·૦૦૧+·૦૦૦૦૦૧=·૦૦૧૦૦૧ } ·૨×·૨×·૨=·૦૦૮ } ·૦૨×·૦૨×·૦૨=·૦૦૦૦૦૮+·૦૦૮=·૦૦૮૦૦૮ } ·૦૦૧૦૦૧÷·૦૦૮૦૦૮=·૧૨૫જવાબ

૨. એક માણસ અમુક કામ અમુક મુદતમાં કરવાનુ માથે લે છે અને તેને માટે ૧૫ માણુસ કામે લગાડે છે ને તેઓ દરરોજ ૮ કલાક કામ કરે છે. જ્યારે મુકરર કરેલા વખતનો $\frac{૨}{૩}$ વહી જાય છે. ત્યારે એમ માલમ પડે છે કે $\frac{૩}{૫}$ કામ થયું છે. જો ૩ વધારે માણસોને તે હવે કામે લગાડે તો આખું કામ મુકરર કરેલા વખતમાં પુરૂ કરવા માટે તે બધા માણસોએ દરરોજ કેટલા કલાક કામ કરવું જોઇએ?

પ્રથમ ૧૫ માણુસ હતાં તે હવે ૧૮ માણુસ થયાં $\frac{૨}{૩}$ વખતમાં $\frac{૩}{૫}$ કામ થયું માટે બાકીના $\frac{૧}{૩}$ વખતમાં $\frac{૨}{૫}$ કામ કરવાનુ રહ્યું માટે.

૧૮મા. : ૧૫ મા.
$\frac{૩}{૫}$ કામ : $\frac{૨}{૫}$ કામ } :: ૮ કલાક=૧૦ કલાક જવાબ.
$\frac{૧}{૩}$વખત : $\frac{૨}{૩}$ વખત

૩. સાદા વ્યાજ પ્રમાણે અમુક રકમનું વ્યાજ મુદ્દલ ૨ વરસમા ૫૦૫.૨ રૂપીઆ ને ૪ વરસમાં ૫૮૯.૪ રૂપીઆ થાય છે, તો તે રકમ તેમજ વ્યાજનો દર શોધી કાઢો.

૫૮૯.૪−૫૦૫.૨=૮૪.૨ બે વર્ષનું વ્યાજ. ૫૦૫.૨−૮૪.૨=૧૨૧ રૂપીઆ મુદ્દલ.

$\left.\begin{array}{l}\text{૪૨૧ મુદ્દલ : ૧૦૦ મુદ્દલ} \\ \text{૨ વર્ષ : ૧ વર્ષ}\end{array}\right\}$ :: $\frac{૮૪૨}{૧૦}$ રૂપીઆ વ્યાજ=૧૦ ટકા વ્યાજનો દર.

૪. એક માણસ ૧૦૮૬૪ રૂપીઆની ૪ ટકાની ૧૧૧$\frac{૩}{૪}$ ના ભાવની લોન લે છે, અને તે લોનનો ભાવ ૧૧૩ થાય છે ત્યારે વેચી નાંખી ૯૬$\frac{૩}{૪}$ ના ભાવની ૩ ટકાની લોન લે છે, આ લેવડ દેવડમા દલાલને સેકડે $\frac{૧}{૪}$ દલાલી આપવી પડે છે, તો તેની વાર્ષિક આવકમા શો ફેરફાર થશે ?

૧૧૧$\frac{૩}{૪}$ ભાવ+$\frac{૧}{૪}$=૧૧૨ રૂ. બેસે ત્યારે ૧૦૦ ની લોન આવે માટે ૧૧૨ રૂપીઆ : ૧૦૮૬૪ રૂપીઆ :: ૧૦૦ લોન=૯૭૦૦ ની લોન આવી. ૧૦૦ લોન : ૯૭૦૦ લોન :: ૪ વ્યાજ=૩૮૮ વ્યાજ ૧૧૩ ભાવ-$\frac{૧}{૪}$ દલાલી=૧૧૨$\frac{૩}{૪}$ રૂપીઆ ઉપજે. ૧૦૦ લોન : ૯૭૦૦ :: ૧૧૨$\frac{૩}{૪}$ રૂપીઆ ઉપજે=$\frac{૪૩૭૪૭}{૪}$ રૂપીઆ ઉપજે. ૯૬$\frac{૩}{૪}$ ભાવ+$\frac{૧}{૪}$ દલાલી=૯૭ રૂપીઆ આપે ત્યારે ૧૦૦ ની લોન આવે અને ૩ વ્યાજ ઉપજે માટે ૯૭ રૂપીઆ : $\frac{૪૩૭૪૭}{૪}$ :: ૩ વ્યાજ =૩૩૮$\frac{૧}{૪}$ વ્યાજ. ૩૮૮−૩૩૮$\frac{૧}{૪}$=૪૯$\frac{૩}{૪}$ વ્યાજમાં ફેરફાર.

૫. એક માણુસે એક ઘોડો ખરીદી ૧૦ ટકાની ખોટે તે વેચી નાંખ્યો; જો તેના ૯૦ રૂપીઆ વધારે ઉપજ્યા હોત તો ૧૨$\frac{૧}{૨}$ ટકા નફો થાત તો ઘોડાની મૂળ કીંમત શી ?

વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા ૧૯૦૦ ની સાલનો સવાલ ૧ લો જુઓ. જવાબ. ૪૦૦ રૂપીઆ.

### ૧૯૦૭

૧. $\frac{૩+૪}{૪+૫}$ એ $\frac{૩}{૪}$ થી વધારે અને $\frac{૪}{૫}$ થી ઓછા છે એમ સિદ્ધ કરો.

$\frac{૩+૪}{૪+૫}=\frac{૭}{૯}$ ; $\frac{૭}{૯}$ અને $\frac{૩}{૪}$ ની બાદબાકી કરવાથી જણાય છે કે $\frac{૧}{૩૬}$ જેટલી $\frac{૭}{૯}$ રકમ મોટી છે. $\frac{૪}{૫}$ અને $\frac{૭}{૯}$ ની બાદબાકી કરવાથી જણાય છે કે $\frac{૧}{૪૫}$ જેટલી $\frac{૭}{૯}$ રકમ ઓછી છે.

૨. એવી નાનામાં નાની સંખ્યા શોધી કાઢો કે જેને ૨૨, ૮૮, ૧૩૨ અને ૧૯૮ એ ભાગવાથી દરેક ભાગાકારમાં ૭ શેષ રહે.

૨૨, ૮૮, ૧૩૨ અને ૧૯૮ નો લઘુતમ સાધારણ ભાજ્ય કાઢી તેમાં ૭ શેષ ઉમેરવા. જવાબ. ૭૯૯.

૩. એક દેવાળીઆની મિલકત તપાસતાં માલમ પડયું કે ૯૫૬૦ પૌન્ડ ૫ શિલિંગ રોકડા છે. ૧૦૦૦ પૌન્ડના શેર છે, જેની બજાર કીંમત ૧૦૭$\frac{૫}{૮}$ લેખે છે; અને ૩૨૨૫ પૌન્ડની એક વટાવવાની હુંડી છે જે ૪ ટકા લેખે ૪ મહીને પાકવાની છે. તેનું દેવું ૨૫૦૧૪ પૌન્ડ છે તો પોતાના લેણદારોને તે દેવાળીઓ શા પ્રમાણે આપી શકશે ?

તે માણસે ૧૨૦૦ પૌન્ડના શેર ૧૦૭$\frac{૫}{૮}$ ના ભાવથી વેચ્યા તેથી તેને ૧૦૦ શેર : ૧૨૦૦ શેર :: ૧૦૭$\frac{૫}{૮}$=૧૨૯૧ પૌન્ડ ૧૦ શિલિંગ ઉપજ્યા. ૩૨૨૫ પૌન્ડની હુંડી હમણાં વટાવીએ તો $\frac{૪\times૪}{૧૨}=\frac{૪}{૩}$ બાજ+૧૦૦ મુદલ=૧૦૧$\frac{૧}{૩}$ બાજ મુદલ : ૩૨૨૫ બા. મુ. :: ૧૦૦ મુદલ=૩૧૮૨ પૌન્ડ ૧૧ શિલિંગ ૩$\frac{૩}{૭૬}$ પેન્સ તરત મળે.

૭૫૬૦ પૌન્ડ+૧૨૯૧ પૌન્ડ ૧૦ શિલિંગ+૩૧૮૨ પૌન્ડ ૧૧ શિ. લિંગ ૩ ૧૫/૧૯ પેન્સ=૧૪૦૩૪ પૌ. ૬ શિલિંગ ૩ ૧૫/૧૯ પેન્સ=૨૬૬૬૨૨/૧૯ કુલ દેવાળીઆ પાસે હશે તેમાં તેને ૨૫૦૧૪ પૌન્ડનું દેવું પતાવવું છે માટે ૨૫૦૧૪ પૌન્ડ : ૧ પૌન્ડ :: ૨૬૬૬૨૨/૧૯ પૌન્ડ=૦ પૌન્ડ ૧૧ શિલિંગ ૨ ૫૦૬૦૬/૭૯૨૬૬ પેન્સ દર પૌન્ડે આપી શકે.

૪. ૧૦૦૦૨૦૦૧/૧૦૦૦૦૦૦૦ નું વર્ગમૂળ કાઢો.

૧૦૦૦૨૦૦૧/૧૦૦૦૦૦૦૦=૧.૦૦૦૨૦૦૧ નું વર્ગમૂળ કાઢયું તો ૧.૦૦૦૧ જવાબ. ૧.૦૦૦૧

૫. રૂ. ૧૩૦૦ કેટલે ટકે વ્યાજે મૂકયા હોય તો ૧૫ મહીનામાં રૂપીઆ ૧૩૮૧-૪-૦ થાય ?

રૂ. ૧૩૮૧-૪-૦ વ્યા. મુદલ-૧૩૦૦રૂ મુદલ=૮૧-૪-૦ વ્યાજ

૧૩૦૦મુદલ : ૧૦૦મુદલ }
૧૫ મહીના : ૧૨ મહીના } :: ૮૧ રૂ.૪આ.=૫ટકાવ્યા. નોદર

૬. એક માણસે ૫૦૦૦રૂ. બેંકમાંથી ઉપાડીને ૬ ટકાના મ્યુનિસિપલ ડીબેંચરમાં ૧૦૩ ૧/૨ ને ભાવે રોકયા. જો બેંકનું વ્યાજ ૫ ૧/૨ ટકા હોય તો તેની આવકમાં શો ફેરફાર થશે ?

૧૦૦રૂ. : ૫૦૦૦રૂ. :: ૫ ૧/૨ વ્યાજ=૨૭૫રૂા વ્યાજ. ૨૦૭/૨રૂ. : ૫૦૦૦રૂ. :: ૬ વ્યાજ=૨૮૯ ૪/૨૦૭ વ્યાજ. ૨૮૯ ૪૯/૨૦૭-૨૭૫=૧૪ ૪૯/૨૦૭ મ્યુનિસિપલ ડીબેંચર લેવામાં ફાયદો.

૧૯૦૮

૧. અમુક બે સંખ્યાઓનો લઘુત્તમ ૨૦૭૯ અને ગુરૂત્તમ ૨૭ છે; હવે તે બેમાંની એક સંખ્યા ૧૮૯ છે તો બીજી સંખ્યા શોધી કાઢો.

લઘુતમ સાધારણ ભાજ્યને દઢભાજકે ગુણવાથી બે સંખ્યાનો ગુણાકાર આવે તેને એક સંખ્યાએ ભાગવાથી બીજી સંખ્યા નીકળે.

૨૦૭૯×૨૭÷૧૮૯=૨૯૭ બીજી સંખ્યા.

૨. બે માણસો $૧\frac{૧}{૩}$ ગિની માટે એક કામ કરવાનું માથે લેછે. તેમાનો એક જણ એકલો તે કામ ૭ દિવસમાં અને બીજો તે કામ એકલો ૮ દિવસમાં કરી શકે એમ છે. પણ એક છોકરાની મદદ લેઇને તે કામ તેમણે ૩ દિવસમાં પુરૂં કર્યું; તો તે પૈસા તેમણે કેવી રીતે વહેંચી લેવા ?

પહેલા માણસે ૩ દિવસમાં $\frac{૩}{૭}$ કામ કર્યું બીજાએ ૩ દિવસમાં $\frac{૩}{૮}$ કામ કર્યું, એટલે તે બન્ને જણે થઇને $\frac{૩}{૭}+\frac{૩}{૮}=\frac{૪૫}{૫૬}$ કામ કર્યું. $૧-\frac{૪૫}{૫૬}=\frac{૧૧}{૫૬}$ કામ છોકરે કર્યું. $૧\frac{૧}{૩}$ ગીની=૨૮ શિલિંગ થઈ. ૧ કામ : $\frac{૩}{૭}$ કામ :: ૨૮ શિલિંગ=૧૨ શિલિંગ. પહેલા માણસને. ૧ કામ : $\frac{૩}{૮}$ કામ : ૨૮ શિલિંગ=$૧૦\frac{૧}{૨}$ શિલિંગ બીજા માણસને. ૧ કામ : $\frac{૧૧}{૫૬}$ :: ૨૮ શિલિંગ=$૫\frac{૧}{૨}$ શિલિંગ છોકરાને મળે

૩. એક માણસે પોતાની આવક ઉપર દર પૌન્ડે ૬ પેન્સ લેખે આવક વેરો ભર્યો. પછી જે બાકી રહ્યું તેનો $\frac{૫}{૬}$ ખરચ કર્યો અને ૧ મિત્રને ૪૦ પૌન્ડ ઉછીના આપ્યા, પછી તેની પાસે આવકનો માત્ર $\frac{૧}{૧૦}$ રહ્યો તો તેની આવક કેટલી ?

ધારોકે તે માણસની આવક ૧ પૌન્ડ છે, તેમાંથી ૬ પેન્સ કરના જશે એટલે ૧ પૌન્ડ$-\frac{૬}{૨૪૦}=\frac{૨૩૪}{૨૪૦}=\frac{૩૯}{૪૦}$ બાકી રહ્યા, $\times\frac{૫}{૬}=\frac{૧૩}{૧૬}$ ખરચ કર્યો $\frac{૩૯}{૪૦}-\frac{૧૩}{૧૬}=\frac{૧૩}{૮૦}$ બાકી રહ્યા તેમાંથી મિત્રને આપતાં $\frac{૧}{૧૦}$ રહે છે તે બાદ કરીએ તો બાકીના મિત્રને આપી દીધા હશે માટે $\frac{૧૩}{૮૦}-\frac{૧}{૧૦}=\frac{૫}{૮૦}=\frac{૧}{૧૬}$ મિત્રને આપ્યા હશે પણ હિસાબમાં ૪૦ પૌન્ડ મિત્રને આપ્યા કહે છે, માટે $\frac{૧}{૧૬}$ પૌન્ડ : ૪૦ પૌન્ડ :: ૧ પૌન્ડ આવક=૬૪૦ પૌન્ડ આવક.

૪. અમુક રકમની સાદે વ્યાજે ત્રણ વર્ષમાં રાશ ૪૧૪ પૌન્ડ ૭ શિલિંગ ૬ પેન્સ થાય છે અને તેજ દરે ૫ વર્ષમાં રાશ ૪૪૦ પૌન્ડ ૧૨ શિલિંગ ૬ પેન્સ થાય છે તો મુદલ અને વ્યાજ નો દર શોધી કાઢો.

પ્રાવેશિક પરીક્ષા સને ૧૯૦૬ ના સવાલ ૩ જા પ્રમાણે.

૩૭૫ પૌન્ડ મુદલ. ૩½ ટકા વ્યાજનો દર.

૫. ૯૪½ ને ભાવે ૩ ટકાની લોન લેવામાં એક જણ ૧૨૬૦૦ રૂપીઆ રોકે છે. ૬ માસ પછી વ્યાજ લઇ તે લોન વેચી દેછે, વ્યાજ સુદ્ધાં તેની થાપણ મૂકેલી રકમમાં ૬૫૦ રૂપીઆનો વધારો થાય છે તો લોન વેચતી વખત તેનો ભાવ શું હશે?

૯૪½રૂ. : ૧૨૬૦૦રૂ. :: ૧૦૦ લોન=૪૦૦૦૦/૩ની લોન આવી,

૧૦૦ લોન : ૪૦૦૦૦/૩ લોન } :: ૩ વ્યાજ=૨૦૦ વ્યાજ
૧ વરસ : ½ વરસ } આવ્યું.

કુલ ૬૫૦ રૂપીઆ વધારે ઉપજ્યા છે તેમાથી ૨૦૦ રૂપીઆ વ્યાજના બાદ કર્યા તો ૬૫૦−૨૦૦=૪૫૦ રૂપીઆ લોનમાં વધારે ઉપજ્યા, એટલે ૧૨૬૦૦+૪૫૦=૧૩૦૫૦ રૂપીઆ ઉપજ્યા. ૪૦૦૦૦/૩ : ૧૦૦ :: ૧૩૦૫૦=૯૭⅞ લોનનો ભાવ

૬. એક વેપારી ૦।।। રૂપીએ રતલના ભાવથી જેટલા રૂપીઆની ચાહ લાવે છે, તેટલાજ રૂપીઆની ૧ રૂપીએ રતલની લાવે છે, પછી બેઉ ચાહનું મિશ્રણ કરી રૂ. ૦।।।= રતલ વેચે છે, તો આમ કરવાથી તેને દર સેકડે કેટલો નફો કે ટોટો થયો તે ગણી કાઢો

ધારો કે તે માણસ પહેલી વખતે ૪ રતલ ચાહ લાવ્યો તેના તેને ૪×૦।।।=૩ રૂપીઆ બેઠા, એટલે બીજી વખતે પણ ૩ રૂપીઆની ૩ રતલ ચાહ લાવ્યો એટલે કુલ રૂ. ૬ રૂપીઆની ૭ રતલ

આઠ થઈ. ૭+૦।।।ૢ =રૂપીઆ ૬)ૢ ઉપજ્યા−૬ બેઠા=૨ આના નફો થયો. ૬ રૂપીઆ : ૧૦૦ રૂપીઆ :: $\frac{૧}{૮}$ નફો=૨$\frac{૧}{૧૨}$ નફો.

૧૯૦૬

૧. ૧$\frac{૨}{૫}$−·૩̇૭ ના ૨$\frac{૧}{૨}$+$\frac{·૦૪̇૬}{૩\frac{૧}{૨}}$ને કયા અપૂર્ણાંકે ભાગીએ તે ભાગાકાર ·૩૮૩̇×૨·૦૫ આવે?

·૩̇૭=$\frac{૩૪}{૯૦}$×$\frac{૯}{૪}$=$\frac{૧૭}{૨૦}$ } ·૦૪̇૬=$\frac{૪૨}{૯૦૦}$×$\frac{૨}{૭}$=$\frac{૧}{૭૫}$ } $\frac{૭}{૫}$−$\frac{૧૭}{૨૦}$+$\frac{૧}{૭૫}$= $\frac{૧૬૯}{૩૦૦}$ } ·૩૮૩̇=$\frac{૩૪૫}{૯૦૦}$×$\frac{૪૧}{૨૦}$=$\frac{૯૪૩}{૧૨૦૦}$ } $\frac{૧૬૯}{૩૦૦}$×$\frac{૧૨૦૦}{૯૪૩}$=$\frac{૬૭૬}{૯૪૩}$ જવાબ.

૨. રૂ. ૨।।।~ ના ભાવના રૂ. ૮।ૢ ના ચોખા ૫ માણસના કુટુંબે ૪૦ દિવસ ચલાવ્યા પછી એક માણસ વધ્યો. તેમ છતાં તેમણે ઓછા વાપરીને તેજ ભાવના રૂ ૬।।। ના ચોખા બીજા ૩૨ દિવસ ચલાવ્યા. દરેક જણે રોજ કેટલા ઓછા લીધા?

રૂપીઆ ૮।ૢ ÷ ૨।।।~ = ૩ મણ ચોખા આવ્યા.

૫ માણસ : ૧ માણસ } :: ૩ મણ=$\frac{૩}{૫}$ શેર ચોખા દરેક
૪૦ દિવસ : ૧ દિવસ } માણસ દરરોજ ખાય.

૫+૧=૬ માણસ બીજી વખત થયાં. રૂપીઆ ૬।।।÷૨।।।~ = ૨$\frac{૨}{૫}$ મણ ચોખા.

૬ માણસ : ૧ માણસ } :: ૨$\frac{૨}{૫}$ મણ=$\frac{૧}{૨}$ શેર ચોખા
૩૨ દિવસ : ૧ દિવસ } દરેક માણસ દરરોજ ખાય.

$\frac{૩}{૫}$−$\frac{૧}{૨}$=$\frac{૧}{૧૦}$ શેર ચોખા ઓછા લીધા હશે.

૩. રૂપીઆ ૬૬૮ ની ૧૦ માસે પાકવાની એક હુંડી મેં રૂપીઆ ૬૪૦ રોકડા આપીને ખરીદી, અને વાસ્તવિક રીતે વટાવ

કાપી આપી તરત વટાવી. આથી મને સેંકડે ૧। ટકો નફો મળ્યો. મુદ્દત શા ભાવથી કાપી?

૧૦૦ રૂપીઆ : ૬૪૦ રૂપીઆ :: $\frac{૫}{૪}$ રૂપીઆ=૮ રૂપીઆ નફો ૬૪૦+૮=૬૪૮ રૂ. ઊપજ્યા ૬૬૮।−૬૪૮=૨૦। રૂ. વટાવ કાપ્યો.

૬૪૮ રૂપીઆ : ૧૦૦ રૂપીઆ } :: $\frac{૮૧}{૪}$ રૂપીઆ=૩$\frac{૩}{૪}$ રૂપી-<br>
૧૦ માસ : ૧૨ માસ } આ વ્યાજનો દર.

૪. મેં મારી મુડી ચક્રવૃદ્ધિવ્યાજે મૂકેલી છે. બે વરસે ઉપાડું તો વ્યાજ સહિત પૌન્ડ ૭૧૨−૧૨ થાય, અને ત્રણ વરસે ઉપાડું તો પૌન્ડ ૭૪૦−૧૭−૭$\frac{૧}{૨}$ થાય. મુડી અને વ્યાજનો દર શો છે?

૭૪૦ પૌન્ડ ૧૭ શિલિંગ ૭$\frac{૧}{૨}$ પેન્સ−૭૧૨ પૌન્ડ ૧૨ શિ.= ૨૮ પૌન્ડ ૫ શિલિંગ ૭$\frac{૧}{૨}$ પેન્સ=$\frac{૭૦૦૭}{૨૫}$ વ્યાજ. ૭૧૨$\frac{૧૨}{૨૦}$=$\frac{૩૫૬૩}{૫}$ મુદ્દલ $\frac{૩૫૬૩}{૫}$ પૌન્ડ : ૧૦૦ પૌન્ડ :: $\frac{૭૦૦૭}{૨૫}$=૩$\frac{૪૯૩}{૫૦૯}$ વ્યાજનો દર. ૧૦૦ : ૧ :: $\frac{૨૦૨૦}{૫૦૯}$=$\frac{૧૦૧}{૨૫૪૫}$+૧ મુદ્દલ=$\frac{૨૬૪૬}{૨૫૪૫}$×$\frac{૨૬૨૬}{૨૫૪૫}$=$\frac{૭૦૦૧૩૧૬}{૬૪૭૭૩૦૨૫}$ ૨ વરસનું ૧ પૌન્ડનું વ્યાજમુદ્દલ. $\frac{૭૨૦૧૩૧૬}{૬૪૭૭૩૦૨૫}$ વ્યાજમુદ્દલ : $\frac{૩૫૬૩}{૫}$ વ્યાજમુદ્દલ :: ૧ મુદ્દલ=૬૫૯$\frac{૩૭૨૫૩}{૭૨૦૧૩૧૬}$ મુદ્દલ.

૫. ૪ વાગી ગયા છે, અને ૫ વાગવાના છે. ૪॥ વાગે બે કાંટાની વચ્ચે જે અંતર હતું તેજ હાલ છે. અત્યારે શો વખત છે?

જ્યારે ૪॥ વાગ્યા હશે ત્યારે મિનિટ કાંટો ૩ ઉપર હશે અને કલાક કાટો ૪ કરતાં કંઇક આધો હશે. કેટલો આઘો છે તે કાઢવા માટે ૬૦ મિનિટ : ૧૫ મિનિટ :: ૫ મિનિટ=૪ ઉપર $\frac{૫}{૪}$ મિનિટ આગળ હશે. ૪ અને ૩ વચ્ચે ૫ મિનિટનું અંતર છે માટે $\frac{૫}{૪}$+૫=$\frac{૨૫}{૪}$ મિનિટનું અંતર ૪॥ વાગે બે કાંટા વચ્ચે હશે. અત્યારે $\frac{૨૫}{૪}$ મિનિટનું અંતર છે માટે કલાક કાંટા પાછળ પણ મિનિટ કાંટાને જઇને તેટલુંજ અંતર પાડવું પડશે. એટલે મિનિટ કાંટાને $\frac{૨૫}{૪}$×$\frac{૧૨}{૧૧}$=

$\frac{૨૫}{૨}$ મિનિટ હવે ચાલવું પડે માટે ૫૫ મિનિટ : $\frac{૨૫}{૨}$ મિનિટ :: ૬૦ મિનિટ=૧૩$\frac{૭}{૧૧}$ મિનિટ. મિનિટ કાંટાને પણ ૩ ના કાંટા ઉપર છે ત્યાંથી આગળ ચાલવું પડશે એટલે મિનિટ કાંટો કુલ ૧૩$\frac{૭}{૧૧}$+ ૫= ૨૮$\frac{૭}{૧૧}$ મિનિટ ઉપર આવશે. જવાબ ૪ ઉપર ૨૮$\frac{૭}{૧૧}$ મિનિટ

૬. દર વરસે ૭૭ રૂપીઆ વ્યાજ મળે તેટલી ૩॥ ટકાની લોનમાંથી અર્ધી લોન વેચીને મેં ૯૬। ના ભાવની ૪ ટકાની લોન લીધી, તેથી મને દરવર્ષે વ્યાજમાં રૂપીઆ ૧॥ નો ફાયદો થયો. મે શા ભાવે વેચી?

૩$\frac{૧}{૨}$ વ્યાજ : ૭૭ વ્યાજ :: ૧૦૦ લોન=૨૨૦૦ ની લોન હશે. ૨૨૦૦-૨=૧૧૦૦ ની લોન વેચી હશે. તેના ઉપર અર્ધું વ્યાજ એટલે ૭૭-૨=૩૮॥ આવતુ હશે હવે વ્યાજ રૂપીઆ ૧॥ વધ્યુ એટલે ૩૮॥+૧॥=૪૦ રૂ વ્યાજ આવતું હશે. ૪ વ્યાજ : ૪૦ વ્યાજ : ૯૬$\frac{૧}{૪}$=$\frac{૧૯૨૫}{૨}$ રૂ. જોઇએ તે ૧૧૦૦ ની લોન વેચવાથી આવેલા માટે ૧૧૦૦ લોન : ૧૦૦ લોન :: $\frac{૧૯૨૫}{૨}$ રૂ =૮૭$\frac{૧}{૨}$ લોનનો ભાવ

૭. अ, ब અને क નળો અનુક્રમે ૫, ૬ અને ૮ કલાકમાં ખાલી ટાંકી ભરે છે. તેમને અનુક્રમે ૧૦॥, ૧૦॥। અને ૧૨ વાગે ખાલી ટાંકીમા છોડયા. ટાંકી ક્યારે ભરાશે?

अ નળ ૧૨-૧૦॥=૧॥ છૂટો રહ્યો માટે તેટલા વખતમા ૫ કલાક : $\frac{૩}{૨}$ કલાક :: ૧ ટાંકી=$\frac{૩}{૧૦}$ ટાંકી ભરે. ब નળ ૧૨-૧૦॥। =૧। કલાક છૂટો રહ્યો માટે તેટલા વખતમાં ૬ કલાક : $\frac{૫}{૪}$ કલાક :: ૧ ટાંકી=$\frac{૫}{૨૪}$ ટાંકી ભરે $\frac{૩}{૧૦}$+$\frac{૫}{૨૪}$=$\frac{૬૧}{૧૨૦}$ ટાંકી ભરાઇ. માટે ૧-$\frac{૬૧}{૧૨૦}$=$\frac{૫૯}{૧૨૦}$ ભરાવાની બાકી રહી. હવે ત્રણે નળ છૂટા થયા. તે ત્રણે નળ દર કલાકે $\frac{૧}{૫}$+$\frac{૧}{૬}$+$\frac{૧}{૮}$=$\frac{૫૯}{૧૨૦}$ ટાંકી ભરે માટે $\frac{૫૯}{૧૨૦}$ ટાંકી : $\frac{૫૯}{૧૨૦}$ ટાંકી :: ૧ કલાક=૧ કલાક. બાર ઉપર એક કલાક એટલે ૧ વાગે તે ટાંકી ભરાશે.

## ૧૯૧૦

૧. $\dfrac{૩.૫+.\dot{૩}૫}{.\ddot{૩૫}-.૩૫} \div \dfrac{.\dot{૩}૫\dot{૦}}{.\ddot{૩૫}\div ૩૫}$ એનો જવાબ દશાંશમાં મૂકો.

$\frac{૩૫}{૧૦}=\frac{૭}{૨}$ } $.\dot{૩}૫=\frac{૩૨}{૯૦}=\frac{૧૬}{૪૫}$ } $\frac{૭}{૨}+\frac{૧૬}{૪૫}=\frac{૩૪૭}{૯૦}$ } $\frac{૩૫}{૯૯}-\frac{૩૫}{૧૦૦}=\frac{૧૯૮૦}{૭}$ }

$\frac{૩૪૭}{૯૦}\times\frac{૭}{૧૯૮૦}=\frac{૭૬૩૪}{૭}$ } $.\dot{૩}૫\dot{૦}=\frac{૩૪૭}{૯૯૦}$ } $\frac{૩૫}{૯૯૦}\times\frac{૧}{૩૫}=\frac{૧}{૯૯૦}$ } $\frac{૩૪૭}{૯૯૦}\times$

$\frac{૯૯૦}{૧}=૩૪૭$ } $\frac{૭૬૩૪}{૭}\times\frac{૧}{૩૪૭}=\frac{૨૨}{૭}=૩.\dot{૧}૪૨૮૫\dot{૭}$ જવાબ.

૨. એક માણસનું દરરોજ ૨ ગાગર ગણતા ૮૦ માણસને ૧૫૦ દિવસ ચાલે તેટલું પાણી એક હોજમાં ભરેલું હતું. પરંતુ રોજ એક સરખું પાણી વરાળ થઇ ઉડી જવાથી તે ત્રણ દિવસ ઓછુ ચાલ્યું રોજ કેટલું પાણી ઉડી જાય છે ?

તે હોજમાં જે પાણી છે તે ૨×૮૦×૧૫૦=૨૪૦૦૦ ગાગર બરાબર છે. તે પાણી ૩ દિવસ ઓછુ ચાલ્યું એટલે ૧૫૦−૩=૧૪૭ દિવસ ચાલ્યુ માટે ૨×૮૦×૧૪૭=૨૩૫૨૦ ગાગર પાણી વપરાયુ અને બાકીનું ૨૪૦૦૦−૨૩૫૨૦=૪૮૦ ગાગર પાણી ૧૪૭ દિવસમાં ઉડી ગયું માટે એક દિવસમાં ૪૮૦÷૧૪૭=૩$\frac{૧૩}{૪૯}$ ગાગર પાણી દરરોજ ઉડી જતું હશે.

૩. એક પુરૂષ ૩ છોકરાં જેટલું, અને ૫ સ્ત્રીઓ ૭ છોકરાં જેટલું રોજ કમાય છે. ૨ પુરૂષ, ૩ સ્ત્રીઓ અને ૫ છોકરાંને ૨૫ દિવસમા રૂપીઆ ૫૯−૬−૦ મળ્યા. દરેકની રોજી કેટલી ?

૧ પુ. : ૨ પુ. :: ૩ છોકરા=૬ છોકરાં. ૫ સ્ત્રી : ૩ સ્ત્રી :: ૭ છોકરાં=$\frac{૨૧}{૫}$ છોકરાં. ૬+$\frac{૨૧}{૫}$+૫=૧૫$\frac{૧}{૫}$ છોકરાને ૨૫ દિવસના રૂ. ૫૯−૬−૦ મળ્યા તો ૧ છોકરાને ૧ દિવસનું શું મળે તે કાઢવા માટે

૨૫ દિવસ : ૧ દિવસ } :: ૫૪ રૂપીઆ ૬ આના=૨$\frac{૧}{૨}$
૧૫$\frac{૧}{૨}$ છોકરા : ૧ છો } આના ૧ છોકરાને મળે.

૧ પુરૂષને ૩ છોકરા જેટલું મળે છે માટે ૨॥×૩=૭$\frac{૧}{૨}$ આના ૧ પુરૂષને મળે. ૫ સ્ત્રીને ૭ છોકરા જેટલું મળે છે માટે ૫ સ્ત્રીને ૭×૨॥=૧૭॥ આનાં મળે તો ૧૭॥−૫=૩॥ આના દરેક સ્ત્રીને મળે.

૪. એક માણસે દરેક ઠેકાણે રૂપીઆ ૪૫૦ એમ બે ઠેકાણે ૦॥ ટકાના ફેરથી વ્યાજે મુક્યા સાદે વ્યાજે ૨ વરસમાં તે બન્નેનુ કુલ વ્યાજમુદ્દલ રૂપીઆ ૯૮૧ થયુ. વ્યાજના દર શા છે ?

બે ઠેકાણે થઇને રૂપીઆ ૯૦૦ વ્યાજે મુકેલા. ૯૮૧ વ્યાજ મુદ્દલ−૯૦૦ મુદ્દલ=૮૧ વ્યાજ. ૦॥ ટકો વધારે છે તેનુ બે વર્ષનુ વ્યાજ ૪૫૦×૨× ॥÷૧૦૦=૪॥ રૂપીઆ થયું. ૮૧−૪॥=૭૬॥ રૂપીઆ. ૯૦૦ રૂપીઆનુ ૨ વર્ષનુ વ્યાજ થયુ માટે

૯૦૦ રૂપીઆ : ૧૦૦ રૂપીઆ } :: ૭૬$\frac{૧}{૨}$ રૂપીઆ=૪। વ્યાજનો દર.
૨ વર્ષ : ૧ વર્ષ }

૪।+૦॥=૪॥। ટકા વ્યાજનો દર.

૫. ૮ પાઇ શેર લેખે મણ ૨ । ૬) શેર દૂધ લઇ તેમા પાણી મેળવી આને શેર વેચતા મને રૂપીઆ ૨। નફો થયો. દૂધમાં કેટલા ટકા પાણી મેળવ્યું ?

કુલ ૯૬ શેર દૂધના તેને ૯૬×$\frac{૧}{૨૪}$=૪ રૂપીઆ બેઠા. ૪+૨। =૬। રૂપીઆ ઉપજ્યા. ૧ આનો ઉપજે : ૧૦૦ આના ઉપજે :: ૧ શેર=૧૦૦ શેર મિશ્રણ હશે. ૧૦૦−૯૬=૪ શેર પાણી ઉમેર્યું હશે. ૯૬ શેર : ૧૦૦ શેર :: ૪ શેર=૪$\frac{૧}{૬}$ ટકા પાણી.

૬. એક માણસે ૪॥ ટકાની ૭૦૦૦ લોન વેચી; ને પૈસાની ૩॥ ટકાની લોન ૮૪ ના ભાવથી લીધી. આથી તેને જે વાર્ષિક

વ્યાજ કુલ મળતું હતું તેમાં તેના ૫$\frac{૫}{૯}$ ટકા જેટલો ઉમેરો થયો. તેણે પહેલી લોન શા ભાવે વેચી ?

૧૦૦ લોન : ૭૦૦૦ લોન :: $\frac{૯}{૨}$ વ્યાજ=૩૧૫ રૂપીઆ વ્યા- આવતું હશે. ૧૦૦ વ્યાજ : ૩૧૫ વ્યાજ :: ૫$\frac{૫}{૯}$ વધારો=૧૭॥ રૂ. વ્યાજમાં વધારો થયો. ૩૧૫+૧૭॥=૩૩૨॥ બીજી વખત વ્યાજ ઉપજ્યુ હશે. ૩॥ વ્યાજ : ૩૩૨॥ વ્યાજ :; ૮૪ રૂપીઆ રોકેલા =૭૯૮૦ રૂ. રોકયા હશે. પણ તે ૭૦૦૦ લોન વેચવાથી આવેલા માટે ૭૦૦૦ લોન : ૧૦૦ લોન :: ૭૯૮૦ રૂ=૧૧૪ રૂ લોનનોભાવહશે.

૧૯૧૧

૧. ૧ રૂપીઆની કીંમત ૧ શિલિંગ ૮ પેન્સ હોય તો ૬૯ રૂપીઆ એ ૧૦ પોન્ડ ૧૩ શિલિંગ ૪ પેન્સનો કયો દશાંશ થાય ?

૧$\frac{૮}{૧૨}$=$\frac{૫}{૩}$×$\frac{૧}{૨૦}$=$\frac{૧}{૧૨}$ પૌન્ડ ૧ રૂ. ની કીંમત. ૧૩$\frac{૪}{૧૨}$=$\frac{૪૦}{૩}$×$\frac{૧}{૨૦}$= ૧૦$\frac{૨}{૩}$=$\frac{૩૨}{૩}$ } $\frac{૬૯}{૧}$×$\frac{૧}{૧૨}$=$\frac{૨૩}{૪}$ પૌંડ } $\frac{૨૩}{૪}$×$\frac{૩}{૩૨}$=$\frac{૬૯}{૧૨૮}$=.૫૩૯૦૬૨ જવાબ

૨. ૨ માણસો ૧૪ રૂપીઆમાં એક કામ કરી આપવાનુ માથે લેછે. એક માણસ એકલો ૭ દિવસમાં અને બીજો એકલો ૮ દિવસમાં તે કામ પૂરૂં કરી શકે એમ છે; પણ કામ ઉતાવળે કરવા નુ હોવાથી બન્ને જણ ૧ છોકરાની મદદની સાથે કામ કરી ૩ દિવસમાં પૂરૂં કરે છે, તો મહેનતના પ્રમાણમાં દરેકને શું મળશે ?

પ્રાવેશિક પરીક્ષા સને ૧૯૦૮ ની સાલનો સવાલ ૨જો જુઓ.

૩. ચક્રવૃદ્ધિ વ્યાજે અમુક રકમની ૨ વરસમાં ૪૩૨.૬૪ રૂ. રાશ થાય છે, અને ૩ વરસમાં તેજ રકમની ૪૪૯.૯૪૫૬ રૂપીઆ રાશ થાય છે. તો તે રકમ કઇ ?

સને ૧૯૦૯ ની પ્રાવેશિક પરીક્ષાનો સવાલ ૪ થો જુઓ.

૪૪૯.૯૪૫૬−૪૩૨.૬૪=૧૭.૩૦૫૬ રૂપીઆ વ્યાજ ૪૩૨$\frac{૧૬}{૨૫}$

$\frac{૧૦૮૧૬}{૨૫}$ } ૧૭·૩૦૫૬ $=\frac{૧૦૮૧૬}{૬૨૫}$ } $\frac{૧૦૮૧૬}{૬૨૫}$ મુદ્દલ : ૧૦૦ મુદ્દલ :: $\frac{૧૦૮૧૬}{૬૨૫}$ વ્યાજ = ૪ ટકા વ્યાજનો દર ૧૦૦ : ૧ :: ૪ = $\frac{૧}{૨૫}$ વ્યાજ + ૧ મુદ્દલ = ૧ $\frac{૧}{૨૫}$ = $\frac{૨૬}{૨૫}$ વ્યા.મુ $\frac{૨૬}{૨૫}\times\frac{૨૬}{૨૫}=\frac{૬૭૬}{૬૨૫}$ વ્યા મુ } $\frac{૬૭૬}{૬૨૫}$ વ્યા મુ. = $\frac{૧૦૮૧૬}{૬૨૫}$ વ્યા.મુ. :: ૧ મુદ્દલ = ૪૦૦ મુદ્દલ.

૪. એક ગૃહસ્થે અમુક કીંમતે ઘર વેચ્યું તેથી તેને સેકડે ૨૦ ટકા ખોટ ગઈ જો ૩૦૦રૂ. વધારે લીધા હોત તો તેને ૧૦ટકા નફો મળત; ત્યારે ઘરની મૂળ કીંમત શી ?

પ્રાવેશિક પરીક્ષા સને ૧૯૦૬ની સાલનો સવાલ ૫ મો તેમજ વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા સને ૧૯૦૦ની સાલનો સવાલ૧લો જુઓ.

૫. ૫૯૦૦ રૂપીઆમાથી થોડાક ૯૫ના ભાવે ૩ ટકાની લોનમા રોકુંયુ ને બાકીના ૧૦૫ ને ભાવે ૪ ટકાની લોનમાં રોકુંયું. જો એમ કરવાથી મારી ઉપજ રૂ.૨૦૦ની થતી હોય, તો મેં દરેકમા કેટલા રૂપીઆ રોકેલા ?

ધારોકે બધા રૂપીઆ ૯૫ના ભાવની લોન લેવામાં રોકે છે તો તેને ૯૫રૂ. : ૫૯૦૦રૂ. :: ૩ વ્યાજ = $\frac{૩૫૪૦}{૧૯}$ વ્યાજ આવે પણ હિસાબમાં ૨૦૦રૂ. કહેલા છે માટે ૨૦૦ − $\frac{૩૫૪૦}{૧૯}=\frac{૨૬૦}{૧૯}$ વ્યાજનાં તફાવત. બંને જાતમાં રૂ.૧૦૦ રોકવાથી વ્યાજમા કેટલો તફાવત પડે છે તે જોવા માટે ૯૫ : ૧૦૦ :: ૩ = $\frac{૬૦}{૧૯}$રૂ. વ્યાજ. ૧૦૫ : ૧૦૦ :: ૪ = $\frac{૮૦}{૨૧}$વ્યાજ. $\frac{૮૦}{૨૧}-\frac{૬૦}{૧૯}=\frac{૨૬૦}{૩૯૯}$રૂ.૧૦૦રૂ. ઉપર વ્યાજમાં તફાવત $\frac{૨૬૦}{૩૯૯}$ તફાવત : $\frac{૨૬૦}{૧૯}$ તફાવત :: ૧૦૦ = ૨૧૦૦રૂ. ધાર્યા છે ૯૫ના ભાવના માટે ૧૦૫ના ભાવમાં રોકેલા અને ૫૯૦૦−૨૧૦૦ = ૩૮૦૦રૂ. ૯૫ના ભાવની લોનમાં રોકેલા.

## ૧૯૧૨

૧. એક આગગાડી ૭૮.૦૫ કલાકમાં ૨૦૪૬ માઈલ જાય છે. જો તેની સરાસરી ગતિ એક કલાકે ૪૫ માઈલની હોય, તો તેને વચ્ચે વચ્ચે થોભવામાં કેટલા કલાક ગયલા તે દશાંશમાં કાઢો.

૪૫ માઈલ જવાને એક કલાક લાગે તો ૨૦૪૬ માઈલ જવાને ૪૫.૪૬ કલાક લાગે. ગાડી વચ્ચે થોભે નહિ તો ૪૫.૪૬ કલાક લાગે, અને થોભવાથી ૭૮.૦૫ કલાક લાગે છે માટે ૭૮.૦૫−૪૫.૪૬=૩૨.૫૯ કલાક થોભવામાં ગયેલા.

૨. એક ગૃહસ્થ પાસે રૂ. ૧૦૯૫ ની મુડી છે, તે ૭૫ ના ભાવની ૪ ટકાની અને ૯૦ ના ભાવની ૫ ટકાની એમ બે લોનમાં રોકવા માગે છે. જો પહેલી લોન કરતાં બીજીની આવક બમણી કરવી હોય, તો બંનેમાં કેટકેટલી રકમ રોકવી ?

પહેલી લોન કરતાં બીજી લોનમાં બમણું વ્યાજ કરવું છે માટે પહેલી લોનમાં ૪ વ્યાજ આવે તો બીજી લોનમાં ૮ વ્યાજ આવે. ૮ વ્યાજ લેવા કેટલા રૂપીઆ રોકવા તે કાઢવા સારૂ:—

૫ વ્યાજ : ૮ વ્યાજ :: ૯૦ રૂ. = ૧૪૪ રૂ. રોકવા. પહેલી લોનમાં ૪ વ્યાજ લેવા ૭૫ રૂ. રોકવા જોઇએ, અને બીજી લોનમાં ૮ વ્યાજ લેવા ૧૪૪ રૂ. રોકવા જોઇએ. એટલે બધા થઇને ૭૫+૧૪૪=૨૧૯ રૂ. રોકવા જોઇએ; પણ રોકવાના છે ૧૦૯૫ માટે ૨૧૯ રૂ. : ૧૦૯૫ રૂ. :: ૭૫ રૂ. = ૩૭૫ પહેલી લોનમાં રોકવા અને બાકીના ૧૦૯૫−૩૭૫=૭૨૦ બીજી લોનમાં રોકવા.

૩. ખરીદ કીંમતે ૬ શેર દૂધ વેચવાથી અને ગા આને શેર લેખે ૮ શેર ઘી વેચવાથી એક રૂપીઆને એકંદર ૧૦$\frac{1}{2}$ ટકા નફો મળે

છે. જો દૂધની ખરીદ કીંમત ૬ પાઇએ શેર પ્રમાણે હોય, તો ઘી કેમ શેર ખરીદેલું ?

૬ શેર દૂધના ૬×૦।।=૩ આના ઉપજ્યા અને ૮ શેર ઘીના ૮×૩।।=૨૮ આના ઉપજ્યા, એટલે કુલ ૩+૨૮=૩૧ આના ઉપજ્યા. તેથી સેંકડે ૧૦$\frac{૩}{૨૮}$ ટકા નફો થયો તો મૂળ કીંમત કાઢવા. ૧૧૦$\frac{૩}{૨૮}$ ઉપજે : ૩૧ ઉપજે :: ૧૦૦ મૂ. કી. = ૨૮ આના દૂધ અને ઘીની મૂળ કીંમત આવી. તેમાંથી દૂધની મૂળ કીંમત ૩ આના બાદ કર્યા તો ૨૮−૩=૨૫ આના ૮ શેર ઘીના આવ્યા. તો એક શેર ઘીની $\frac{૨૫}{૮}$=૩$\frac{૧}{૮}$ મૂળ કીંમત હશે.

૪. અ નળ એક ટાંકી ૨૫ મિનિટમાં ભરી શકે છે, ને બ નળ તેજ ટાંકી ૪૦ મિનિટમાં ખાલી કરી શકે છે. જો બંને સાથે છોડવામાં આવે, પણ અને દર પાંચ પાંચ મિનિટે એક મિનિટ સુધી અને બને દર ચાર ચાર મિનિટે બે મિનિટ સુધી બંધ કરવામાં આવે તો કેટલા વખતમાં આખી ટાંકી ભરાઇ રહેશે ?

૨૫ મિનિટ : ૫ મિનિટ :: ૧ ટાંકી ભરે=$\frac{૧}{૫}$ ટાંકી ૫ મિનિટમા ભરે અને ૧ મિનિટ તે નળ બંધ રહે એટલે કુલ તે નળથી $\frac{૧}{૫}$ ટાંકી ૬ મિનિટમાં ભરાય.

૪૦ મિનિટમાં આખી ટાંકી ખાલી કરે તો ૪ મિનિટમાં $\frac{૧}{૧૦}$ ખાલી કરે અને ૨ મિનિટે નળ બંધ રહે છે એટલે કુલ ૬ મિનીટમાં $\frac{૧}{૧૦}$ ખાલી કરે.

૬ મિનિટમાં $\frac{૧}{૫}$ ભરે અને $\frac{૧}{૧૦}$ ખાલી થાય એટલે $\frac{૧}{૫}-\frac{૧}{૧૦}=\frac{૧}{૧૦}$ ભરાય. $\frac{૧}{૧૦}$ ભરાતાં : ૧ ભરાતાં :: ૬ મિનિટ=૬૦ મિનિટ= ૧ કલાક થાય.

૫. ચક્રવૃદ્ધિ વ્યાજે દર વરસે દર સેંકડે ૫ ટકા પ્રમાણે કેટલા વરસમાં રૂ ૧૦૦૦ ની રૂ. ૧૧૨૦–૧ આ. રાશ થાય ?

૧૦૦૦ રૂપીઆ દર વરસે દર સેંકડે ૫ ટકા પ્રમાણે વ્યાજે મૂકીએ તો એક વરસના ૧૦૫૦ રૂ. રાશ થશે હવે ૧૦૫૦ રૂપી-આને મુદ્દલ ધારી વ્યાજે મૂકીએ તો બીજે વરસે ૧૧૦૨ ૫ રૂપીઆ રાશ થશે. તે રૂપીઆને ત્રીજે વરસે વ્યાજે મૂકીએ તો કહેલી રાશ કરતાં આ વ્યા. મુ. વધી જાય છે. માટે ૨ વરસ સુધી તે રૂપીઆ વ્યાજે મૂકે તો ૧૧૦૨ રૂ. ૮ આના વ્યાજ મુદ્દલ થાય. હવે તે રૂ-પીઆને વ્યાજે મૂકવાથી ૧૧૨૦ રૂ. ૧ આનો વ્યા. મુદ્દલ થવાને કેટલી મુદત લાગે તે કાઢવા સારૂ—

૧૧૨૦$\frac{૧}{૧૬}$–૧૧૦૨$\frac{૧}{૨}$=૧૭$\frac{૯}{૧૬}$ વ્યાજ ૧૧૦૨$\frac{૧}{૨}$ રૂપીઆનુ ૫ ટકા પ્રમાણે થવા કેટલી મુદત જોઇએ તે કાઢવા માટે—

$$\left.\begin{matrix} \frac{૨૨૦૫}{૨} \text{ મુદ્દલ} : ૧૦૦ \text{ મુદ્દલ} \\ ૫ \text{ વ્યાજ} : \frac{૨૮૧}{૧૬} \text{ વ્યાજ} \end{matrix}\right\} : ૧૨ \text{ માસ} = ૩\frac{૧૨૧}{૧૪૭}.$$

જવાબ ૨ વરસ ૩$\frac{૧૨૧}{૧૪૭}$ માસ.

---

# ભૂમિતિ.

## વિશેષ હકીકત.

(૧) ભૂમિતિ શીખવાથી શા ફાયદા છે.

જ—

(૧) વિચાર કરવાની શક્તિ વધે છે.
(૨) જેટલુ જોઇએ તેટલુજ બોલવાની ટેવ પડે છે.
(૩) જે દર્શાવીએ તેનાં બરોબર કારણ આપવાની ટેવ પડે છે.
(૪) નવી નવી યુક્તિઓ શોધવાની તથા અડચણો ખસેડવાની ટેવ પડે છે.

(૬) સાધારણ માપણીથી જે જગાઓ માપી ન શકાય તે ભૂમિતિથી માપી શકાય છે જેમકે પૂર આવેલું છતાં નદીની પહોળાઇ, પર્વતોની ઉંચાઇ, આકાશી પદાર્થોનું અંતર ઇ૦

(૨) લીટીઓ કેટલી જાતની છે અને તેનાથી કયા કયા પ્રકારની આકૃતિઓ થાય છે ?

જ—લીટીઓ બે જાતની છે. (૧) સીધીલીટી (૨) વક્રલીટી. તેમના વડે ત્રણ પ્રકારની આકૃતિઓ થાય છે. (૧) સીધીલીટી આકૃતિ. જેવી કે—ત્રિકોણ, ચોરસ, બહુકોણ ઇ૦ (૨) વક્રલીટી આકૃતિ જેવી કે—વર્તુળ. (૩) વક્ર સીધી લીટી આકૃતિ. જેવી કે— અર્ધ વર્તુળ, ગોળનો ખંડ.

(૩) એક લીટી અને બે લીટીની કઈ કઈ આકૃતિઓ છે!

જ—એક લીટી—વર્તુળ. બે લીટીની—અર્ધવર્તુળ, ગોળનો ખંડ.

(૪) નીચેના શબ્દોની વ્યાખ્યાઓ આપો.

વક્રલીટી, ત્રિજ્યા, જ્યા, વૃત્તખંડ, ત્રાપીજયમ, ત્રાપીજોઈડ, કર્ણલીટી, પરિમિતિ,

જ—વક્રલીટી—જે તેના બે છેડાઓની વચ્ચે સમાન રહેલી નથી.

ત્રિજ્યા—વર્તુળના મધ્યબિંદુથી પરિઘસુધી જે સીધી લીટી દોરીએ તે ત્રિજ્યા કહેવાય છે. આકૃતિમાં अ ત્રિજ્યા છે




જ્યા—વર્તુળમાં કોઈપણ સીધી લીટી એવી દોરીએ કે જેના બન્ને છેડા પરિઘને અડકે, એવી લીટી તે જ્યા.

મોટામાં મોટી જ્યા તે વ્યાસ છે. આકૃતિમાં अ જ્યા છે




વૃત્તખંડ=ગોળનો ખંડ—વ્યાખ્યા ૧૯ મુજબ. આકૃતિમા જણાવેલા अ અને ब ગોળના ખંડ છે.




ત્રાપીજયમ—જે ચતુષ્કોણાકૃતિની કોઈપણ બે બાજુઓ સમાન્તર ન હોય તેને ત્રાપીજયમ કહે છે.



**ત્રાપીજયોઈડ**—જે ચતુષ્કોણાકૃતિની સામસામેની બે બાજુ-ઓ સમાન્તર હોય અને બીજી બે સમાન્તર ન હોય તેને ત્રાપીજયોઇડ કહે છે.



**કર્ણલીટી**--કાટખૂણ ત્રિકોણમાં કાટખૂણા સામેની તથા ચો-ખૂણમા સામ સામેના ખૂણાનાં શિરોબિંદુઓને સાધનારી સીધી લીટી તે કર્ણ કહેવાય છે. આ-કૃતિમા **अ** કર્ણ છે.




**પરિમિતિ**—કોઇ આકૃતિની હદ કરનારી બધી લીટીઓની લબાઇનો સરવાળો લઇએ તેને પરિમિતિ કહે છે.

**લંબ**—એક સીધી લીટી બીજી સીધી લીટી ઉપર એવી રીતે પડે કે ખૂણા કાટખૂણા થાય તો પ્રત્યેક લીટી બીજી ઉપર લબ કહેવાય છે. આકૃતિમા **अ**, **ब** કાટ-ખૂણા છે.



(૫) કાટખૂણો કેટલા અંશનો હોય તેની સાબિતી આપો.

જ—વર્તુળમાં બે વ્યાસો એવા દોરીએ કે તે એક બીજાને કાટખૂણે છેદે, તો તે છેદન બિંદુ આગળ ચાર કાટખૂણા થશે અને એ બે વ્યાસ પરિધને ૪ બિંદુમા લાગી પરિધના ચાર સરખા ભાગ કરશે તેથી એકેક કાટખૂણા સામે પરિધનો એકેક ભાગ આવશે. વર્તુળના પરિધના ૩૬૦ અંશ છે તેથી તે દરેક ભાગમાં ૩૬૦÷૪=૯૦ અંશ આવ્યા. એટલે એક કાટખૂણા સામે પરિધનો



જેટલો ભાગ આવ્યો તે ૯૦° નો થયો; માટે કાટખૂણાના અંશ ૯૦° આ કારણથી કાટખૂણો ૯૦° નો કહેવાય છે. ૯૦° થી ઓછો તે **સાંકડોખૂણો** અને ૯૦° થી વધારે હોય તો તે **પહોળોખૂણો** કહેવાય છે. આકૃતિમાં **અ** કાટખૂણા છે.

(૬) કોટીખૂણો, પૂરકખૂણો, અને તિર્યક્કોણ શું તે સમજાવો.

જ—કોટીખૂણો—બે ખૂણાઓનો સરવાળો એક કાટખૂણાની બરાબર હોય તો તેઓ કોટીખૂણા કહેવાય છે. અને એક ખૂણો બીજાનો કોટી છે એમ કહેવાયછે.



પૂરકખૂણો—બે ખૂણાઓનો સરવાળો બે કાટખૂણાની બરાબર હોય તો તેઓ પૂરકકોણ કે ન્યૂનતાપૂરક કોણ કહેવાય છે. તેમાંનો એક ખૂણો બીજાનો પૂરક કે ન્યૂતાપૂરક ખૂણો છે એમ કહેવાય છે.



તિર્યક્કોણ—જે ખૂણો કાટખૂણો ન હોય એટલે પહોળો હોય કે સાંકડો હોય તો તે તિર્યક્કોણ કહેવાય છે.



(૭) ત્રિકોણનાં અંગ કેટલાં અને કયાં કયાં ?

જ—૬ અંગ છે. ત્રણ બાજુ ને ત્રણ ખૂણા.

(૮) ત્રિકોણો કેટલી જાતના છે અને કયા કયા ? તેનાં નામ પાડવામાં શા ઉપર આધાર રહેલો છે તે સમજાવો.

જ—ત્રિકોણ ૬ જાતના છે. તેનાં નામ પાડવામાં બાજુઓ અને ખૂણાઓ ઉપર આધાર રહેલો છે.

બાજુ ઉપરે આધાર રાખીને નામ પડેલાં છે એવા ત્રિકોણો.

(૧) સમબાજુ ત્રિકોણ—ત્રણે બાજુઓ સરખી છે માટે.

(૨) સમદ્વિબાજુ ત્રિકોણ—બે બાજુઓ સરખી છે માટે.

(૩) વિષમબાજુ ત્રિકોણ—કોઈ પણ બે બાજુઓ સરખી નથી માટે.

ખૂણાઓ ઉપર આધાર રખાયેલા—

(૧) કાટખૂણુ ત્રિકોણ-ત્રિકોણમાં એક ખૂણો કાટખૂણો છે માટે.

(૨) પહોળખૂણુ ત્રિકોણ-ત્રિકોણમાં એક પહોળો ખૂણો છે માટે.

(૩) સાંકડખૂણુ ત્રિકોણ—ત્રણે ખૂણા સાંકડા છે માટે.

ટીપ—ત્રિકોણના ત્રણે ખૂણા મળીને બે કાટખૂણા બરાબર થાય છે માટે કોઇપણ ત્રિકોણમાં કાટખૂણો કે પહોળો ખૂણો હોય તો તે એકજ હોય.

(૯) સમાન્તર ચતુષ્કોણમાં કઇ કઇ આકૃતિઓનો સમાવેશ થાય ?

જ—ચોરસ, લંબચોરસ, (કાટખૂણુ ચોખૂણુ કે દીર્ઘ ચોખૂણ) રામ્બસ, રામ્બાઇડ.

(૧૦) નીચેના શબ્દો સમજાવો.

સ્વીકૃત કૃત્ય, પ્રત્યક્ષ પ્રમાણ, સિદ્ધાત, કૃત્ય, પ્રમેય, પ્રતિજ્ઞા, સાધન, રચના, સિદ્ધતા.

જ—**સ્વીકૃતકૃત્ય**—જેમાં કૃત્યનું સાધન સ્વીકારેલું છે એટલે જેને માનીજ લીધેલાં છે જેને સિદ્ધ કરવાની જરૂર નથી તે. ટુંકામાં કે સિદ્ધ કર્યા વગર પણ તે ખરાં છે એમસ્વીકારાયલું છે તે.

**પ્રત્યક્ષપ્રમાણ**—(પ્રત્યક્ષ=ખુલ્લું+પ્રમાણ=સાબીત) જેની સાબિતી ખુલ્લીજ છે, જેને સાબિત કરવાની જરૂરજ નથી તે. એવા

કરતાં વધારે ખુલ્લી બાબત બીજી છેજ નહિ, માટે તે પ્રત્યક્ષ પ્રમાણુ. એને પારિભાષિક શબ્દોમાં કહીએ તો પ્રત્યક્ષ પ્રમાણુ એક દેખીતી સત્યતા છે જે સિદ્ધતાથી સ્થાપન થઇ શકતી નથી અને જેને તેમ સ્થાપવાની જરૂર પણ નથી, પણ જેમાંથી બીજી પ્રતિજ્ઞાઓની સત્યતા સ્થપાય છે.

**સિદ્ધાંત**—કોઇપણ બાબતનો નિર્ણય-ખરી હકીકત.

સિદ્ધાંત બે પ્રકારના છે (૧) કૃત્ય, (૨) પ્રમેય.

**કૃત્ય**—જે સિદ્ધાંતમા કાંઇ નવું કરવાનું હોય તે કૃત્ય કહેવાય છે. જેમકે—એક અંતવાન સીધીલીટી ઉપર સમબાજુ ત્રિકોણ કરવો. મોટી લીટીમાંથી નાની લીટીની બરાબર ભાગ કાપવો. ઇ૦

**પ્રમેય**—જેમાં કાંઇ તત્વની સત્યતા બનાવવાની હોય, એટલે કહેલી બાબત ખરી છે એમ સાબીત કરી આપવાનું હોય તે પ્રમેય. જેમકે—ત્રિકોણના ત્રણ ખૂણા મળીને બે કાટખૂણા બરાબર થશે. વગેરે. કૃત્યથી ઉલટું તે પ્રમેય.

**પ્રતિજ્ઞા, ઉપન્યાસ, સમુદાહરણ, મથાળું**—સિદ્ધાંત સિદ્ધ કરવામાં શું શું આપેલું છે, શું શું નવું કરવાનું તથા સાબિત કરવાનું છે; એ જેના ઉપરથી જણાય તે.

**સાધન**—પ્રતિજ્ઞામાં આપેલી બાબત અમુક એક આકૃતિને લાગુ કરી અક્ષરોવડે બિંદુ, લીટી કે આકૃતિથી જણાવવું તે.

**રચના**—સિદ્ધાંત સિદ્ધ કરવાને પ્રતિજ્ઞામા જે લીટીઓ આપેલી હોય છે તે ઉપરાંત નવી લીટીઓ કે આકૃતિઓ દોરવી પડે તેનું નામ રચના કે આકૃતિ રચના.

**સિદ્ધતા**—આકૃતિ રચના અગર પ્રતિજ્ઞામાં જે બાબત સિદ્ધ થશે એમ જણાવ્યું હોય તે સિદ્ધ કરી આપવી તે સિદ્ધતા.

(૧૧) ઉપસિદ્ધાત ને પૂર્વસિદ્ધાંત શું તે સમજાવો.

જ—ઉપસિદ્ધાંત—એક સિદ્ધાંત સિદ્ધ થવાથી તે ઉપરથી બીજી કોઇ સત્યતા ઉત્પન્ન થતી હોય, તેવી આધાર રાખતી (પાછળથી સિદ્ધ થનારી ) સત્યતા તે ઉપસિદ્ધાંત. જેમકે ૫ મી પ્રતિજ્ઞાથી સિદ્ધ થયુ કે ત્રિકોણુ સમદ્વિબાજુ હોય તો તેના બે ખૂણાઓ સરખા થાય તેનો આધાર લઇને આપણે કહીએ કે, ત્રિકોણુ સમબાજુ હોય તો તેના ત્રણે ખૂણા પણ સરખા થાય. આવા ઉપસિદ્ધાંતો સિદ્ધાંત ૮, ૧૫, ૩૨ નીં પાછળ આપેલા છે

પૂર્વસિદ્ધાંત—જે પ્રતિજ્ઞા બીજી કોઇ વધારે અગત્યની પ્રતિજ્ઞા સાબિત કરવાને માટેજ મૂકેલી હોય તે. જેમકે ૮ મી પ્રતિજ્ઞા સાબિત કરવાને ૭ મી મૂકેલી છે ૭ મીનો ઉપયોગ ૮ મી સિવાય બીજી કોઇ જગાએ આવતોજ નથી, માટે ૭ મી પૂર્વ સિદ્ધાંત.

(૧૨) અનુમાન એટલે શું તે સમજાવો.

જ—પ્રતિજ્ઞા ઉપર તર્ક કરવાથી જે પ્રશ્નો ઉત્પન્ન થાય છે તે. ભૂમિતિની ચોપડીમાં સિદ્ધાંતો નીચે જે પ્રશ્ન મૂકેલા છે તે અનુમાન કહેવાય. દાખલા તરીકે એક સમદ્વિબાજુ ત્રિકોણુના શિરોબિંદુને દુભાગનારી લીટી પાયાને મળે તો તે પાયાને દુભાગશે; અને પાયા ઉપર લંબ થશે.

(૧૩) પેટાનાં સ્વીકૃત કૃત્યો કયાં કયાં છે તે જણાવો.

જ—( ) કોઇપણ સપાટીમાં એક બિંદુ ગમે ત્યાં લેવું હોય તો લઇ શકાય.

(૨) બે લીટીઓ હોય તો તેમાંની એક લીટી બીજી લીટી ઉપર મૂકી શકાય.

(૩) એક ખૂણો ઉંચકીને બીજા ખૂણા ઉપર અથવા એક આકૃતિ ઉંચકીને બીજી આકૃતિ ઉપર મૂકી શકાય.

(૧૪) સિદ્ધાંત સિદ્ધ કરવામાં કયો અનુક્રમ રાખશો?

જ—(૧) સિદ્ધાંતનો નબર.

(૨) કૃત્ય કે પ્રમેય.

(૩) પ્રતિજ્ઞા.

(૪) સાધન.

(૫) આકૃતિ રચના, તેમાં છેવટે શું સિદ્ધ થશે તે જણાવવું.

(૬) સિદ્ધતા, તેમાં છેવટે શુ સિદ્ધ કર્યું તે જણાવવું.

સિદ્ધાંત સાબિત કરવામા જે જે પ્રતિજ્ઞા, વ્યાખ્યાઓ, પ્રત્યક્ષ પ્રમાણો વગેરેની મદદ લીધી હોય તે લીટી સામે છેવટે જુદુ દર્શાવવું. જેમકે એ બે ખૂણા મળીને બે કાટખૂણા બરાબર. (૧- ૩) =પહેલા સ્કંધની ૧૩ મી પ્રતિજ્ઞા પ્રમાણે.

(૧૫) कृ० कृ અને प्र० सि० આ નિશાનીઓનો અર્થ સમજાવો.

જ—कृत्य कृतं નો ટૂંકો શબ્દ कृ० कृ० છે. એનો અર્થ એવો છે કે આજ કૃત્ય કરવાનું હતુ અને प्रमेयं सिद्धं નો ટૂંકો શબ્દ प्र० सि० છે, એનો અર્થ એવો છે કે આજ પ્રમેય સિદ્ધ કરવાનું હતું.

(૧૬) ઉલટી સિદ્ધતા, ઉલટપક્ષ અથવા વ્યત્યાસ, અને પ્રતિજ્ઞાઓનું મળતા આવવું, આ શબ્દો સમજાવો.

જ—**ઉલટી સિદ્ધતા**—પ્રતિજ્ઞામાં જે બાબત સિદ્ધ કરવાની કહેલી હોય તેના કરતાં ઉલટી હકીકત ખરી ધારીને સિદ્ધાંત સિદ્ધ કરવા પડવો તે ઉલટી સિદ્ધતા. જેમકે ૬-૭-૧૪ વ૦ સિદ્ધાંત

**વ્યત્યાસ**—પહેલા સિદ્ધાંતમાં આપેલી બાબત બીજામાં સિદ્ધ

કરવાની હોય, અને પહેલામાં સિદ્ધ કરેલી બાબત બીજામાં આપેલી હોય તે વ્યત્યાસ કે ઉલટપક્ષ કહેવાય છે. જેમકે-૫-૬, ૧૮-૧૯, ૨૪ ૨૫ ૪૦

પ્રતિજ્ઞાઓનું મળતા આવવું—સાબિત કરવાની બાબત પરિણામે લગભગ એક સરખી મળતી આવતી હોય તે જેમકે સિ૦ ૪, ૮, ૨૬.

(૧૭) અંતર્ખૂણો, અંતવાન, અમર્યાદ, અરસ્પરસ સમબાજુ ત્રિકોણ, એ શબ્દો સમજાવો.

જ—અંતર્ખૂણો—જે બે બાજુઓ આપેલી છે તેમની વચેનો ખૂણો. ( પાયા સામેનો ખુણો )

અંતવાન—અંતવાળી એટલે જેના છેડા આપણે જાણીએ છીએ તેવી એટલે મુકરર કરેલી કે આટલીજ.

અમર્યાદ—મર્યાદા વગરની એટલે જેની મુકરર હદ આપેલી નથી તે. જેટલી આપણે લેવી ધારીએ તેટલી લઇ શકાય એને બતાવવાની જરૂર નહિ. અમર્યાદ એ અંતવાનથી ઉલટો શબ્દ છે.

જો એક ત્રિકોણની ત્રણ બાજુઓ પોત પોતામાં સરખી ન હોય પણ એકની ત્રણ બાજુઓ અનુક્રમે બીજાની ત્રણ બાજુની બરોબર હોય તો તે બે ત્રિકોણો અરસ્પરસ સમબાજુ છે એમ કહેવાય

(૧૮) બારમા સિદ્ધાંતમાં લીટી અમર્યાદ આપવાનું શુ કારણ?

જ—લીટીની બે બાજુએ બે બિંદુઓ આવે છે, તેમને સાંધનારી લીટી ને ત્રિજ્યા લઇને વર્તુળ દોરવાનો છે. એ વર્તુળ આપેલી લીટીને છેદે તોજ આ સિદ્ધાંત સિદ્ધ થઇ શકે છે; માટે ગમે તેવડો મોટો ગોળ થાય તોપણ તે વર્તુળ આપેલી લીટીને છેદે છે એમ માની લેવું અનુકૂળ પડે માટે લીટી અમર્યાદ આપી છે.

દરેક સિદ્ધાંત સિદ્ધ કરવામાં આવતાં સાધનો તથા સિદ્ધાંતનો ટુંક સાર જણાવો.

| સિદ્ધાંતનો નંબર. | કૃત કે પ્રમેય. | શું શું આપેલું છે. | શું શું સિદ્ધ કરવાનું છે. | સુલટી સિદ્ધતાથી સિદ્ધ થાય છે કે ઉલટી સિદ્ધતાથી. | સિદ્ધાંત સાબિત કરવામાં આવતાં સાધનો. | | | | કયા સિદ્ધાંતો આવ્યા છે. | કયા સિદ્ધાંતોનો પૂર્વસિદ્ધાંત છે. | ઉપ સિદ્ધાંતની સંખ્યા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | માગણીઓ. | સ્વયંસિદ્ધ પ્રમાણો. | વ્યાખ્યાઓ. | સિદ્ધાંત. | | | |
| ૧ | કૃત્ય. | એક અંતવાન સીધી લીટી. | એ લીટી ઉપર સમબાજુ ત્રિકોણ કરવાનો છે | સુલટી | ૩,૧ | ૧ | ૧૫ | ... | ... | ... | ... |
| ૨ | ,, | એક બિંદુ અને એક સીધી લીટી. | આપેલા બિંદુમાંથી આપેલી સીધી લીટીના જેવડી સીધી લીટી દોરવાની છે | ,, | ૧,૨,૩ | ૩,૧ | ૧૫ | ૧ | ... | ... | ... |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩ | ,, | એક નાની અને એક મોટી એવી બે સીધી લીટીઓ. | મોટી લીટીમાંથી નાની લીટી જેવડો ભાગ કાપવાનો છે. | ,, | ૩ | ૧ | ૧૫ | ૨ | ... | ... | ... |
| ૪ | પ્રમેય | બે ત્રિકોણો આપેલા છે, એવા કે એકની બે બાજુઓ અનુક્રમે બીજાની બે બાજુઓની બરાબર છે અને બન્ને ત્રિકોણોના અંતર્ખૂણાઓ બરાબર છે. | (૧) તે બંને ત્રિકોણોના પાયા એટલે બાકીની બાજુઓ બરાબર થશે. (૨) બાકી રહેલા ખૂણાઓમાંથી જે ખૂણાઓ સરખી બાજુઓની સામેના છે તેઓ અરસ્પરસ બરાબર થશે. (૩) તે ત્રિકોણો પણ એકેકની બરાબર થશે | ,, | ... | ૧૦,૮ | ... | ... | ૨૬ | ... | ... |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૫ | ,, | એક સમદ્વિબાજુ ત્રિકોણ. | (૧) બરાબર બાજુઓની સામેના એટલે પાયા ઉપરના ખૂણાઓ બરાબર થશે. (૨) તે સમબાજુઓને લંબાવીએ તો પાયાની બીજી બાજુએ ખૂણા થશે તે પણ એકેકની બરાબર થશે. | ,, | ૧ | ૩ | ... | ૪,૩ | ૬ | ... | ૧ |
| ૬ | ,, | એક ત્રિકોણ એવો આપેલો છે કે જેના બે ખૂણાઓ બરાબર હોય. | બરાબર ખૂણાઓની સામેની બાજુઓ બરાબર થશે. | ઉલટી. | ૧ | ૫ | ... | ૩,૪ | ૫ | ... | ૧ |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૭ | ” | એક પાયો આપેલો છે. | એ પાયાના એક છેડામાં આવી મળતી બેબાજુઓ બરોબર હોય અને તેજ વખતે બીજા છેડામાં આવી મળતી બેબાજુઓ બરોબરહોયએવા તે પાયાની એકજ તરફ બે ત્રિકોણો બનીશકે નહિ. મતલબકે જો ત્રિકોણો બને તો ઉપર કહ્યું તેપ્રમાણેએકી વખતે બન્ને છેડાની બાજુઓ સરખી ન થાય. | ” | ૧,૨ | ૯ | ... | ૫,૬ | ... | ૮ | ... |
| ૮ | ” | બે ત્રિકોણો આપેલાછેએવા કે એકની બે બાજુઓ અ- | બન્ને ત્રિકોણોના અંતર્ખૂણા સરખા થશે. ટીપ—અંતર્ખૂ- | ” | ... | ૧,૮ | ... | ૭ | ... | ... | ૧ |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | નુક્રમે બીજાની બે બાજુઓની બરોબર અને પાયો પાયાની બરોબર. મતલબકે એકની ત્રણ બાજુઓ બીજાની ત્રણ બાજુની બરોબર. | ણા સરખા થવાથી ત્રિકોણો પણ એક રૂપ થશે. | | | | | | | | |
| ૯ | કૃત્ય. | એક સીધી લીટી ખૂણો. | એ ખૂણાના બે સરખા ભાગ કરવાના છે. | સુલટી | ૧ | ... | ... | ૩,૧,૮ | ... | ... | ... |
| ૧૦ | ,, | એક અંતવાન સીધી લીટી. | એ લીટીના બે સરખા ભાગ કરવાના છે. | ,, | ... | ... | ... | ૧,૯,૪ | ... | ... | ... |
| ૧૧ | ,, | એક સીધી લીટી આપી છે અને તે લીટીની અંદર એક બિંદુ આપલું છે. | એ લીટી ઉપર લંબ દોરવાનો છે એવો કે તે આપલા બિંદુમાંથી નીકળે | ,, | ૧૦ | ... | ... | ૩,૧,૮ | ... | ... | ... |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૨ | ,, | એક અમંચાદ સીધી લીટી આપેલી છે, અને તેની બહાર એક બિંદુ આપેલું છે. | આપેલા બિંદુમાંથી આપેલી લીટી ઉપર લંબ દોરવાનો છે. | ,, | ૩,૧ | ... | ૧ | ૧૦,૮ | ... | ... | ... |
| ૧૩ | પ્રમેય. | એક સીધી લીટી બીજી સીધી લીટી ઉપર પડીને ખૂણા કરે છે. | એ એ ખૂણા કાટખૂણા થાય અથવા તે બે મળીને બે કાટખૂણાની બરોબર થાય. | સુલટી. | ... | ૨,૧,૮ | ૧૦ | ૧૧ | ૧૪ | ... | ... |
| ૧૪ | ,, | એકસીધી લીટીને એકજ બિંદુ આગળ વિરૂદ્ધ બાજુઓ તરફથી બીજી બે સીધી લીટીઓ આવીને મળે છે તેથી જે ખૂણા | વિરૂદ્ધ બાજુઓ તરફથી આવી મળનારી બે લીટીઓથી એકજ અખંડ સીધી લીટી બનશે. | ઉલટી. | ... | ૧,૩,૫ | ... | ૧૩ | ૧૩ | ... | ... |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | ઓ થાય છે તેઓનોસરવાળો બે ટાટખૂણાની બરોબર છે. | | | | | | | | | |
| ૧૫ | ,, | બે સીધી લીટીઓ એટબીજાને છેદ છે. | સામા સામેના ખૂણાઓ બરાબર થશે. | સુલટી. | ... | ૧,૩ | ... | ૧૩ | ... | ... | ૨ |
| ૧૬ | પ્રમેય. | એક ત્રિકોણની એક બાજુને લંબાવી છે. | બહારનો ખૂણો માંહેના ખૂણાની સામેના જે બે ખૂણા છે તેમાંના કોઇ પણ એક કરતાં મોટો થશે. | સુલટી. | ૧,૨ | ... | ... | ૩,૪ ૧૦,૧૫ | ... | ... | ... |
| ૧૭ | પ્રમેય. | એક ત્રિકોણ આપેલો છે. | ત્રિકોણના કોઇ પણ બે ખૂણા મળીને બે કાટખૂણા કરતાં ઓછા થશે. | ,, | ૨ | ૪ | ... | ૧૬,૧૩ | ૧૨ મા પ્રત્યક્ષ પ્રમાણનો ઉલ્લ પક્ષ | ... | ... |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૮ | ,, | એક ત્રિકોણ આપેલોછે એવો કે જેમા એક ખૂણો બીજા ખૂણા કરતાં મ્હોટો છે. | મ્હોટી બાજુની સામેનો ખૂણો નાની બાજુની સામના ખૂણા કરતાંમોટો થશે | ,, | ૧ | … | … | ૩,૫,૧૬ | ૧૮ | … | … |
| ૧૯ | ,, | એક ત્રિકોણ આપલોછે એવો કે જેમાં એક ખૂણો બીજા ખૂણા કરતાં મ્હોટો છે. | મ્હોટા ખૂણા સામેની બાજુ નાના ખૂણા સામેની બાજુ કરતાંમ્હોટીથશે | ઉલટી | … | … | … | ૫,૧૮ | ૧૮ | … | … |
| ૨૦ | ,, | ત્રિકોણ આપેલો છે. | તેની કોઇપણ બે બાજુઓ મળીને ત્રીજી કરતાં મોટી થાય. ના થતી હોટ તો ત્રિકોણ થાયજ નહિ. | સુલટી | ૧ | ૯ | … | ૩,૫ | … | … | … |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૧ | ,, | એક ત્રિકોણ આપેલો છે ને તેની અંદર એક બિંદુ આપેલું છે | પાયાના છેડામાંથી આપેલા બિંદુ વાથી બે લીટીઓ દોરીએ તો તે બે લીટીઓનો સર્વાળો ત્રિકોણની બે બાજુઓના સર્વાળા કરતા ઓછો થાય પણ તે લીટીઓ વચ્ચેનો ખૂણો બાજુઓ વચ્ચેના ખૂણા કરતા મોટો થાય. | ,, | ૨ | ૪ | ... | ૨૦,૧૬ | ... | ...... |
| ૨૨ | કૃત્ય. | ત્રણ સીધી લીટીઓ આપેલી છે એવી કે કોઇ પણ બે મળીને ત્રીજી | એક ત્રિકોણ કરવો એવા કે જેની ત્રણે બાજુઓ અનુક્રમે આપેલી ત્રણ | ,, | ૧,૩ | ૧ | ૧૫ | ૩ | ... | ...... |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | કરતાં મોટી હોય. | લીટીઓની બ-રાબર થાય. | | | | | | | | |
| ૨ | ,, | એક સીધી લીટી આપેલીછે તેમાં એક બિંદુ આપેલુ છે, અને એક ખૂણો આપેલો છે. | આપેલા બિંદુ પાસેથી આપેલા ખૂણાની બરોબર ખૂણો કરવો. | ,, | ૧ | ... | ... | ૩,૨૨ ૮ | ... | ... | ... |
| ૨૪ | પ્રમેય. | બે ત્રિકોણો આપેલા છે એવાકે એકની બે બાજુઓ અનુક્રમે બીજાની બેબા-જુઓની બરો-બર. પણ એકનો અંત ખૂણો બીજાના અંતખૂણા કરતાં મોટો. | મોટાખૂણાવાળા ત્રિકોણનો પાયો નાનાખૂણાવાળા ત્રિકોણના પાય. કરતાંમાટો થશે. | સુલટી. | ૧ | ... | ... | ૨૩,૩ ૪,૫, ૧૫ | ૨૫ | ... | ... |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૫ | ,, | બે ત્રિકોણોઆ- પેલા છે એવાકે એકની બે બા- જુઓ અનુક્રમે બીજાનીબે બા- જુઓની બરો બર, પણ એકનો પાયો બીજાના પાયાકરતાં મોટો | મોટા પાયાવાળા ત્રિકોણનો અંત ર્ખૂણો નાના પા યાવાળા ત્રિકો- ણના અંતર્ખૂણા કરતામોટોથશે, | ઉલટી | ... | ... | ... | ૪,૨૪ | ૨૪ | ... | ... |
| ૨૬ | પ્રમેય. | એક ત્રિકોણના બે ખૂણાઓ અ નુક્રમ બીજા ત્રિ કોણના બે ખૂણા ઓની બરો- બર છે અનેસ- રખા ખૂણાઓની વચ્ચે રહેલીબા- જુ બન્ને ત્રિકોણો માં સરખી છે અથવા ગમે તે | બાકીની બા- જુઓ અનુક્રમે એક બીજાની બરાબર થશે અને બાકી રહે લાખૂણાઓ પણ બરાબર થશે, | ઉલટી. | ૧ | ૧,૯ | ... | ૩,૪,૧૬ | ૪ | ... | ... |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | સરખા ખુણાઓ સામેની એક એક બાજુ અન્ને ત્રિકોણમા સરખી છે. | | | | | | | | | |
| ૨૭ | ,, | એક સીધીલીટી બીજી બે સીધી લીટીઓ ઉપર પડે છે, અને વ્યુત્ક્રમ ખુણાઓ બરાબર છે. | તે બે સીધીલીટીઓ સામાન્તર થશે. | ,, | ૨ | ... | ... | ૧૬ | ૨૯ નો ૧ લો ભાગ. | ... | ... |
| ૨૮ | ,, | એક સીધી લીટી બીજી બે સીધી લીટીઓ ઉપર પડે છે અને (૧) બહારનો ખૂણો તે લીટીની તેજ દિશા તરફના માહેનાની સા- | તેએસીધીલીટીઓ સમાન્તર થશે. | સુલટી. | ... | ... | ... | ૧૫, ૨૭ ૧૩ | ૨૯ નો ૨ જો ને ૩ જો ભાગ. | ... | ... |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | મેના ખૂ ાની બર છે, (૨) તે લીટીની એકજ બાજુના માહેના બે ખૂણાઓ મળીને બેકાટખૂણાની બરાબર છે | | | | | | | | |
| ૨૯ | ,, | એક સીધી લીટી બે સમાન્તર સીધી લીટીઓ ઉપર પડે છે. | (૧) વ્યુત્ક્રમ ખૂણાઓ બરાબર થશે (૨) બહારનો ખૂણો તે લીટીની તેજ દિશા તરફના માહેનાની સામેના ખૂણાની બરાબર થશે. (૩) તે લીટીની એકજ બાજુના માહેના બે ખૂણાઓ મળીને | ઉલટી. | ... | ૧૨,૨ | ... | ૧૩,૧૫ | ૨૭, ૨૮ | ...... |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | એ કાટખૂણા બરાબર થશે. | | | | | | | | |
| ૩૦ | ,, | એ સીધી લીટીઓ એકજ સીધી લીટીની સાથે સમાન્તર છે. | તે એ સીધી લીટીઓ એકેકને સમાન્તર થશે. | સુલટી. | ... | ૧ | .. | ૨૬,૨૭ | ... | ... | ... |
| ૩૧ | કૃત્ય. | એક બિંદુ આપેલું છે અને એક સીધી લીટી આપેલી છે. | આપેલા બિંદુમાંથી આપેલી સીધી લીટીને સમાન્તર એક સીધી લીટી દોરવાની છે. | સુલટી. | ૧ | ... | ... | ૨૩,૨૭ | ... | ... | ... |
| ૩૨ | પ્રમેય. | એક ત્રિકોણ આપેલો છે તેની એક બાજુ તેવડ બાવેલી છે. | (૧) બહારનો ખૂણો માહેનાની સામેના બે ખૂણાઓના સરવાળા બરાબર થશે. (૨) ત્રિકોણના | સુલટી | ... | ૨ | .. | ૧૩,૨૯ | ... | ... | ૨ મોટા ૬ નાના. |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | ત્રણે ખૂણાઓ મળીને બે કાટખૂણાની બરાબર થશે. | | | | | | | | |
| ૩૩ | ,, | બે સરખી અને સમાન્તર સીધી લીટીઓ આપેલી છે. | તેના એકજ તરફના છેડાઓને સાધનારી સીધી લીટીઓ સરખી અને સમાન્તર થશે. | સુબટી. | ૧ | ... | ... | ૨૭,૪ | ... | ... | ... |
| ૩૪ | ,, | સમાન્તર બાજુ ચતુષ્કોણ આપેલો છે, | (૧) સામસામેની બાજુઓ બરોબર થશે (૨) સામસામેના ખૂણાઓ બરોબર થશે. (૩) કર્ણ લીટી વડેએ સમાન્તર બાજુ ચતુષ્કોણ દુભાગાશે | ,, | ... | ... | ... | ૨૬,૨૯ | ... | ... | ... |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩૫ | ઉપપ્રમેય. | એકજ પાયા ઉપર અને એકજ સમાન્તર લીટી વચ્ચે સમાન્તર બાજુ ચતુષ્કોણો આવેલા છે. | તેઓ બરાબર થશે. ( ક્ષેત્રફળમા ) | સુલટી. | ... | ૩,૨,૧ | ... | ૩૪,૨૯ | ... | ... | ... |
| ૩૬ | ,, | બરાબર પાયા ઉપર અને એકજ સમાન્તર લીટીઓ વચ્ચે સમાન્તર બાજુ ચતુષ્કોણ આવેલા છે. | તેઓ બરાબર થશે. ( ક્ષેત્રફળમા ) | ,, | ૧ | ૧ | ... | ૩૪,૩૩ ૩૫ | ... | ... | ૩ |
| ૩૭ | ,, | એકજ પાયા ઉપર અને એકજ સમાન્તરલીટીઓ વચ્ચે ત્રિકોણો આવેલા છે. | તેઓ બરાબર થશે. ( ક્ષેત્રફળમા ) | ,, | ૨ | ૭ | ... | ૩૪,૩૫ | ૩૯ | ... | ... |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩૮ | ,, | બરોબર પાયા ઉપર અને એકજ સમાન્તર લીટીઓની વચ્ચે ત્રિકોણો આપેલા છે | તેઓ બરોબર થશે. ( ક્ષેત્ર-૫૭માં ) | ,, | ૨ | ૭ | ... | ૩૬,૩૪, ૩૧ | ૪૦ | ... | ... |
| ૩૯ | ,, | એકજ પાયા ઉપર અને તેની એકજ બાજુએ બે બરોબર ત્રિકોણો આપેલા છે. | તેઓ એકજ સમાન્તર લીટીઓની વચ્ચે થશે(પાયો અને શિરોબિંદુવાળી લીટીઓ સમાન્તર થશે ) | ઉલટી. | ૧ | ૧,૯ | ... | ૩૧ | ૩૭ | ... | ... |
| ૪૦ | પ્રમેય. | એકજ સીધી લીટીમાં આવેલા બરોબર પાયા ઉપર અને તેની એકજ બાજુએ આવેલા બરોબર ત્રિકોણો આપેલા છે | તેઓ એકજ સમાન્તર લીટીઓની વચ્ચે થશે. | ઉલટી. | ૧,૨ | ૯ | ... | ૩૧,૩૮ | ૩૮ | ... | ... |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૪૧ | ,, | એકજ પાયા ઉપર અને એ-કજ સમાન્તર લીટીઓનીવચ્ચે એક સમાન્તર બાજુ ચતુષ્કોણ અને એક ત્રિ-કોણઆપેલોછે. | ...સમાન્તર બાજુ ચતુષ્કોણ ત્રિકોણથી બ-મણો થશે (ક્ષેત્રફળમાં) | સુલટા | ૬ | ... | ... | ૩૭,૩૪ | ... | ... | ... |
| ૪૨ | કૃત્ય. | એક ત્રિકોણ આપેલો છે અને એક ખૂણો આ પેલો છે. | એ ત્રિકોણની બરાબર ક્ષેત્ર ફળમા) અને જેનો એક ખૂણો આપેલા ખૂણા ના બરોબર થાય એવા એક સ-માન્તર બાજુ ચતુષ્કોણ કર-વાનો છે. | ,, | ... | ... | ... | ૧૦,૨૩ ૩૧,૩૮ ૪૧ | ... | ... | ... |
| ૪૩ | પ્રમેય. | એક સમાન્તર | તેમાં કર્ણની | ,, | ... | ... | ... | ૩૪ | ... | ... | ... |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | બાજુ ચતુષ્કોણ આપેલો છે, | આસપાસના સમાન્તર બાજુ ચતુષ્કોણની પૂરવણીઓ બરાબર છે. (કર્ણની આસપાસના એટલે કર્ણને વળગેલા) | | | | | | | | |
| ૪૪ કૃત્ય. | એક સીધી લીટી આપેલી છે, એક ત્રિકોણ આપેલો છે અને એક ખૂણો આપેલો છે | આપેલી સીધી લીટીને એવો સમાન્તર બાજુ ચતુષ્કોણ લગાડવો કે તે આપેલા ત્રિકોણની બરોબર થાય (ક્ષેત્રફળમાં) અને તેનો એક ખૂણો આપેલા ખૂણાની બરોબર થાય. | ” | ૨ | ૧૨ | ... | ૪૨,૨૩ ૩,૩૧, ૨૯,૪૩ ૧૫ | ... | ... | ... |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૪૫ | ,, | એક સીધી લીટી આકૃતિ અને એક ખૂણો એ બે આપેલા છે. | આપેલી સીધી લીટી આકૃતિથી બરોબર થાય (ક્ષેત્રફળમાં) અને તેનો એક ખૂણો આપેલા ખૂણાના બરાબર થાય એવો સમાન્તર બાજુ ચતુષ્કોણ બનાવવાનો છે | ,, | ૧ | ૨ | ... | ૪૨,૪૪ ૨૯,૧૪ ૩૦ | ... | ... | ... |
| ૪૬ | ,, | એક સીધી લીટી આપેલી છે. | તે લીટી ઉપર એક ચોરસ બનાવવાનો છે | ,, | ... | ... | ... | ૪,૨૯ ૩૧,૩ ૧૧ | ... | ... | ૨ |
| ૪૭ | પ્રમેય. | એક કાટખૂણ ત્રિકોણ આપેલો છે. | કર્ણ ઉપર કાઢેલો ચોરસ બીજી બેબાજુઓ ઉપર કાઢેલા ચોરસના સર્વાળા બરોબર થશે (ક્ષેત્રફળમાં) | સુલટી | ૧ | ૫,૬ | ... | ૩૧,૪ ૧૪,૪૧ | ૪૮ | ... | ... |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ,, | ,, | ત્રિકોણ આપેલો છે તેની એક બાજુ ઉપર કાઢેલો ચોરસ બીજી બે બાજુઓ ઉપર કાઢેલા ચોરસના સર્વાળા બરાબર છે. | તે બે બાજુઓ વચ્ચેનો ખૂણો કાટખૂણો થશે. | ,, | ૧ | ૨,૧ | ... | ૧૧,૩ ૮,૪૭, | ૪૭ | ... | ... |

(૨૦) પેહેલા સ્કંધની કૃત્ય તથા પ્રમેય પ્રતિજ્ઞાઓ ગણાવો.

જ—૧, ૨, ૩, ૯, ૧૦, ૧૧, ૧૨, ૨૨, ૨૩, ૩૧, ૪૨, ૪૪, ૪૫, ૪૬ એ સિદ્ધાંતો કૃત્ય છે અને બાકીના પ્રમેય છે.

(૨૧) સુલટી અને ઉલટી સિદ્ધતાથી સિદ્ધ થનારી પ્રતિજ્ઞાઓ ગણાવો.

જ—૬, ૭, ૮, ૧૪, ૧૯, ૨૫, ૨૬, ૨૭, ૨૯, ૩૯, ૪૦ એટલી ઉલટી સિદ્ધતાથી સિદ્ધ થનારી અને બાકીની સુલટી સિદ્ધતાથી સિદ્ધ થનારી છે.

(૨૨) વ્યત્યાસ પ્રતિજ્ઞાઓનાં જોડકાં લખો.

જ—૪-૨૬, ૫-૬, ૧૩-૧૪, પ્રત્યક્ષ પ્રમાણ ૧૨-૧૭ મો સિદ્ધાંત, ૧૮-૧૯, ૨૪-૨૫, ૨૭, ૨૮-૨૯, ૩૭-૩૯, ૩૮-૪૦, ૪૭-૪૮.

(૨૩) ૪ થા અને ૨૪ મા સિદ્ધાંતની પ્રતિજ્ઞા એકઠી લખો.

જ—જો બે ત્રિકોણમાં એકની બે બાજુઓ અનુક્રમે બીજાની બે બાજુઓની બરોબર હોય તો જે પ્રમાણે એક ત્રિકોણની બાકીની બાજુની સામેનો ખૂણો, બીજા ત્રિકોણની બાકીની બાજુની સામેના ખૂણા કરતાં મોટો નાનો અથવા તેની બરોબર હોય, તે પ્રમાણે એકની બાકીની બાજુ બીજાની બાકીની બાજુ કરતાં મોટી, નાની અથવા તેની બરોબર થશે.

(૨૪) ૮ મા અને ૨૫ મા સિદ્ધાંતની પ્રતિજ્ઞા એકઠી લખો.

જ—જો બે ત્રિકોણોમાં એકની બે બાજુઓ અનુક્રમે બીજાની બે બાજુઓની બરોબર હોય તો જે પ્રમાણે એક ત્રિકોણની બાકીની બાજુ બીજા ત્રિકોણની બાકીની બાજુ કરતાં મોટી, નાની

અથવા તેની બરાબર હોય તે પ્રમાણે એકનો અંતર્ખૂણો બીજાના અંતર્ખૂણા કરતા મોટો, નાનો અથવા તેની બરોબર થશે.

(૨૫) કોઇ આકૃતિઓ સર્વ પ્રકારે સરખી છે તે શું, અને માત્ર ક્ષેત્રફળમા સરખી છે તે શુ ?

જ—કોઇ આકૃતિના ખૂણા તથા બાજુઓ અનુક્રમે બીજી આકૃતિના ખૂણા તથા બાજુઓની બરોબર હોય તે આકૃતિઓ સર્વ પ્રકારે સરખી કહેવાય, આ આકૃતિઓ ક્ષેત્રફળમા પણ સરખી થાય.

કોઇ આકૃતિના ખૂણા તથા બાજુઓ બીજી આકૃતિના ખૂણા તથા બાજુઓની બરાબર ન થાય છતા તે આકૃતિઓ ક્ષેત્રફળમાજ સરખી હોય તે.

(૨૬) ત્રિકોણો સર્વ પ્રકારે સરખા છે, અને માત્ર ક્ષેત્રફળમાજ સરખા છે એવું કયા કયા સિદ્ધાંતોથી સાબિત થાય છે ?

સર્વ પ્રકારે સરખા—સિદ્ધાંત—૪, ૮, ૨૬.

માત્ર ક્ષેત્રફળમાં સરખા-સિદ્ધાંત ૩૭, ૩૮.

(૨૭) કયા કયા સિદ્ધાંતોથી સિદ્ધ કરી શકો છો કે સમાનાર બાજુ ત્રિકોણો માત્ર ક્ષેત્રફળમાં સરખા છે.

જ—સિદ્ધાંત—૩૫, ૩૬, ૪૭.

(૨૮) કયા કયા સિદ્ધાંતો સિદ્ધ કરવામાં ૪ થા સિદ્ધાંતનો ખપ પડે છે ?

જ—૫, ૬, ૧૦, ૧૬, ૨૪ ૨૫, ૨૬, ૩૩, ૪૭.

(૨૯) બહારના ખૂણા. માંહેના ખૂણા, વ્યુત્ક્રમણખૂણા, તેજદિશા તરફના માંહેના સામના ખૂણા એ શબ્દો સમજાવો.

જ—જ્યારે એક સીધી લીટી બીજી બે સીધી લીટીઓ ઉપર




પડે ત્યારે આકૃતિ મુજબ ખૂણા ૮ થાય છે તેનાં નામ નીચે મુજબ.

બહારના—લીટીઓ કે આકૃતિની બહારના, જેવાકે ૧,૨,૭,૮, અને अ क ड, (બાજુઓ બહાર લંબાવવાથી થતા ખૂણા)

માંહેલા—લીટીઓ કે આકૃતિની અંદરના જેવાકે ૩,૪,૫,૬, અને अ ब क ત્રિકોણની અંદરના અગર હરકેઇ આકૃતિ હોય તો તેની અંદરના

એકજ તરફના—ઉભી લીટીની એકજ બાજુએ આવેલા જેવાકે ૧, ૩, ૫, ૭ અને ૨, ૪, ૬, ૮.

એકજ તરફના માંહેના—માંહેના પણ એકજ તરફના. જેવા કે ૩ ને ૫, ૪ ને ૬.

વ્યુત્ક્રમ—વિરૂદ્ધ બાજુના સામ સામેના, જેવાકે ૩ને ૬, ૫ને૪

તેજ દિશા તરફના માહેના સામેના—બહારનાની જોડે માહે જે ખૂણો છે તેની સામેનો તેજ દિશા તરફનો જેવાકે ૧ બહારનો તો તેજ દિશા તરફનો માહેનો સામેનો ૫, તેમજ ૨ ની સાથે ૬, ૮ ની સાથે ૪ અને ૭ ની સાથે ૩ ઇ૦

## પરીક્ષાઓના પ્રશ્નોત્તર.

### થર્ડગ્રેડ પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ પરીક્ષા.

### ૧૯૦૧

(૧) વર્તુળખંડ, ત્રિજ્યા, કર્ણલીટીઓ, વ્યુત્ક્રમખૂણા, પરિમિતિ,

પરિધ, સમબાજુ ચતુષ્કોણ અને વિષમબાજુ ચતુર્કોણની વ્યાખ્યા આપો અને આકૃતિ પાડી સમજાવો.

જ—વર્તુળખંડ=ગોળનો ખંડ. સ્કંધ ૧ લો વ્યાખ્યા૧૯જુઓ.

ત્રિજ્યા, કર્ણલીટીઓ, પરિમિતિ, વિશેષ હકીકત પ્રશ્ન ૪જુઓ.

વ્યુત્ક્રમખૂણા—વિશેષ હકીકત પ્રશ્ન ૨૯ જુઓ.

પરિધ—વર્તુળની હદ કરનારી અખંડ વક્રલીટી તે પરિધ

સમબાજુ ચતુર્કોણ, વિષમબાજુ ચતુર્કોણ—સ્કંધ ૧ લાની વ્યાખ્યા ૩૨, ૩૪ જુઓ.

(૨) સ્વીકૃત કૃત્યો એટલે શું? તેઓ કયાં કયાં? અને એમ સ્વીકારવાનુ કારણ શું?

જ—જુઓ વિશેષ હકીકત પ્રશ્ન ૧૦ તે ઉપરાંત વિશેષ સમજુતી નીચે મુજબ.

સિદ્ધાતો સિદ્ધ કરવામા એક બાબત ઉપરથી બીજી, અને બીજીને આધારે ત્રીજી એમ એક એકનો આધાર લઇ નવી નવી પ્રતિજ્ઞાઓ સાબીત કરેલી છે, એમ આધાર લેવામાં પણ મૂળ કંઇક વસ્તુ તો માની લેવી પડે, આ પ્રમાણે ભૂમિતિના સિદ્ધાંતો સિદ્ધ કરવા માટે સૌથી પહેલી જે બાબત સ્વીકારી લીધી છે તે સ્વીકૃતકૃત્ય. તેવાં ૩ મુખ્ય (જુઓ ભૂમિતિ સ્કંધ ૧ લાનાં ત્રણ સ્વીકૃત કૃત્યો) અને ૩ પેટાનાં (જુઓ વિશેષ હકીકત પ્રશ્ન ૧૩ ) છે.

સ્વીકારવાનું કારણ ઉપર સમજાવ્યું છે. સ્વીકૃત કૃત્યો ન લઇએ તો સિદ્ધાંતો સાબીત થઇ શકેજ નહિ.

(૩) એક આપેલા સીધી લીટી ખૂણાને દ્વિભાગો એટલે તેના બે સરખા ભાગ કરો.

જ—સિદ્ધાંત ૯ મો લખવો.

(૪) પહેલા સ્કંધનો ૨૧ મો સિદ્ધાંત પ્રમેય છે કે કૃત્ય છે? તેની પ્રતિજ્ઞા શું છે તે લખો અને તેને સિદ્ધ કરો.

જ—પ્રમેય છે. સિદ્ધાંત ૨૧ મો લખવો.

(૫) હરેક ત્રિકોણના ત્રણ માહેના ખૂણાઓ મળીને બે કાટ-ખૂણા બરોબર થાય છે એ વાત સિદ્ધ કરી બતાવો.

જ—સિદ્ધાંત ૩૨ નો બીજો ભાગ સિદ્ધ કરો.

(૬)—એક આપેલી સીધી લીટી ઉપર એક ચોરસ કરો, અને તેને સિદ્ધ કર્યા પછી તેમાંથી જે ઉપસિદ્ધ તો નીકળતા હોય તે લખી જણાવો.

સિદ્ધાંત ૪૬ મો લખવો. તેના ઉપરથી નીકળતા ઉપસિદ્ધાંતો

(૧) એક સમાન્તર બાજુ ચતુષ્કોણનો એક ખૂણો કાટખૂણો હોય તો બધા ખૂણા કાટખૂણા થશે.

(૨) એક સમાન્તર બાજુ ચતુષ્કોણની બે પાસપાસેની બાજુઓ બરાબર હોય અને તેઓની વચ્ચેનો ખૂણો કાટખૂણો હોય તો તે એક ચોરસ થશે.

૧૯૦૨

(૧) અપાર સરાઈ, વર્તુળ, કાટખૂણો અને કર્ણ લીટીઓની વ્યાખ્યા આપો.

જ—અપાર સરાઈ, વર્તુળ, કાટખૂણો—વ્યાખ્યા ૭, ૧૫, ૧૦ જુઓ।

કર્ણ લીટીઓ—વિશેષ હકીકત પ્રશ્ન ૪ જુઓ.

(૨) પહેલા સ્કંધની ચોથી પ્રતિજ્ઞા અને આડત્રીસની પ્રતિજ્ઞા

વચ્ચેનો તફાવત લખો.

જ—૪ થી પ્રતિજ્ઞાથી બે ત્રિકોણો સર્વ પ્રકારે સરખા છે એમ સિદ્ધ થાય છે, અને આડત્રીસમીથી માત્ર ક્ષેત્રફળમાંજ સરખા છે એમ સિદ્ધ થાય છે.

(૩) બે સરખી અને સમાન્તર લીટીઓના એકજ તરફના છેડા સાંધનારી સીધી લીટીઓ પણ અને સરખી અને સમાન્તર થશે.

જ—સિદ્ધાંત ૩૩ મો લખવો.

(૪) કોઇપણ સમાન્તર બાજુ ચતુષ્કોણમાં કર્ણની આસપાસના સમાન્તર બાજુ ચતુષ્કોણની પુરવણીઓ બરોબર છે.

જ—સિદ્ધાંત ૪૩ મો લખવો.

(૫) એક લીટી બીજી લીટી સાથે જે બે ખૂણા કરે છે તે બન્નેને દુભાગીએ તો દુભાગ કરનારી લીટીઓ વચ્ચેનો ખૂણો કાટખૂણો થાય.

સાધન.

જ—कड લીટી अब લીટી સાથે अडक, અને बडक એ બે ખૂણા કરે છે તે ખૂણાઓને દુભાગનારી લીટીઓ વચ્ચેનો ખૂણો કાટખૂણો થશે




રચના.

अडक તથા बडक ખૂણાને દુભાગ્યા ... ( પ્રતિ० ૯) આ ખૂણાઓને દુભાગનારી લીટીઓ डस અને डम વચ્ચેનો मडस ખૂણો કાટખૂણો થશે.

સિદ્ધતા.

મડક ખૂણો અડક ખૂણાનું અર્ધ છે અને કડસ ખૂણો બડક ખૂણાનું અર્ધ છે ... (રચના મુજબ)

માટે મડક તથા કડસ એ બે ખૂણાઓ મળીને થએલો મડસ ખૂણો તે અડક અને બડક ના સર્વાળાનું અર્ધ છે. પણ અડક અને બડક મળીને બે કાટખૂણા બરોબર છે (પ્રતિ ૧૩) માટે મડસ ખૂણો એક કાટખૂણા બરોબર એટલે કાટ· ખૂણો છે અને દુભાગનારી લીટીઓ વચ્ચે છે.

માટે એક લીટી બીજી લીટી સાથે જે બે ખૂણા કરે છે તે બંન્નેને દુભાગીએ તો દુભાગ કરનારી લીટીઓ વચ્ચેનો ખૂણો કાટ· ખૂણો થાય.

(૬) છત્રીસમા સિદ્ધાંતની પ્રતિજ્ઞા પુરવાર કરવાને જે જે આ ધારો જોઇએ તે અનુક્રમે લખો.

જ—વિશેષ હકીકત પ્રશ્ન ૧૯ માના કોઠામાં ૨૬ મો સિ· દ્ધાંત જુઓ.

## ૧૯૦૩

(૧) અર્ધવર્તુલ, સમબાજુ ચતુષ્કોણ ને પ્રત્યક્ષ પ્રમાણની વ્યાખ્યા આપો; ને સમતલ ખૂણાને સીધીલીટી ખૂણા વચ્ચેનો ત· ફાવત લખો.

જ—અર્ધવર્તુલ, સમબાજુ ચતુષ્કોણ—સ્કંધ ૧ લાની વ્યાખ્યા ૧૮ અને ૩૨ જુઓ. પ્રત્યક્ષપ્રમાણ—વિશેષ હકીકત પ્રશ્ન ૧૦ મો જુઓ.

સમતલ ખૂણો એટલે સરખી સપાટી ઉપરનો ખૂણો. પછી તે

વાંકી અગર સીધી હરકોઇ લીટીઓથી થએલો ખૂણો. જેમકે સાબુ સીનો ઉપસેલો ખૂણો હોય છે તેવો અગર ગમે તે પ્રકારનો ખૂણો.

જેવાકે



સીધી લીટી ખૂણો એટલે સીધી લીટીઓથી થએલો ખૂણો.



સમતલ ખૂણામાં સીધીલીટી ખૂણાનો સમાવેશ થઇ શકે મતલબ કે સમતલ ખૂણાનો અર્થ તો એટલોજ છે કે સરખી સપાટી ઉપરનો ખૂણો, પછી તે વાંકી લીટીઓથી થએલો હોય કે સીધી લીટીઓથી થએલો હોય તો પણ તે સમતલ ખૂણો કહી શકાય. પરંતુ તેવા ખૂણો સીધી લીટીઓથી થએલો હોય તેને સમતલ સીધીલીટી ખૂણો એમ કહેવામાં આવે છે.

(૨) પહેલા સ્કંધની ચોથી, આઠમી ને છત્રીસમી પ્રતિજ્ઞાઓ વચ્ચેનો તફાવત લખો.

ત્રણે પ્રતિજ્ઞાઓમાં બે ત્રિકોણો એકરૂપ કરવાનું આવે છે. ત્રિકોણની ત્રણ બાજુઓ અને ત્રણ ખૂણા મળી છ અંગ ગણાય છે. તેમાંના હરકોઇ ત્રણ અંગ બીજા ત્રિકોણનાં તેવાંજ ત્રણ અંગની બરોબર હોય (અપવાદ—એક ત્રિકોણના ત્રણ ખૂણા બીજા ત્રિકોણના ત્રણ ખૂણાની બરોબર હોય અથવા એક ત્રિકોણની બે બાજુઓ અનુક્રમે બીજાની બે બાજુઓની બરોબર હોય, અને અંતર્ખૂણા નહિ પણ કોઇ બીજા બે ખૂણા બરાબર હોય ) તો તે ત્રિકોણનાં

બાકીનાં ત્રણ અંગ બીજા ત્રિકોણનાં બાકીનાં ત્રણ અંગની બરોબર થાય છે તેથી બન્ને ત્રિકોણો સર્વ પ્રકારે એકરૂપ થાય છે.

ઉપર જે ત્રણ ત્રણ અંગ લેવાનાં કહ્યાં તે ૪ થી ૮ મી અને ૨૬ મીમાં જુદાં જુદાં લીધાં છે, એ તફાવત એ ત્રણ પ્રતિજ્ઞાઓમાં છે.

૪ થીમાં બે બાજુઓ અને અંતર્ખૂણો સરખા લીધા છે.

૮ મીમાં એકની ત્રણ બાજુઓ અનુક્રમે બીજાની ત્રણ બાજુઓની બરોબર લીધી છે.

૨૬ મીમાં એકના બે ખૂણા અનુક્રમે બીજાના બે ખૂણાઓની બરોબર અને સરખાખૂણા વચ્ચે આવેલી બાજુઓ અથવા સરખા ખૂણા સામેની દરેક ત્રિકોણની એકેક બાજુ સરખી લીધી છે

આ પ્રમાણે પ્રતિજ્ઞામાં આપેલાં અંગોમાં તફાવત છે.

(૩) એક આપેલા સીધીલીટી ખૂણાને દ્વિભાગવો એટલે તેના બે સરખા ભાગ કરવા.

જ—સિદ્ધાંત ૯ મો લખવો.

(૪) જો કોઇ ત્રિકોણની એક બાજુને લંબાવી તો બહારનો ખૂણો માંહેના સામસામેના ખૂણા માહેલા કોઇપણ એક કરતાં મોટો થશે.

જ—સિદ્ધાત ૧૬ મો લખવો.

(૫) એકજ પાયા ઉપર અને એકજ સમાન્તર લીટીઓ વચ્ચેના ત્રિકોણો બરોબર છે.

જ—સિદ્ધાંત ૩૭ મો લખવો.

(૬) પહેલા સ્કંધના ૪૪ માં સિદ્ધાંતની પ્રતિજ્ઞા પુરવાર કર

વાને જે આધારો જોઇએ તે અનુક્રમે લખો.

જ—પ્રશ્ન ૧૫ માના કોઠામાં ૪૪ મો સિદ્ધાંત જુઓ.

## ૧૯૦૪

(૧) નીચેના શબ્દોની વ્યાખ્યા લખો.

ત્રિજ્યા, લંબ, વ્યાસ, કર્ણ, કાટખૂણ ચતુર્કોણ, રામ્બાઇડ, કૃત્ય, પ્રમેય.

ત્રિજ્યા, લંબ, કર્ણ—વિશેષ હકીકત પ્રશ્ન ૪ જુઓ.

વ્યાસ, કાટખૂણચતુર્કોણ, રામ્બાઇડ-સ્કંધ ૧ લાની વ્યાખ્યા ૧૭, ૩૨, ૩૦, જુઓ.

કૃત્ય, પ્રમેય—વિશેષ હકીકત પ્રશ્ન ૧૦ જુઓ.

(૨) એક આપેલી અમર્યાદ સીધી લીટીપર તેની બહારના એક આપેલા બિંદુમાથી એક લંબ દોરવો.

જ—સિદ્ધાંત ૧૨ મો લખવો.

(૩) જો એક સીધી લીટી બીજી બે સીધી લીટીઓ ઉપર પડીને તે લીટીની એકજ બાજુના બે માંહેના ખૂણા મળીને બે કાટખૂણા બરોબર કરે તો તે બે લીટીઓ સમાન્તર થશે.

જ—સિદ્ધાંત ૨૮ માનો બીજો ભાગ લખવો.

(૪) એકજ પાયા ઉપર અને એકજ સમાન્તર લીટીઓ ન-ના ત્રિકોણો બરાબર છે.

જ—સિદ્ધાંત ૩૭ મો લખવો.

(૫) ૩૨ મી પ્રતિજ્ઞાના બીજા ભાગની સિદ્ધતા અને ૪૬ મી પ્રતિજ્ઞાની રચના લખો.

જ—પ્રશ્નમાં જેટલું માગ્યુ હોય તેટલુંજ લખવાની ટેવ રાખ-

વી જોઇએ, સિદ્ધતા માગી છે માટે સિદ્ધતાજ લખવી. પરન્તુ તે સમજવાને તથા અક્ષરો મેળવવાને આકૃતિ તો દોરવીજ જોઇએ. રચના લખવામાં પણ આકૃતિ તો દોરવીજ જોઇએ.

## ૧૯૦૫

(૧) સ્કંધ. ૧ લા ૨૪ માં સિદ્ધાંતને ૨૫ મા તથા ૪ થા સિદ્ધાંતો સાથે શો સબંધ છે તે સમજાવો.

જ—૨૪ મો સિદ્ધાંત ૨૫ માનો વ્યત્યાસ છે એટલે ૨૪ મામાં આપ્યું છે કે એકનો અંતર્ખૂણો, બીજાના અંતર્ખૂણા કરતાં મોટો, તે બાબત ૨૫ મામાં સિદ્ધ કરી છે અને ૨૪ મામાં સિદ્ધ કર્યું છે કે કે મોટા અંતર્ખૂણાવાળા ત્રિકોણનો પાયો નાના અંતર્ખૂણાવાળા ત્રિકોણના પાયા કરતાં મોટો, તે બાબત ૨૫ મામાં આપેલી છે.

૨૪ મો અને ૪ થો સિદ્ધાંત લગભગ મળતા છે તેથી ૪થા અને ૨૪ મા સિદ્ધાંતની ભેગી પ્રતિજ્ઞા પણ નીચે મુજબ લખી શકાય છે.

જો બે ત્રિકોણમાં એકની બે બાજુઓ અનુક્રમે બીજાની બે બાજુઓની બરોબર હોય, તો જે પ્રમાણે એક ત્રિકોણની બાકીના બાજુની સામેનો ખુણો, બીજા ત્રિકોણની બાકીની બાજુની સામેના ખૂણા કરતાં મોટો, નાનો અથવા તેની બરોબર હોય તે પ્રમાણે એકની બાકીની બાજુ, બીજાની બાકીની બાજુ કરતાં મોટી, નાની અથવા તેની બરોબર થશે.

મતલબકે ૪ થીમાં અંતખૂણા બરોબર આપેલા છે અને ૨૪ મીમાં નાના મોટી આપેલા છે, તે ઉપરથી ૪ થીમાં પાયા સરખા અને ૨૪ મીમાં પાયા નાના મોટી સિદ્ધ કરવાના છે.

(૨) એકજ સીધી લીટીમાં આવેલા બરોબર પાયા ઉપર તેની એકજ બાજુએ આવેલા બરોબર ત્રિકોણો એકજ સમાન્તર લીટીઓની વચ્ચે છે એ સાબીત કરો.

જ—સિદ્ધાંત ૪૦ મો લખવો.

(૩) નીચેના શબ્દો ખુલાસેથી સમજાવો.

સફાઇ, પરિમિતિ, ઉપસિદ્ધાંત, પ્રતિજ્ઞા, વર્તુલ, પ્રત્યક્ષ પ્રમાણ અને શિરોબિંદુ.

જ—સફાઈ—એક દોરી ચાક કે ચુનામાં બોળી તેના છેડા ખેંચી રાખી ટેબલના સપાટ મથાળા ઉપર ફેરવીએ તો, તેના ઉપર સફેદ રંગની જે આકૃતિ પડશે તે સફાઈ છે. તેને માત્ર લંબાઇ ને પહોળાઇ બેજ છે. જાડાઇ નથી. સફાઇ=સપાટી—પૃષ્ટ, એને જાડાઇ હોઇ શકેજ નહિ. લીટીના ચલનથી સફાઇ થાય છે. લીટીને જાડાઇ હોતી નથી તો સફાઇને પણ ન હોય.

પરિમિતિ—કોઇપણ આકૃતિની હદ કરનારી બધી લીટીઓનો સરવાળો તે તેની પરિમિતિ કહેવાય.

ઉપસિદ્ધાંત—વિશેષ હકીકત પ્રશ્ન ૧૧ જુઓ.

પ્રતિજ્ઞા, પ્રત્યક્ષ પ્રમાણ—વિશેષ હકીકત પ્રશ્ન ૧૦ જુઓ.

વર્તુળ, પરિઘ—સ્કંધ ૧ લાની વ્યાખ્યા ૧૫ મી જુઓ.

સિરોબિંદુ—માથાનું બિંદુ—કોઇપણ ખૂણો કરનારી બે લીટીઓ જે બિંદુમાં મળે તે તે ખૂણાનું શિરોબિંદુ. ત્રિકોણમાં પાયા સામેના ખૂણાનું શિરોબિંદુ તે ત્રિકોણનું શિરોબિંદુ કહેવાય.

(૪) જો એક ત્રિકોણની એક બાજુના છેડાઓમાંથી તે ત્રિકોણની અંદરના એક બિંદુ સુધી બે લીટીઓ દોરીએ તો તે લીટીઓની વચ્ચેનો ખૂણો તે બાજુઓની વચ્ચેના ખૂણા કરતાં મોટો

થશે, એ સિદ્ધ કરો.

જ—સિદ્ધાંત ૨૧ માનો બીજો ભાગ લખવો.

(૫) જે ચતુર્કોણની કર્ણો એકેકને દુભાગે તેની સામ સામેની બાજુઓ બરોબર છે એ સમજાવો.

જ—સાધન—**अबडक** એક ચતુષ્કોણ છે તેની કર્ણું લીટીઓ **अड** તથા **बअ**, **इ** બિંદુ આગળ દુભગાય છે તો **अब** ને **कड** તથા **अक** ને **बड** બરોબર થશે.




સિદ્ધતા—**अड** ને **बक** લીટીઓ **इ** બિંદુ આગળ દુભગાય છે માટે **अइ** તથા **डइ** અને **बइ** તથા **कइ** લીટીઓ બરોબર છે ( પ્ર૦ પ્ર૦ ૭ ) હવે **अइब** તથા **कइड** ત્રિકોણમાં **अइ** તથા **बइ** બાજુઓ અનુક્રમે **डइ** તથા **कइ** બાજુઓની બરોબર છે અને **अइब** અંતર્ખૂણો **कइड** અંતર્ખૂણાની બરોબર છે. (પ્રતિ૦ ૧૫ ) મા **अब** બાજુ **कड** બાજુની બરોબર છે ( પ્રતિ૦ ૪ ) તેજ પ્રમાણે **अक** તથા **बड** બાજુઓ બરોબર છે. માટે ચતુષ્કોણની કર્ણો એકેકને દુભાગે તો સામસામેની બાજુઓ બરોબર થાય એ સિદ્ધ થયું.

## ૧૮૦૬

(૧) પરિધ અને વર્તુલ, સપાટ સપાટી અને વક્ર સપાટી, સ્વીકૃત કૃત્ય અને પ્રત્યક્ષ પ્રમાણ; કૃત્ય અને પ્રમેયની વ્યાખ્યા આપી દરેક બબે વચ્ચે શો ફેર છે તે બરાબર સમજાવો.

જ—વ્યાખ્યાઓ પહેલાંના સવાલોમાં ઘણી વખત આવી ગઇ છે માટે તે ફરી આપતા નથી. તફાવત નીચે જણાવ્યો છે.

પરિઘ અને વર્તુલ—વર્તુલ તે આખી આકૃતિ છે. વર્તુલ એ આકૃતિનું નામ છે. અને પરિઘ તે તો માત્ર વર્તુલની હદ કરનારી લીટી છે.

સપાટ સપાઠ અને વક્ર સપાઠ—ટેબલનું મથાળું એ સપાટ સપાઠ છે, અને પૃથ્વીના ગોળાની સપાટી તે વક્રસપાઠ છે.

સ્વીકૃત કૃત્ય અને પ્રત્યક્ષ પ્રમાણ—મૂળ જે બાબત સ્વીકારી લીધી છે, જેને માની લેવાની જરૂર પડી છે; એટલે ભૂમિતિનું મૂળ બીજ સ્વીકૃત કૃત્યો છે તેના ઉપરથી તમામ પ્રતિજ્ઞાઓ રચાઈ છે, અને પ્રત્યક્ષ પ્રમાણ તે તો ખુલ્લાંજ છે, એને સાબીત કરવા જઈએ તો એના કરતાં બીજી સહેલી સાબીતી મળીજ આવતી નથી. એવાં ખુલ્લાં દેખીતાં જે પ્રમાણો તે પ્રત્યક્ષ પ્રમાણો છે. માણસના શરીરમાં જીવ એ મુખ્ય ચીજ અને બીજા અંગો છે તેમ ભૂમિતિ માં સ્વીકૃત્ય કૃત્યો એ જીવ અને પ્રત્યક્ષ પ્રમાણો તે અંગો છે.

કૃત્ય અને પ્રમેય—જે સિદ્ધાંતમા કાંઈ નવું કરવાનું હોય તે કૃત્ય અને જેમાં કહેલું માત્ર સાબીતજ કરવાનું હોય તે પ્રમેય.

(૨) એક આપેલી અંતવાન સીધી લીટીના બે સરખા ભાગ કરો.

જ—સિદ્ધાંત ૧૦ મો લખવો.

(૩) એક એવો સમાન્તર બાજુ ચતુષ્કોણ કરો કે તે એક આપેલા ત્રિકોણની બરાબર થાય, અને તેનો એક ખૂણો એક આપેલા ખૂણાની બરોબર થાય.

જ—સિદ્ધાંત ૪૨ મો લખવો.

(૪) એક સમાન્તર બાજુ ચતુષ્કોણ અને એક ત્રિકોણ એકજ

પાયા પર અને એકજ સમાન્તર બાજુઓની વચ્ચે આવેલા હોય તો સમાન્તર બાજુ ચતુષ્કોણ ત્રિકોણથી બમણો થશે.

જ—સિદ્ધાંત ૪૧ મો લખવો.

(૫) જો બે લીટીઓ એકમેકને કાપતી હોય તો સામસામેના ખૂણા બરાબર થશે અને તે બધા ખૂણાનો સરવાળો ચાર કાટખૂણા બરાબર થશે.

જ—આ પ્રશ્નના ૧ લા ભાગના ઉત્તરમાં ૧૫ મો સિદ્ધાંત સિદ્ધ કરવો, અને બીજા ભાગનો ઉત્તર તે ઉપરથીજ નીકળી આવે, છે કારણ કે છેદન બિંદુ અગાડીના ખૂણાઓમાંથી બે ખૂણા લીટીની એક બાજુએ છે ને બીજા બે ખૂણા બીજી બાજુએ છે, તે દરેક તરફના બબે ખૂણાઓનો સરવાળો સિદ્ધાંત ૧૩ મા મુજબ બે કાટખૂણા બરાબર છે માટે બધા ખૂણાઓનો સરવાળો ચાર કાટખૂણા બરાબર થયો.

૧૯૦૭

**अबक** ત્રિકોણમાં **अब** બાજુ ૮ ઇંચ, ને **अक** ૬ ઇંચ છે. તો **बक** ૧૪ ઇંચ હોઇ શકે કે કેમ ? જે સિદ્ધાંતને આધારે આ જવાબ આપો તે સિદ્ધાંત સિદ્ધ કરો.

જ—**बक** બાજુ ૧૪ ઇંચ હોઇ શકે નહિ, પણ તેના કરતાં નાની જોઇએ કારણ કે ૨૦ મા સિદ્ધાંતથી સિદ્ધ થાય છે કે ત્રિકોણની કોઇ પણ બે બાજુઓ મળીને ત્રીજી બાજુ કરતાં મોટી થાય. અને આતો (૬+૮=૧૪) બે બાજુઓ મળીને ત્રીજીની બરાબર થાય છે; માટે ત્રીજી બાજુ ૧૪ ઇંચ કરતાં ઓછી જોઇએ. ૨૦ મા સિદ્ધાંતને આધારે આ ઉત્તર મળ્યો માટે ૨૦ મો સિદ્ધાંત સિદ્ધ કરવો.

(૨) જો એક સીધી લીટી બીજી બે સીધી લીટીને સમાન્તર હોય તો આ બે સીધી લીટી પણ એક બીજાને સમાન્તર થશે.

જ—સિદ્ધાંત ૩૦ મો સિદ્ધ કરવો.

જે બે લીટી એક બીજાને અમૂક બિંદુમાં મળે તે સમાન્તર હોઇ શકે નહિ.

આ તો દેખીતુંજ છે. બે લીટીઓને મેળવવી હોય તો જે તરફ મેળવવી હોય તે તરફ ધીમે ધીમે અંતર ઓછું કરતા જવું અને જ્યાં મળે ત્યાં એકજ બિંદુમાં મળવાથી બિલકુલ અંતર રહે નહિ, મતલબ કે બે લીટીઓ વચ્ચે હંમેશાં સરખું અંતર રહ્યું નહિ; માટે તે સમાન્તર કહેવાય નહિ. એની વધારે સાબીતી નીચે મુજબ થઇ શકે.

ધારો કે અ અને બ લીટીઓ ક બિંદુમાં મળે છે, અને એ બે લીટીઓને મસ લીટી છેદે છે તો મસક એક ત્રિકોણ થયો. તે ત્રિકોણના સમક અને મસક એ બે ખૂણા મળીને બે કાટખૂણા કરતાં ઓછા છે (પ્રતિ૦૧૭) માટે




તે બે લીટીઓ તે તરફ મળવી જોઇએ માટે સમાન્તર ન થાય (પ્ર૦ પ્ર૦ ૧૨) મુજબ.

(૩) અબક ત્રિકોણમાં અક ઉપરનો ચોરસ અબ ને બક બાજુપરના ચોરસના સરવાળા બરાબર થાય તો અબક ખૂણો કાટખૂણો છે તે સિદ્ધ કરો.

જ—સિદ્ધાંત ૪૮ મો લખવો.

(૪) અબક ત્રિકોણની અબ ને અક બાજુનાં મધ્યબિંદુ સાંધવાથી જે લીટી થાય તે બક બાજુથી અર્ધ અને તેને સમાન્તર થશે.

પ્રથમ સમાન્તર સિદ્ધ કરી પછીથી અર્ધી છે એમ સાબીત કરીશુ.

**જ—રચના—वइ** અને **डक** બિંદુઓ સાધ્યાં. (સ્વી૦ ૧)




**સિદ્ધતા—अब** લીટીને **ड** આગળ દુભાગી છે માટે **अड** તથા **डब** બરાબર તેજ મુજબ **अइ** તથા **इक** બરાબર છે (પ્ર૦પ્ર૦૫) **अडइ** તથા **डबइ** ત્રિકોણો **अड** તથા **डब** બરાબર પાયા ઉપરના અને સરખી ઉંચાઇના એટલે એકજ સમાન્તર લીટીઓ વચ્ચેના છે તેથી બરાબર છે, તેજ મુજબ **अडइ** તથા **इकड** પણ બરાબર છે પ્રતિ૦ (૩૮)

એટલે **डबइ** તથા **कइड** એ બન્ને ત્રિકોણો એકજ **अडइ** ત્રિકોણની બરાબર છે માટે તેઓ (**डबइ** તથા **कइड** ત્રિકોણો) બરાબર છે (પ્ર૦ પ્ર૦ ૧) તેઓ એકજ **डइ** પાયા ઉપરના છે અને બરાબર છે માટેજ એકજ સમાન્તર લીટીઓ વચ્ચે હોવા જોઇએ. (પ્રતિ૦ ૩૯ ) માટે **डइ** એટલે બાજુઓને દુભાગનારી લીટી **बक** એટલે પાયાને સમાન્તર થઇ.

**डइ** લીટી **बक** થી અર્ધી છે.

**રચના**

**इक** ને સમાન્તર **ड** બિંદુમાંથી **डम** લીટી દોરો. (પ્રતિ૦ ૩૧) **डइ** ને **बक** સમાન્તર છે તેને **अब** લીટી છેદે છે તો બહારનો ખૂણો **अडइ** માંહેના સામેના ખૂ



ણા **ડબગ** ની બરોબર છે (પ્રતિ૦ ૨૯) **ડગ** ને **अफ** સમાન્તર છે તેને **अब** લીટી છેદે છે તો બહારનો ખૂણો **बडग** માંહેના સામેના ખૂણા **डअइ** ની બરોબર છે (પ્રતિ૦ ૨૯) **अडइ** તથા **डबग** ત્રિકોણોના **अडइ** તથા **डअइ** ખૂણાઓ અનુક્રમે **डबग** તથા **बडग** ખૂણાઓની બરોબર છે અને બંન્ને ખૂણાઓ વચ્ચેની **अड** તથા **डब** લીટીઓ બરાબર છે (પ્રતિજ્ઞા મુજબ) માટે **डइ** તથા **बग** લીટીઓ બરોબર છે (પ્રતિ૦ ૨૬) **फगडइ** સમાન્તરબાજુ ચોખૂણ છે માટે **डइ** લીટી **फग** ની બરોબર છે પ્રતિ૦ ૩૪)

પ્રથમ સિદ્ધ કરી ગયા કે **डइ** લીટી **बग** ની બરોબર છે માટે **बग** તથા **फग** લીટીઓ બરોબર છે તેથી તેમાની દરેક **बफ** નુ અર્ધ છે, **डइ** પણ તે દરેકની બરોબર છે માટે **डइ** લીટી પણ **बफ** નું અર્ધ છે

(૫) વર્તુલ, તિર્યક્કોણ, સપાટ સપાટી અને રોમ્બસ ની વ્યાખ્યા આપો.

જ—વર્તુળ, સપાટસપાટી, રોમ્બસ—સ્કંધ ૧ લાની વ્યાખ્યા ૧૫, ૭, ૩૨ જુઓ રોમ્બસ તેજ સમબાજુ ચતુર્કોણ

તિર્યક્કોણ—જે ખૂણો કાટખૂણો ન હોય, એટલે પહોળો હોય કે સાંકડો હોય તો તે તિર્યક્કોણ કહેવાય છે.

## ૧૯૦૮

(૧) આકૃતિ ત્રિજ્યા, રોમ્બોઇડ અને સમાન્તર સીધી લીટીની વ્યાખ્યા આપો.

જ—ત્રિજ્યાને માટે જુઓ વિશેષ હકીકત અને બાકીની ને માટે ભૂમિતિ સ્કંધ ૧ લો.

(૨) કોઇપણ ત્રિકોણની એક બાજુ બીજી કરતાં મોટી હોય તો મોટી બાજુની સામેનો ખૂણો નાની બાજુની સામેના ખૂણા કરતાં મોટો થશે,

જ—સિદ્ધાંત ૧૮ મો લખવો.

(૩) કોઇ આપેલી સીધી લીટી ઉપર તે લીટીમાં આપેલા બિંદુથી લંબ દોરો.

જ—સિદ્ધાંત ૧૧ મો લખવો.

(૪) એકજ સીધી લીટીના આરેલા બરોબર પાયા ઉપરના અને તેની એકજ બાજુએ આવેલા બરોબર ત્રિકોણો એકજ સમાન્તર લીટીની વચ્ચે છે.

જ—સિદ્ધાંત ૪૦ મો લખવો.

૧૯૦૯

(૧) સમાતર બાજુ ચતુષ્કોણ, અર્ધવર્તુલ, સપાટ સપાટ, સ્વીકૃતકૃત્યોની વ્યાખ્યા લખો

જ— સમાન્તરબાજુ ચતુષ્કોણ,—જેચતુષ્કોણની સામસામેની બાજુઓ સમાન્તર હોય તે સમાન્તર બાજુ ચતુષ્કોણ.

અર્ધવર્તુલ—વ્યાસ અને વ્યાસવડે કપાએલા પરિઘ વચ્ચેના ભાગને અર્ધવર્તુલ કહે છે.

સપાટસપાટ, માટે જુઓ ભૂમિતિની વ્યાખ્યા ૭ અને સ્વીકૃત્યકૃત્ય માટે જુઓ વિશેષ હકીકત પ્રશ્ન ૧૦.

(૨) જો એક સીધી લીટી બીજી સીધી લીટી ઉપર પડીને તેની સાથે ખૂણા કરે તો તે બે કાટખૂણા હોવા જોઇએ, અથવા તે બે ખૂણા મળીને બે કાટખૂણાની બરોબર હોવા જોઇએ.

જ—સિદ્ધંત ૧૩ મો લખવો.

(૩) એક સીધી લીટી બીજી બે સીધી લીટીઓ ઉપર પડીને બહારનો એક ખૂણો તે લીટીની તેજ દિશા તરફનાં માંહેના સામેના ખૂણાની બરોબર કરે તો તે બે લીટીઓ સમાન્તર થશે.

જ—સિદ્ધાંત ૨૮ માંનો પેહેલો ભાગ લખવો.

(૪) એક આપેલી સીધી લીટીમાંના એક આપેલા બિંદુ પાસેથી એક એવો ખૂણો કરવો કે તે એક આપેલા ખૂણાની બરોબર થાય.

જ—સિદ્ધાંત ૨૩ મો લખવો.

(૫) કોઇપણ બે બાજુ ની બાદબાકી ત્રીજી કરતાં નાની છે. આ પ્રશ્નમાં ત્રિકોણની બાજુઓ લેવાની છે.

જ—સાધન-**अबक** ત્રિકોણની **अब** ને **अ क** ની બાદબાકી **बक** કરતાં નાની થશે.

રચના

**अब** માથી **अक** જેવડો **अड** ભાગ કાપ્યો ( પ્ર૦ ૩ ) **ड** ને **क** બિંદુઓ સાધ્યાં (સ્વી૦ ૧)




સિદ્ધતા—**बडक** ત્રિકોણની **बड** બાજુએ **अ** સુધી લંબાવાએલી છે. **बडक** ત્રિકોણની બહારનો ખૂણો **अडक** તે **बकड** ખૂણા કરતાં મોટો છે ( પ્ર૦ ૧૬ ) **अडक** ત્રિકોણની **अड** તથા **अक** બાજુઓ બરોબર છે **अडक** તથા **अकड** ખૂણાઓ બરોબર છે ( પ્ર૦ ૫ ) માટે **बकड** ખૂણા કરતાં **अकड** મોટો છે **बडक** ખૂણો **अडक** ત્રિકોણની બહારનો ખૂણો છે માટે તે માંહેનાની સામેના **अकड** ખૂણા કરતાં મોટો છે, ( પ્ર૦ ૧૬ ) પ્રથમ સિદ્ધ કર્યું છે કે

**वफड** કરતા **अवड** મોટો છે, હાલમાં **अकड** કરતા **वडक** મોટો થાય છે માટે **बकड** કરતાં **वडक** પણ મોટો છે. **वडक** ત્રિકોણમાં **वडक** ખૂણા કરતા **वकड** ખૂણો નાનોછે માટે **बड** બાજુ **बक** કરતા નાની છે ( પ્ર૦ ૧૯ ) **बड** બાજુ તે બીજી બે બાજુઓની બાદબાકી છે માટે કોઇપણ ત્રિકોણ ઈ૦—

**સને ૧૯૧૦**

( ) સમબાજુ ચતુષ્કોણ, વર્તુળ, કર્ણલીટીઓ અને ખંડની વ્યાખ્યા આપો અને પ્રત્યક્ષ પ્રમાણ એટલે શું તે સમજાવો.

જ—સમબાજુ ચતુષ્કોણ—જે ચતુષ્કોણાકૃતિની ચારે બાજુઓ સરખી હોય તે સમબાજુ ચતુષ્કોણ

વર્તુળ—ભૂમિતિ સ્કંધ ૧ લો વ્યાખ્યા ૧૫ જુઓ, અને ખંડને માટે તેજ ચોપડીની ૧૯ મી વ્યાખ્યા જુઓ

કર્ણલીટીઓ અને પ્રત્યક્ષ પ્રમાણ માટે વિશેષ હકીકત કલમ ૪ તથા ૧૦ જુઓ

(૨) **अबक** ત્રિકોણની **अब** બાજુને, **ड** બિંદુ સુધી લંબાવી તો **कबड** ખૂણો **बअक** ખૂણા કરતાં મોટો થશે.

જ— સિદ્ધાંત ૧૬ મો લખવો.

(૩) બે સરખી અને સમાન્તર લીટીઓના એકજ તરફના છેડ સાંધનારી સીધી લીટીઓ પણ જાતે સરખી અને સમાન્તર થશે.

જ— સિદ્ધાંત ૩૩ મો લખવો

(૪ એક સાંકડખૂણ ત્રિકોણ કોઇપણ બે ખૂણા મળીને ત્રીજા કરતાં મોટા હોવા જોઇએ

જ—સાંકડખૂણ ત્રિકોણ કહ્યો એટલે તેના ત્રણે ખૂણામાંનો દરેક એક કાટખૂણા કરતાં તો ઓછોજ છે કારણ કે જેના ત્રણે

ખૂણા સાંકડા હોય તે સાંકડખૂણુ ત્રિકોણ કહેવાય છે. હવે ત્રિકોણના ત્રણ ખૂણાનો સરવાળો બે કાટખૂણા બરાબર છે.

ત્રણ ખૂણાઓનો સરવાળો બે કાટખૂણા બરોબર છે ( સિ૦ ૩૨ મુ-જબ ) તેમાનો એક તો એક કાટખૂણા કરતાં ઓછો છે તો બાકીના બે મળીને એક કાટખૂણા કરતા વધારે હોવા જોઇએ. મતલબ કે એક ખૂણો લઇએ તો એક કાટખૂણા કરતાં ઓછો થાય અને બે લઇએ તો એક કાટખૂણા કરતા વધારે થાય માટે સાંકડખૂણુ ત્રિકોણમાં કોઇપણ બે ખૂણા મળીને ત્રીજા કરતાં મોટા હોવા જોઇએ

(૫) એક આપેલી સીધી લીટી ઉપર એક ચોરસ કરો.

જ—સિદ્ધાંત ૪૬ મો લખવો.

## ૧૯૧૧

(૧) જો એક "વરલ" ત્રિકોણના બે ખૂણાઓ બરોબર હોય તો તેઓની સામેની બાજુઓ પણ બરોબર છે.

જ—સિદ્ધાંત ૬ ઠ્ઠો લખવો.

(૨) જો બે સીધી લીટીઓ એક બીજીને છેદે તો સામસામેના ખૂણા બરોબર થશે.

જ—સિદ્ધાંત ૧૫ મો લખવો.

(૩) એક આપેલા "શ" બિંદુમાંથી એક આપેલી સીધી લીટીને સમાન્તર એક સીધી લીટી દોરો.

જ—સિદ્ધાંત ૩૧ મો લખવો.

(૪) એકજ પાયા ઉપર અને એકજ સમાન્તર લીટીઓ વચ્ચેના ત્રિકોણો બરોબર છે.

જ—સિદ્ધાંત ૩૭ મો લખવો.

(૫) (અ) અમર્યાદ સીધી લીટી, સપાટ સરફેસ, પરિધ અને કર્ણ લીટીઓની આકૃતિ સાથે વ્યાખ્યા આપો.

જ—અમર્યાદ સીધીલીટી—જુઓ વિશેષ હકીકત કલમ ૧૭.

સપાટ સરફેસ, પરિધ ને કર્ણ લીટીઓ માટે જુઓ વ્યાખ્યા ૭, ૧૫, ૨૨.

(બ) સ્વીકૃત કૃત્યો એટલે શું ? અને એમ સ્વીકારવાનું કારણ શું ?

જ—સ્વીકૃત કૃત્યની વ્યાખ્યા માટે જુઓ વિશેષ હકીકત કલમ ૧૦. તે સ્વીકારવાનું કારણ એ છે કે ભૂમિતિના સિદ્ધાંતો એવી રીતે સાબિત કરવામાં આવ્યા છે કે આગલા એકાદ સિદ્ધાંતમાં સાબિત ના કર્યું હોય એવું કોઇપણ સિદ્ધાંતમાં સ્વીકારવામાં આવતું નથી પરંતુ ત્રણ કૃત્યો એવાં છે કે તે માગી લીધેલાં છે અને તે જો આપણે ન સ્વીકારીએ ( માનીએ ) તો સિદ્ધાંતોનો પુરાવો આપી શકાય નહિ. એ ત્રણ એવાં સહેલાં છે કે તુરતજ સ્વીકારી શકાય. એ પ્રમાણે સ્વીકારી લીધેલાં હોવાથી તે સ્વીકૃત કૃત્યો કહેવાય છે.

## ૧૯૧૨

(૧) નીચેનાની વ્યાખ્યા આપો:—

લંબ, સમતલખૂણો, વ્યુત્ક્રમખૂણો. કર્ણ, કૃત્ય, પ્રમેય.

જ—લંબ, સમતલખૂણો અને કર્ણ માટે ભૂમિતિ સ્કંધ ૧ લાની વ્યાખ્યા ૧૦, ૮ અને ૨૨ જુઓ.

વ્યુત્ક્રમખૂણો, કૃત્ય અને પ્રમેય માટે આ પુસ્તકનાં પૃષ્ટ જુઓ.

(૨) કોઇપણ બે બાજુ ( ત્રિકોણમાં )ની બાદબાકી ત્રીજી બાજુ કરતાં નાની છે.

જ—વર્ના૦ ફાઇનલ પરીક્ષા સને ૧૯૦૯નો સવાલ ૪જુઓ.

(૩) કોઇ પણ ત્રિકોણના ત્રણ ખૂણા મળીને બે કાટખૂણા બરોબર છે.

જ—સિદ્ધાંત ૩૨ માનો બીજો ભાગ સિદ્ધ કરો.

(૪) એક સમાન્તર બાજુ ચતુષ્કોણ અને ત્રિકોણ એકજ પાયા ઉપર અને એકજ સમાન્તર બાજુઓની વચ્ચે હોય તો, સમાન્તર બાજુ ચતુષ્કોણ ત્રિકોણથી બમણો થશે.

જ—સિદ્ધાંત ૪૧ મો સિદ્ધ કરો.

(૫) જો એક ત્રિકોણની એક બાજુ ઉપર કરેલો ચોરસ બીજી બે બાજુ ઉપરના ચોરસોના સરવાળાની બરોબર હોય તો તે બે બાજુઓ વચ્ચેનો ખૂણો કાટખૂણો થશે.

જ—સિદ્ધાંત ૪૮ મો સિદ્ધ કરો.

## પ્રાવેશિક પરીક્ષા. ટ્રેનિંગ કોલેજ—અમદાવાદ.

### ૧૯૦૫

(૧) સમાન્તરબાજુ ચોખૂણ, પહોળાખૂણત્રિકોણ. વ્યાસ અને ટ્રાપીઝિમની વ્યાખ્યા આપો અને આકૃતિઓ સાથે સમજાવો.

જ—સમાન્તરબાજુ ચોખૂણ, પહોળાખૂણ ત્રિકોણ, વ્યાસ—જુઓ વ્યાખ્યા ૩૬, ૨૮, ૧૭.

ટ્રાપીઝિયમ—વિશેષ હકીકત પ્રશ્ન ૪ જુઓ.

(૨) કોઇએક ત્રિકોણની ત્રણે બાજુઓ બીજા ત્રિકોણની ત્રણે બાજુની બરોબર હોય તો તે બન્ને ત્રિકોણો દરેક રીતે સરખા થશે. આ પ્રતિજ્ઞા સિદ્ધ કરો.

જ—સિદ્ધાંત ૮ મો લખવો.

(૩) આપેલી લીટી ઉપર તેની બહાર આપેલા એક બિંદુથી લંબ દોરો અને તે સિદ્ધ કરો.

જ—સિદ્ધાંત ૧૨ મો લખવો

(૪) એક કાટખૂણાના ત્રણ સરખા ભાગ પાડો અને તે સરખા છે એવું સિદ્ધ કરો.

જ—સાધન—**अबक** કાટખૂણો આપેલો છે તેના ત્રણ સરખા ભાગ કરો.




રચના

**बक** લીટી ઉપર **बहक** સમબાજુ ત્રિકોણ કરો (પ્રતિ० ૧) **हबक** ખૂણાને **बइ** લીટીવડે દુભાગો (પ્રતિ० ૯) તો **अबड, डबइ** અને **इबक** ત્રણ સરખા ખૂણા થશે અને તે દરેક કાટખૂણોનો ત્રીજો ભાગ થશે

સિદ્ધતા.

**डबक** સમબાજુ ત્રિકોણ છે માટે તે સમખૂણ છે (પ્રતિ० ૫ ગીના ઉપસિદ્ધાંત મુજબ) તેના ત્રણે ખૂણાઓનો સરવાળો બે કાટખૂણા બરોબર છે (પ્રતિ० ૩૨).

માટે **हबक** ખૂણો ૨ કાટખૂણાનો $\frac{1}{3}$ એટલે એક કાટખૂણાનો $\frac{2}{3}$=૬૦ નો થયો.

**हबक** ખૂણો **बइ** લીટીવડે દુભગાએલો છે માટે **हबइ** અને **इबक** એ દરેક એક કાટખૂણાનો એટલે **अबक** ખૂણાનો $\frac{1}{3}$ થયો.
(પ્ર० પ્ર० ૭)

**अबक** ખૂણો કાટખૂણો છે તેમાંથી **हबक** ખૂણો કાટખૂણાનો $\frac{2}{3}$ છે તે બાદ કર્યો તો બાકી **अबइ** ખૂણો પણ આખા કાટ-

ખૂણાનો એટલે **अबक** નો ½ રહ્યો માટે **अबक** ખૂણાના **अबड**, **डबइ** ને **इबक** એ ત્રણ સરખા ભાગ થયા

(૫) એવું એક સમાન્તર બાજુ ચોખૂણુ દોરો. કે તેનુ ક્ષેત્રફળ આપેલા ત્રિકોણુના ક્ષેત્રફળ જેટલુ અને એક ખૂણો આપેલા ખૂણા બરાબર થાય.

જ— સિદ્ધાંત ૪૨ મો લખવો.

(૬) કોઇ ત્રિકોણુની એક બાજુ ઉપરનો વર્ગ બીજી બે બાજુઓ ઉપરના વર્ગોના સરવાળા જેટલો હોય તો તે બે બાજુઓની વચ્ચેનો ખૂણો કાટખૂણો છે એ સિદ્ધ કરો ,

જ—સિદ્ધાત ૪૮ લખવો.

૧૯૦૬

(૧) બારમું પ્રત્યક્ષ પ્રમાણુ આપો, એનો વ્યત્યાસ લખો તથા સિદ્ધ કરો.

જ—જો એક સીધીલીટી બીજી બે સીધીલીટીઓને એકીરેખે મળે કે તેની એક બાજુના બે માહેલા ખૂણાઓનો સરવાળો બે કાટખૂણા કરતાં ઓછો થાય તો જે બાજુ ભણી બે કાટખૂણા કરતા ઓછા સરવાળાવાળા ખૂણા છે તે બાજુ ભણી એ બે લીટીઓને વધાર્યા કરી હોય તો તેઓ મળશે.

બે સીધી લીટીઓ આગળ જતાં મળે તો છેવટે ત્રિકોણુ જેવો આકાર થાય એટલે માંહેના બે ખૂણાઓનો સરવાળો બે કાટખૂણા કરતાં ઓછો થાય તો છેવટે ત્રિકોણુ આકાર થાય આમ કહેવાનો આ પ્રત્યક્ષ પ્રમાણુનો હેતુ છે તેનાથી ઉલટપક્ષ એટલે વ્યત્યાસ લઇએ તો એવો થાય કે ત્રિકોણુના કોઇપણુ બે ખૂણાઓ-

નો મરવાળો બે કાટખૂણા કરતા ઓછો થાય. આ પ્રતિજ્ઞા ૧૭ મા સિદ્ધાંતમા છે માટે ૧૭ મો સિદ્ધાંત સિદ્ધ કરવો.

(૨) કયા સિદ્ધાન્તોને અંતે કૃ૦ કૃ૦ અને કયાને અંતે પ્ર૦ સિ૦ લખાય છે? એ ચિહ્નોનો અર્થ સમજાવો.

જ--કૃત્ય સિદ્ધાંતને અંતે કૃ૦ કૃ૦ અને પ્રમેય સિદ્ધાન્તને અંતે પ્ર૦ સિ૦ લખાય છે, અર્થ માટે જુઓ વિશેષ હકીકત પ્રશ્ન ૧૫

(૩) ઉપસિદ્ધાન્ત એટલે શું? પંદરમા સિદ્ધાન્તનો ઉપસિદ્ધાન્ત લખો તથા છઠ્ઠા સિદ્ધાંતનો ઉપસિદ્ધાન્ત આપી સિદ્ધ કરો.

ઉપસિદ્ધાન્ત—વિશેષ હકીકત પ્રશ્ન ૧૧ જુઓ.

પંદરમાના ઉપસિદ્ધાન્તો—( ) જો બે સીધી લીટીઓ એક બીજાને છેદે તો છેદવાના બિંદુઓ આગળ જે ખૂણા થાય તે બધા મળીને ચાર કાટખૂણા બરોબર છે. (૨) ગમે એટલી સીધી લીટીઓ એકજ બિંદુ આગળ એકેકને છેદે તો તે બિંદુ આગળ જેટલા ખૂણા થાય તે બધા મળીને ચાર કાટખૂણાની બરાબર છે.

છઠ્ઠા સિદ્ધાન્તનો ઉપસિદ્ધાન્ત--કોઇ ત્રિકોણના ત્રણે ખૂણા સરખા હોય તો તે ત્રિકોણ સમબાજુ થશે.

સાધન—अबक ત્રિકોણના ત્રણે ખૂણા સરખા છે, તો તેની ત્રણ બાજુઓ સરખી થશે.

સિદ્ધતા—अबक અને अकब ખૂણા સરખા છે માટે अक તથા अब બાજુઓ સરખી છે (પ્રતિ૦ ૬) अबक ને बअक ખૂણા સરખા છે માટે




अक તથા बक બાજુઓ સરખી છે. (પ્રતિ૦ ૬) માટે अब તથા बअ બાજુઓ अक ની બરાબર થઇ તેથી તે ત્રણે બરાબર છે માટે अबक ત્રિકોણ સમબાજુ છે.

(૪) ૨૪ મો સિદ્ધાંત લખો અને સિદ્ધ કરો.

(૫) ૩૨ મા સિદ્ધાતનો પહેલો ઉપસિદ્ધાંત સિદ્ધ કરો.

જ—ભૂમિતિ સ્કંધ ૧ લામાં ૩૨ મા સિદ્ધાંતની નીચે ઉપ-સિદ્ધાંત આપેલો છે તે જુઓ.

૧૯૦૭

(૧) પ્લેફેરનું પ્રત્યક્ષ પ્રમાણ લખો, જે સિદ્ધાંત સિદ્ધ કરવામાં એનો ઉપયોગ થતો હોય તે એની મદદથી સિદ્ધ કરો.

પ્ર૦ પ્ર૦—" જો બે લીટી એક એકને છેદે તો તે બન્ને એકજ સીધી લીટીને સમાન્તર હોઇ શકે નહિ," આ પ્લેફેરનું પ્રત્યક્ષ પ્રમાણ છે. તેને આધારે ૨૯ મો સિદ્ધાંત સિદ્ધ થાય છે તેને માટે ભૂમિતિમાં સિદ્ધાંત ૨૯ નીચેની ટીપ જુઓ.

(૨) "સમદ્વિબાજુત્રિકોણની બરોબર બાજુની સામેના ખૂણા બરોબર છે." એટલો સિદ્ધાંત સમબાજુઓને વધાર્યા વિના સિદ્ધ કરો.

સાધન—अबक ત્રિકોણની अब તથા अक બાજુઓ બરાબર છે તો अबक તથા अकब ખૂણાઓ બરાબર થશે.

રચના—अब બાજુમાં ड બિંદુ લીધું, अइ ભાગ अड બરાબર કાપ્યો (પ્ર૦ ૩) बइ, बइ અને डक બિંદુઓ સાંધ્યાં. ( સ્વી૦ ૧ )




સિદ્ધતા—बबइ ત્રિકોણની अइ તથા अब બાજુઓ अकड ત્રિકોણની अड તથા अक બાજુઓની બરાબર છે, बअक ખૂણો બંને ત્રિકોણોમાં સાધારણ છે, માટે

**षइ** બાજુ **डक** ની બરાબર. **अवइ** ખૂણો **अकड** ખૂણાની બરાબર, અને **अइब** ખૂણો **आडक** ખૂણાની બરોબર (પ્ર० ४) હવે **अब** તથા **अक** સરખી બાજુઓનાથી અનુક્રમે **अड** તથા **आइ** સરખી લીટીઓ બાદ કરી તો બાકી **डव** તે **इक** ની બરોબર રહી. (પ્ર० પ્ર० ૩) **बडइ** ત્રિકોણની **बइ** તથા **वइ** બાજુઓ અનુક્રમે **फडइ** ત્રિકોણની **डक** તથા **इक** બાજુઓની બરોબર છે, અને **डवइ** ખૂણો **डकइ** ખૂણાની બરોબર છે, માટે **वडइ** તથા **डइक** અને **वइड** તથા **अडइ** ખૂણાઓ બરોબર છે (પ્ર० ४) **बडइ-कडइ=बडक** તે **फइड-बइड=कइब** ની બરોબર છે (પ્ર० પ્ર० ૩) હવે **षडक** અને **वइक** ત્રિકોણમા **बड** તથા **डक** બાજુઓ અનુક્રમે **कइ** તથા **बइ** બાજુઓની બરોબર છે **बडक** તથા **कइब** અંતર્ખૂણાઓ બરોબર છે માટે **डबक** એટલે **अवक** ખૂણો **इकव** એટલે **अकव** ખૂણાની બરોબર છે. (પ્ર० ४).

(૩) **अ.** પહેલા સ્કંધનો ૧૭ મા સિદ્ધાન્ત સિદ્ધ કરો.

**ब.** એક કાટખૂણ ત્રિકોણનો કર્ણ તથા કાટખૂણો કરનારી એક બાજુ બીજા કાટખૂણ ત્રિકોણનો કર્ણ તથા એક બાજુની બરોબર હોય તો ત્રિકોણ સર્વ પ્રકારે સરખા થશે એ સિદ્ધ કરો.

જ—સાધન—**अबक** તથા **डइफ** એ બે કાટખૂણ ત્રિકોણ છે તેના **ब** તથા **इ** ખૂણા કાટખૂણા છે અને **अक** કર્ણ **डफ** કર્ણની બરાબર અને **अब** બાજુ **इड** બાજુની




બરોબર છે; તો સિદ્ધ કરો કે એ બે ત્રિકોણ સર્વ પ્રકારે સરખા છે.

સિદ્ધતા—**अक** ઉપરનો ચોરસ **अब** અને **बक** ઉપરના ચોરસના સરવાળા બરોબર અને **डफ** ઉપરનો ચોરસ **डइ** અને **फइ** ઉપરના ચોરસના સરવાળા બરોબર છે ( પ્ર૦ ૪૭) **अक** અને **डफ** બરોબર છે માટે તેના ઉપરના ચોરસો પણ બરોબર છે તો **अब** અને **बक** ઉપરના ચોરસોનો સરવાળો **डइ** અને **इफ** ઉપરના ચોરસોના સરવાળા બરોબર છે. (પ્ર૦ પ્ર૦ ૧) પણ **अब** અને **डइ** બરાબર છે માટે તે ઉપરના ચોરસો પણ બરોબર છે. પ્રથમ જ ણાવી ગયા કે **अब** અને **बक** ઉપરના ચોરસો **डइ** અને **इफ** ઉપરના ચોરસોના સરવાળા બરોબર છે. તો તે સમાનતામાંથી અ- નુક્રમે **अब** અને **डइ** ઉપરના ચોરસો બાદ કર્યા તો **बक** અને **इफ** ઉપરના ચોરસો બરોબર રહ્યા (પ્ર૦ પ્ર૦ ૩) માટે **बक** બાજુ **इफ** ની બરોબર થઈ હવે **अबक** તથા **डइफ** ત્રિકોણમા **अब** તથા **बक** બાજુઓ અનુક્રમે **डइ** તથા **इफ** બાજુઓની બરોબર છે. **अबक** અંતર્ખૂણો **डइफ** અંતર્ખૂણાની બરોબર છે. (કાટખૂણા છે માટે) તો એ બે ત્રિકોણો સર્વ પ્રકારે સરખા છે. (પ્ર૦ ૪)

૧૯૦૮

ટીપ—આકૃતિ બરાબર, દરેક પગથીઉં છૂટું અને લખાણ સ્વચ્છ જોઇએ.

(૧) **कखग** ત્રિકોણની **खग** બાજુને **ह** સુધી લંબાવી સાબીત કરો કે **कगह** ખૂણો **कखग** કરતાં મોટો છે.

જ—સિદ્ધાંત ૧૬ મો લખવો.

(૨) **अ.** કોઇપણ સીધી લીટી આકૃતિની દરેક બાજુ અનુ ક્રમે એકજ દિશા તરફ લંબાવીએ, તો બહારના ખૂણાઓ સર્વ મળીને ચાર કાટખૂણા બરોબર છે.

ब. એક આકૃતિના બધા માંહેના ખૂણા મળી ૧૦ કાટખૂણા બરોબર છે તો તે આકૃતિ કેટલી બાજુની હશે તે કારણ સાથે સમજાવો.

જ—अ ના ઉત્તર માટે જુઓ ભૂમિતિ સ્કંધ ૧ લાના સિદ્ધાંત ૩૨ નો ઉપસિદ્ધાંત બીજો.

ब. ૩૨ મા સિદ્ધાંતના ૧ લા ઉપસિદ્ધાંત પ્રમાણે કોઇ પણ સીધી લીટી આકૃતિના બધા માંહેના ખૂણાઓમાં ચાર કાટખૂણા ઉમેરીએ તો તે સરવાળો આકૃતિની જેટલી બાજુઓ હોય તેના બમણા કાટખૂણા બરોબર થાય આ પ્રશ્નમાં માંહેના ખૂણાઓનો સરવાળો ૧૦ કાટખૂણા બરોબર છે. તેમાં ૪ કાટખૂણા ઉમેરીએ નો ૧૪ કાટખૂણા બરોબર થાય, તે જેટલી બાજુઓ હોય તેનાથી બમણા થાય. માટે ૧૪÷૨=૭ બાજુઓની આકૃતિ.

(૩) એક આપેલી સીધી લીટી कख ને એક એવો કાટખૂણ ચતુષ્કોણ લગાડવો કે તે એક આપેલા मनक ત્રિકોણની બરોબર થાય.

જ—કાટખૂણ ચતુષ્કોણના ચારે ખૂણા કાટખૂણા છે માટે कख ને લાગનારો ખૂણો પણ કાટખૂણો હોવો જોઇએ તેથી આ સિદ્ધ કરવામાં ૪૪ મો સિદ્ધાંત સિદ્ધ કરવો; પણ તેમાં આપેલો ખૂણો કાટખૂણો લેવો તેથી જુદા કરેલા સમાન્તર બાજુ ચતુષ્કોણનો ખૂણો પણ કાટખૂણો થશે, અને कख ને લાગેલો સમાન્તર બાજુ ચતુષ્કોણ તે કાટખૂણ ચતુષ્કોણ થશે.

## ૧૯૦૯

(૧) "સમબાજુ ત્રિકોણ" એ આકૃતિ "સમદ્વિબાજુ" અથવા

"પહોળખૂણુ ત્રિકોણ" હોઇ શકે કે નહિ? "ચોરસ" આકૃતિને "સમાન્તરબાજુ ચતુષ્કોણ" "કાટખૂણુ ચતુષ્કોણ" "સમબાજુ ચતુષ્કોણ" અથવા "રોમ્બાઇડ" કહી શકાય કે નહિ?

જ—સમબાજુ ત્રિકોણની ત્રણ બાજુઓ સરખી છે તો બે પણ સરખી હોવી જોઇએ, માટે સમદ્વિબાજુ થઇ શકે, પણ પહોળ ખૂણુ ત્રિકોણ થઇ શકે નહિ. કારણ કે ત્રિકોણના ત્રણ ખૂણા મળીને બે કાટખૂણાની બરાબર થાય, અને જે ત્રિકોણ સમબાજુ છે તે સમખૂણુ છે; (સિદ્ધાંત ૫ ના ઉપસિદ્ધાંત પ્રમાણે) માટે તે ત્રણે સમખૂણા મળીને ૧૮૦° થયા તેથી ૧૮૦÷૩=૬૦° નો દરેક ખૂણો થયો. હવે તેજ ત્રિકોણને પહોળખૂણુ કહીએ તો તેનો કોઇપણ એક ખૂણો ૯૦° ઉપરનો હોય એ અસંભવિત છે; માટે પહોળખૂણુ થઈ શકે નહિ. ચોરસની ચારે બાજુઓ સરખી, બધા ખૂણા કાટખૂણા અને સામસામેની બાજુઓ સમાન્તર હોય છે, માટે તેને સમાન્તર બાજુ ચતુષ્કોણ કહી શકાય; પણ કાટખૂણુ ચતુષ્કોણ કહેવાય નહિ કારણ કે તેની સામસામેની બાજુઓ સરખી હોય છે પણ બધી બાજુઓ સરખી હોતી નથી. તેમજ સમબાજુ ચતુષ્કોણ પણ કહેવાય નહિ; કારણ કે તેના ખૂણા કાટખૂણા હોતા નથી, તેમજ રોમ્બાઇડ પણ કહેવાય નહિ કારણ કે તેના ખૂણા કાટખૂણા હોતા નથી અને બધી બાજુઓ સરખી પણ હોતી નથી.

(૨) **સરલ** ત્રિકોણની **સર** બાજુ સૌથી મોટી છે, તો સાબિત કરો કે તે બાજુ બાકીની બે બાજુઓના સરવાળા કરતાં નાની થવી જોઇએ.

જ—સિદ્ધાંત ૨૦ મો સિદ્ધ કરવો.

(૩) જો कखम ત્રિકોણની એક બાજુ લંબાવી તો બહાર-નો ખૂણો માંહેના સામેના બે ખૂણાના સરવાળાની બરોબર થશે, અને જો બહારનો ખૂણો "કાટખૂણો" હોય તો માંહેના ત્રણ ખૂણા અને બહારનો ખૂણો મળી ત્રણ મળી કાટખૂણા બરોબર થશે.

જ—૧ લો ભાગ ૩૨ મા સિદ્ધાંતના ૧ લા ભાગ મુજબ સિદ્ધ કરવો. અને ત્રિકોણની માહેના ત્રણે ખૂણાઓનો સરવાળો બે કાટખૂણા બરોબર છે તે જાણવાને બીજો ભાગ સિદ્ધ કરવો, તેથી માંહેના બધા ખૂણાઓનો સરવાળો બે કાટખૂણા બરોબર થશે,તેમાં બહારનો ખૂણો કાટખૂણો આપેલો છે. તે ઉમેરવાથી ત્રણ કાટખૂણા બરોબર થશે.

(૪) એક એવો સમાન્તરબાજુ ચતુષ્કોણ બનાવો કે તે એક આપેલી સીધી લીટી આકૃતિની બરોબર થાય અને તેનો એક ખૂણો કાટખૂણો થાય.

જ—સિદ્ધંત ૪૨ મો સિદ્ધ કરવો; પરંતુ ભુમિતિની ચોપડી-માં જે આકૃતિ આપી છે તેમા कइ લીટીમાં इ બિંદુ આગળ कइफ ખૂણો ड ખૂણાની બરોબર કરવાનો કહ્યો છે, તે ખૂણો કાટ ખૂણો લેવો, અથવા આ સિદ્ધાંતમાં ખૂણો બિલકુલ ન લઇએ અને बक લીટીના इ બિંદુ આગળથી बक તથા इफ લંબ દોરીએ (પ્ર૦ ૧૧ પ્રમાણે) તો इफगक એવો સમાન્તરબાજુ ચતુષ્કોણ થશે કે તેનો એક ખૂણો કાટખૂણો થશે. (એક ખૂણો કાટખૂણો થવાથી તેના બધા ખૂણા કાટખૂણા થશે, અને તે આકૃતિ કાટ-ખૂણ ચોખૂણ થશે.)

## ૧૯૧૦

(૧) બારમું પ્રત્યક્ષ પ્રમાણ આપો અને એનો જેમાં ઉપ-

યોગ થતો હોય એવા સિદ્ધાંતની પ્રતિજ્ઞા આપો એ પ્રતિજ્ઞામાં સાધન શું છે ને પક્ષ શું છે તે સમજાવો.

જ—૧૨ મું પ્રત્યક્ષ પ્રમાણ જુઓ એનો ઉપયોગ ૨૯ મા સિદ્ધાંતના પહેલા ભાગમાં થાય છે તેનું સાધન—જો એક સીધી લીટી બે સમાન્તર સીધીલીટીઓ ઉપર પડે. પક્ષ—વ્યુત્ક્રમખૂણાઓ એક એકની બરોબર થશે. સાધન અને પક્ષ મળીને પ્રતિજ્ઞા થાય છે

(૨) જો એક સીધી લીટી બીજી સીધી લીટી ઉપર પડીને તેની સાથે ખૂણા કરે તો તે બે ખૂણા કાટખૂણા હોવા જોઈએ અથવા તે બે ખૂણા મળીને બે કાટખૂણા બરાબર હોવા જોઈએ.

જ—સિદ્ધાંત ૧૩ મો લખવો.

(૩) એક નિયમિત ષટ્કોણ છે તેની અંદરના દરેક ખૂણાનું માહાત્મ્ય કેટલું થાય તે પ્રમેય દ્વારા સિદ્ધ કરો.

જ—સિદ્ધાંત ૩૨ ના પહેલા ઉપસિદ્ધાંતમાં કહ્યું છે કે કોઈ પણ સીધી લીટી આકૃતિના બધા માંહેના ખૂણામાં ચાર કાટખૂણા ઉમેરીએ તો તે સરવાળો આકૃતિની જેટલી બાજુઓ હોય તેના બમણા કાટખૂણા બરાબર થાય. હવે આ પ્રશ્નમાં ષટ્કોણ આકૃતિ કહી છે માટે તેની ૭ બાજુઓ થઈ તેથી અંદરના બધા ખૂણામાં ૪ કાટખૂણા ઉમેરીએ તો ૬×૨=૧૨ કાટખૂણા થાય. એ ૧૨ કાટખૂણામાંથી ઉમેરેલા ૪ કાટખૂણા લઈ લઈએ તો અંદરના બધા ખૂણા મળીને ૮ કાટખૂણા રહ્યા. આ ષટ્કોણ નિયમિત છે એટલે તેની બાજુઓ અને ખૂણા સરખા છે અને તે ૬ છે માટે ૮ કાટખૂણાને ૬ એ ભાગતા (૮×૯૦÷૬) દરેક ખૂણો ૧૨૦ અંશનો થશે. આ પ્રમાણે સિદ્ધાંત સિદ્ધ કરવો. ષટ્કોણ આકૃતિ પાડી પ્રતિજ્ઞા લખી તેમાં એક બિંદુ લઈ તે બિંદુથી દરેક ખૂણાના શિરે બિંદુ

સુધી લીટીઓ દોરી અક્ષરો મૂકી સિદ્ધાતની રીતે સિદ્ધ કરવો. સિદ્ધ કરવાનાં કઈ બાબત ધ્યાનમાં રાખવી તે ઉપર આપેલું છે.

(૪) એકજ **बक** પાયા ઉપર **अबकड** અને **इबकफ** એકજ સમાન્તર લીટીઓ વચ્ચેના સમાન્તરબાજુ ચતુષ્કોણો છે. **इड** લીટી **अढ** નો તેમજ **इफ** નો ભાગ છે; તો આ બન્ને સમાન્તર બાજુ ચતુષ્કોણો સરખા છે એમ સિદ્ધ કરો.

જ—સિદ્ધાંત ૩૫ ની ત્રીજી આકૃતિ પ્રમાણેની આ આકૃતિ ૪૭ માટે તે રીતે સિદ્ધાત સિદ્ધ કરવો.

(૫) **अबक** એક ત્રિકોણ છે. તેનો શિરોબિંદુ આગળનો ખૂણો **बअक** છે તે **बक** લીટીને **क्ष** બિંદુમા મળનારી એક સીધી લીટીથી દુભગાયો છે તો સાબિત કરો કે **बअ** સીધી લીટી **बक्ष** કરતાં મોટી છે અને **कअ** લીટી **कक्ष** કરતાં મોટી છે. આ ઉપર- થી ૨૦ મો સિદ્ધાત સાબીત કરી બતાવો.

સિદ્ધતા




**अबक्ष** ત્રિકોણની **बक्ष** બાજુ **क** સુધી લબાવેલી છે માટે **अक्षक** ખૂણો **बअक्ष** ખૂણા કરતાં મોટો છે (પ્ર૦ ૧૬) અને **अक्षक** ત્રિકોણનો **कअक्ष** ખૂણો **क्ष अक्षक** ખૂણાની બરાબર (પ્રતિ૦ પ્ર૦) માટે **कअक्ष** ખૂણા કરતાં **अकक्ष** ખૂણો મોટો છે અને તે એકજ ત્રિકોણમાં છે માટે **अक** બાજુ **कक्ष** કરતા મોટી છે (પ્ર૦ ૧૯) તેજ પ્રમાણે **अक्षक** ત્રિકોણની

બહારનો **अक्षब** ખૂણો **कअक्ष** કરતાં મોટો છે (પ્ર૦ ૧૬) તો ઉ-પરનીજ રીતે સિદ્ધ કરી શકીશું કે **अब** બાજુ **बक्ष** કરતા મોટી છે **बक्ष** કરતા **बअ** મોટી છે અને **कक्ष** કરતાં **कअ** મોટી છે માટે **बक्ष** અને **कक्ष** ના સરવાળા કરતાં **बअ** ને **कअ** નો સરવાળો મોટો છે. **बक्ष** અને **कक्ष** નો સરવાળો તે **अबक** ત્રિ-કોણની એક **बक** બાજુ છે માટે ત્રિકોણની કોઇપણ બે બાજુઓ નો સરવાળો ત્રીજી કરતાં મોટો છે. આ રીતે પણ ૨૦ મો સિદ્ધાંત સિદ્ધ થઇ શકયો.

## ૧૯૧૧

(૧) **बकड** ત્રિકોણની **कड** બાજુ **इ** બિંદુ સુધી લંબાવી હોય તો **बडइ** ખૂણો **बकड** ખૂણા કરતા મોટો થાય.

જ—સિદ્ધાંત ૧૬ મો લખવો.

(૨) **डइफ** એક સમદ્વિબાજુ ત્રિકોણ છે અને તેનું શિરોબિંદુ **ड** છે એક એવો સમાન્તર બાજુ ચતુષ્કોણ બનાવો કે તે **डइफ**ના બરાબર થાય અને તેનો એક ખૂણો **डफइ** ખૂણાની બરાબર થાય.

જ—સિદ્ધાંત ૪૨ મો લખવો; પરંતુ તેમાં એટલું યાદ રાખ-વાનું છે કે ત્રિકોણનું શિરોબિંદુ **ड** રાખવું અને પાયો **फइ** રાખવો અને **फइ** ને દુભાગીને તે બિંદુમાંથી **डफ** ને સમાન્તર લીટી દોરવી અને સમાન્તર બાજુ ચતુષ્કોણ બનાવવો એટલે ૪૨ મા સિદ્ધાંત કરતાં પણ સહેલી રીતે સાબિત થઇ શકે છે કારણ કે **डफइ** ખૂણો **डइफ** ત્રિકોણ અને નવો બનનારો સમાન્તર બાજુ ચતુષ્કોણ બનેમાં રહેશે.

(૩) સમબાજુ ત્રિકોણની કોઇપણ એક બાજુ વધારવાથી થતો

બહારનો ખૂણો એક કાટખૂણાથી મોટો થાય છે.

જ—પાચમા સિદ્ધાતના ઉપસિદ્ધાન્ત મુજબ જે ત્રિકોણ સમબાજુ હોય તે સમખૂણ હોવો જોઇએ તેથી આ ત્રિકોણ સમખૂણ થશે. સિદ્ધાત ૩૨ મુજબ ત્રિકોણના ત્રણ ખૂણાઓ મળીને બે કાટખૂણાની બરાબર છે તેથી દરેક ખૂણો ૬૦ અંશનો થયો એટલે સાકડો ખૂણો થયો. હવે તે ત્રિકોણની એક બાજુને લંબાવીએ તો અંદરનો અને બહારનો મળીને સિદ્ધાત ૧૩ મા મુજબ બે કાટખૂણાની બરાબર થાય તેમાંનો અંદરનો ૬૦ અંશનો એટલે સાકડો ખૂણો છે, માટે ૧૮૦–૬૦=૧૨૦ અંશનો એટલે પહોળો ખૂણો થયો મતલબ કે કાટખૂણો જે ૯૦ અંશનો કહેવાય છે તેના કરતા તે મોટો થયો

(૪) જો એક સીધી લીટી બાજુએ સીધી લીટી ઉપર પડીને વ્યુત્ક્રમ ખૂણાઓ સરખા કરે તો તે બે લીટીઓ સમાન્તર હોવી જોઇએ.

જ—સિદ્ધાત ૨૭ નો ભાગ ૧ લો લખવો.

૧૯૧૨

૧. એક બહુકોણનો અંદરનો દરેક ખૂણો ૧૪૪ અંશનો છે તો તે બહુકોણને કેટલી બાજુ છે તે શોધી કાઢો રીત બરાબર સમજાવો.

જ—બહુકોણ આકૃતિના દરેક ખૂણાથી તેના મધ્ય બિંદુ સુધી લીટી દોરીશુ તો તે લીટી દરેક ખૂણાને દુભાગશે. તેમજ જેટલી બાજુની આકૃતિ હશે તેટલા ત્રિકોણ થશે. તે ત્રિકોણના બાજુ ઉપરના બન્ને ખૂણા બોતેર બોતેર અંશના થશે. ત્રિકોણના ત્રણ ખૂણાઓનો સરવાળો બે કાટખૂણા બરાબર હોય તે ઉપરથી દરેક ત્રિકોણના મધ્ય બિંદુ આગળનો ખૂણો ૧૮૦–૧૪૪=૩૬ અંશનો થયો. હરકોઇ આકૃતિના મધ્યબિંદુ આગળના ખૂણાઓનો સરવાળો ચાર કાટખૂણા બરાબર હોય છે એટલે બધા ખૂણા થઇને ૯૦×૪=

૩૬૦ અંશ થયા પરંતુ દરેક ખૂણો ૩૬ અંશનો છે માટે ૧૦ ખૂણા હશે માટે તે બહુકોણ આકૃતિ ૧૦ બાજુની હશે.

૨. **अबक** ત્રિકોણની **अब** બાજુ **बक** થી મોટી છે, તો આ બે બાજુઓના તફાવત કરતાં **अक** બાજુ મોટી છે એ સિદ્ધ કરો.

જ—વર્નાક્યુલર ફાઈનલ પરીક્ષા સને ૧૯૦૫ નો સવાલ ૪ થો જુઓ.

૩. **गकखघ** ચતુષ્કોણમાં **कख** અને **गघ** બાજુઓ સમાન્તર છે, અને **कख** કરતાં **गघ** મોટી છે. **कग** અને **खघ** ને સમાન્તર અનુક્રમે **खझ** અને **कज** લીટીઓ **गघ** બાજુ સુધી દોરેલી છે, અને તેઓ એક બીજાને મળતી કે છેદતી નથી; તો **गकखझ** આકૃતિ **जकखघ** આકૃતિની બરાબર છે એ સિદ્ધ કરો.

જ—કહ્યા પ્રમાણે આકૃતિ કાઢવાથી જણાશે કે સિદ્ધાંત ૩૫મો સિદ્ધ કરવાનો છે માટે તે કરવો.



# દેશીનામું.

## થર્ડગ્રેડ પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ પરીક્ષા.

### ૧૯૦૧

૧ આવરો, ખાતાવહી, જમાખર્ચી રકમ, સરવાયું અને આંકડાવહી એટલે શું તે સમજાવો.

૨ નીચેના ખાતાનું વ્યાજ સંવત ૧૯૫૬ ની સાલનું દીવાળી સુધીનું કાઢી તેની તારીજ બનાવો. વ્યાજ રામ સાત લેખે. દિવસ અર્ધો કાપવો.

પરીખ જમનાદાસ નરોતમદાસનું ખાતું.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૨૫૦) | ફાગણ સુદ ૨ | ૧૨૫) | માગશર સુદ ૫ |
| ૭૨૦) | વૈશાખ વદ ૧૦ | ૨૫૬) | ચૈત્ર વદ ૧૨ |
| ૪૫) | ભાદરવા સુદ ૭ | ૭૫) | જેઠ સુદ ૬ |
| | | ૩૭) | આસો સુદ ૫ |

૩ નીચેની રકમોનો વૈશાખ માસનો માસિક મેળ લખોઃ—
શીલીક રુપીઆ ૭૯૯

અ છોકરાના લગ્ન સારૂ ગાંધી મુળજી મથુરને ત્યાંથી સોપારી મણ ૧૪ા શેર ૭, મણ એકના રૂ. પાાા≈ ના ભાવથી લીધી, તથા ગોળ મણ ૧૨. મણ એકના રૂ. ૪ાઋાા ના ભાવથી પ્રેમજી જીવરાજને ત્યાંથી લીધો. સુદ ૨

આ કાળી છગન ભાણાને ઘી મણ પાા દર મણના રૂ.૨૧ાાા— ના ભાવથી વેચાતું આપ્યું, તેણે રૂ. ૨૫ રોકડા આપ્યા, રૂ. ૪૦

નો બળદ એક આપ્યો તથા બાકીના રૂપીઆ ઠકર રઘવજી હરીભાઇને કબુલાવ્યા. સુદ ૧૨

૬ પ્રાણશંકર મહાશંકરને રૂ. ૫૦૦) ની હુંડી મુંબઇના પરીખ વરજદાસ માધવદાસ ઉપરની રૂ. ૯૯।ના ના ભાવથી લખી આપી. વદ ૫

૬ મોતીરામ જમનાદાસની દુકાનેથી ઘી મણ ૫૬ દર મણ એકના રૂ ૨૨।। ના ભાવથી લીધું. મણ ૫૦ વેપાર કરવા સારૂ તથા મણ ૬ છોકરાના લગન સારૂ. તેમાં રૂ. ૭૨૫ તેને રોકડા આપ્યા. વદ ૮

૧૯૦૨

૧ મંડામણી, હુંડી, આડત અને સરવાયું એમની વ્યાખ્યાઓ લખો.

૨ (અ) રોજમેળ બધ રહ્યો અને રોજમેળ બંધ કર્યો (બ) ખરીદખાતું અને ખર્ચખાતું, (ક) ઉબળેક રકમ અને ઉપર ટપકે આપેલી રકમ એમનો તફાવત સમજાવો.

૩ નીચેના ખાતાનુ કાપી વ્યાજ સંવત ૧૯૫૭ ના આસો વદ ૦)) (અમાસ) સુધીનું કાઢી તેની તારીજ બનાવો. વ્યાજ રામ આઠ પ્રમાણે. અર્ધો દિવસ કાપવો.

પરીખ મોતીલાલ જેઠાભાઇનું ખાતું.

| જ | ઉ |
|---|---|
| ૪૨૫) કારતક સુદ ૨ | ૨૨૫) પોષ સુદ ૫ |
| ૫૦૦) ચૈતર સુદ ૧૨ | ૩૦૦) ફાગણ વદ |
| ૧૫૦) જેઠ સુદ ૨ | ૪૦૦) શ્રાવણ સુદ ૫ |
| | ૨૦૦) ભાદરવા સુદ ૧૦ |

૪ નીચેની રકમોનો અસાડ માસનો માસિક મેળ લખો:—

अ રૂ ૪૨૫ ગયા માસ આખરની સીલક છે, તેમાંથી રૂ. ૭૫ પટેલ મનોર પુંજા ઉછીના લઇ ગયો. સુદ ૨

ब ઘી મણ ૨ તથા ગોળ મણ ૨ (પાકું તોલ) મોદી સાંકળચંદ પાનાચંદને સાથી નાત જમાડવા માટે ઉધારે આણ્યો. ઘીનો ભાવ મણ ૧ ના રૂ. ૧૨ અને ગોળનો ભાવ મણ ૧ ના રૂ ૫) સુદ ૮

क (अ રકમ જુઓ) મનોર પુંજા જે રકમ ઉછીની લઇ ગયો હતો તેમાંથી તેણે આપણીવતી ઘી અને ગોળનું ઉપર બતાવેલું સાંકળચંદ પાનાચંદનું લેણું ચૂકવ્યું, અને મનોર પુંજાની પાસે જે રૂપીઆ બાકી લેણા રહ્યા તે તેણે શા. વીરચંદ ફુલચંદને કબુનાવ્યા સુદ ૧૨

द હુંડી ૧ રૂ. ૨૦૦ ની દર રૂ. ૯૯ાા ના ભાવની રોકડેથી શા. હીરાચંદ જમનાદાસની દુકાનેથી મુંબઇના પરીખ દામોદર જેઠા પરની શાહજોગી લઇ મુંગાઇના ઠકર હરગોવન પરભુદાસ પર મોતી મગાવવા માટે બીડી. વદ ૫

इ એક રૂપીઆ પરચુરણ ખરચ માટે વટાવ્યો તેના પૈસા ૬૩ આવ્યા. વદ ૧૨

૧૯૦૩

૧ શાહજોગી, નામજોગી ને ધણીજોગી હુંડીનો તફાવત સમજાવો.

૨ પાકું નામું જે ચોપડામાં લખાય છે તેનું નામ શું અને તે ચોપડો કયા ચોપડાપરથી બનાવવામાં આવે છે?

૩ નીચેના ખાતાનું કાપી વ્યાજ સંવત ૧૯૫૯ ના આસો વદ ૦)) સુધીનું કાઢો અને તેની તારીજ બનાવો. વ્યાજ રામ સાડા પાંચ આના પ્રમાણે. અરધો દિવસ કાપવો.

શેઠ પાનાચંદ ઝવેરચંદનું ખાતું.

| જ | ઉ |
|---|---|
| ૩૫૦) કારતક સુદ ૪ | ૩૦૦) માગસર સુદ ૧૦ |
| ૪૫૦) ફાગણ વદ ૮ | ૫૦૦) જેઠ વદ ૮ |
| ૧૨૫) ભાદરવા સુદ ૬ | ૨૨૫) શ્રાવણ સુદ ૬ |
| | ૫૦) આસો સુદ ૧૫ |

૪ નીચેની રકમોનો ભાદરવા માસનો માસિક મેળ લખો:—

સીલક રૂપીઆ ૮૭૧ સુદ ૧

અ ખેતર એક, વીઘા ૮ નું દર વીઘે રૂ. ૫૦) નું પટેલ સોમનાથ નારણદાસ પાસેથી વેચાતું રાખી તેનું ખત વગેરે કરાવતાં રૂ. ૧૦) ખર્ચ થયા. તે મધ્યે રૂ ૩૦૦) રોકડા આપ્યા ને બાકીના રૂપીઆની હુંડી ૧ મુંબઇ ગંધ્યે ઝવેરી દોલતચંદ ઝવેરચંદ ઉપરની લખી આપી સુદ ૧૦

બ વેપાર માટે મુંબઇથી શા. નગીનદાસ પ્રેમચંદની મારફતે મોરસ ખાંડની કોથળી નંગ ૮, દરેક મણ ૪ શેર ૫ ની દર મણે રૂ. ૪ાા ના ભાવની તથા સોપારીની ગુણો નંગ ૪ દરેક મણ ૫ શેર ૫ ની, દર મણે રૂ. ૭ાા ના ભાવની તથા એલચીની કોથળી ૧, શેર ૧૨ ની, દર શેરે રૂ. ૨ાા ના ભાવની મંગાવી. આડત દર સેંકડે બે ટકા. વદી ૬

ક પરી મણીલાલ રણછોડદાસની દુકાનેથી ઝવેરી છોટાલાલ

બલ્લુભાઇની વતી પટેલ મગન કાળીદાસને રૂ. ૧૨૫) અપા-
વ્યા. વદી ૯

ઙ નરોડાના ભટ સોમા ખુસાલે તેમના મિત્ર મણીશંકર રતનશં-
કર મારફત રૂ. ૧૫૦) રોકડા મોકલી ખાંડ મણ ૨૦, દર
મણે રૂ. ૪ાા ભાવે તથા એલચી શેર ૪ાા દર શેરે રૂ. ૩ાા
ના ભાવે તથા સોપારી મણ ૮ાા દર મણે રૂ. ૮ાા ના ભાવે
દુકાનમાંથી મગાવી લીધાં. વદ ૧૪

૧૯૦૪

૧ સૂડીઉં, ભરતીઉં, આડત, હુંડી અને સરવાયું એની
વ્યાખ્યાઓ લખો.

૨ નીચેની રકમો ઉપરથી સંવત ૧૯૫૯ ના વૈશાખ મા-
સનો મેળ દોરોઃ—

સિલક રૂ. ૧૬૦૦)ના

અ વેપાર કરવા માટે ગાંધી પરસોતમ ભગવાનની દુકાનેથી મણ
એકના રૂ પાાા ના ભાવથી ૩૭ાા મણ સોપારી લીધી.
તેને દુકાનમાંથી મણ એકના રૂ. ૩ાા ના ભાવથી ૭ાા મણ
મોળ આપ્યો અને રૂ. ૧૨૫) વનમાળી નિહાલદાસને ઝખુસા-
વ્યા અને બાકીના રોકડા આપ્યા. સુદ ૨

બ મુબઇના પરીખ વીજભુખણદાસ મયારામની લખેલી હુંડી રૂ.
૯૦૧) ની રેવાશંકર ભાનુશંકરની શીકારી આપી. તે મુદત
દિન ચાર ચારની હતી અને નાણું તુરત માગવાથી સેંકડે ૭
આના કાપી લીધા. વદ ૧૨

ક રૂ. ૨૦૦૦) ની લોન ૧. ૯૮ાા ના ભાવથી નારણદાસ વા- ૮

મદાસને વેચાતી આપી અને રૂપીઆ ૨૫૦૦) ની લોન રૂ. ૧૦૨ાાા~ ના ભાવથી આત્મારામ જગજીવન પાસેથી વેચાતી લીધી. વદ ૬

શા. જેઠાલાલ મંછારામનું ખાતું,

| જ | ઉ |
|---|---|
| ૧૭૫) કાર્તિક વદ ૯ | ૧૩૭) માગશર વદ ૮ |
| ૨૮૫) ફાગણ સુદ ૮ | ૩૦) મહા સુદ ૧૦ |
| ૩૮૪) શ્રાવણ સુદ ૧૩ | ૨૮૮) ચૈત્ર સુદ ૫ |
| | ૧૭૫) ભાદરવા વદ ૧૨ |

આ ખાતાનું વ્યાજ સંવત ૧૯૬૧ ના કાર્તિક સુદ ૨ સુધીનું કાઢો. વ્યાજ રાસ છ આના લેખે. અરધો દિવસ કાપવો. અધિક માસ ધ્યાનમાં લેવો.

## ૧૯૦૫

૧ આવરો, ખાતાવહી, સરવાયું, આંકડાવહી ને શર એટલે શું એ સમજાવો.

૨ હુંડી શિકરાયા વગર પાછી આવે તેનું જમાખર્ચ શી રીતે કરવું ?

૩ નીચેની રકમોનો ચૈત્ર માસનો રોજમેળ લખો:—

૧ સીલીક રૂપીઆ ૧૨૦૦

૫ સાંધી પ્રેમચંદ પીતાંબરને ત્યાંથી રૂ. ૫ ને ભાવે ૮૫ મણ ખાંડ લીધી, તેમાં ૬૦ મણ વેપારને માટે ને ૨૫ મણ ન્યાત જમાડવા માટે, તેને પેટે રૂ. ૩૨૫) રોકડા આપ્યા. સુદ ૫

૮ પટેલ ગીરધર ગોપાળની પાસે રૂ. ૪૦૦) મુદ્દલ તથા રૂ. ૫૦)

વ્યાજના મળી રૂ. ૪૫૦) નીકળ્યા તેમાં રૂ. ૨૦૦) ના બે બળદ, રૂ. ૧૫ ) નો એક ઘોડો અને રૂપીઆ ૧૦૦) ની એક ભેસ લઇ ખાતું માંડી વાળ્યું. સુદ ૧૨

૬ ચોકશી ખુશાલ ત્રીકમની દુકાનેથી ૧૨ આનાને ભાવે રૂ. ૭૧ ની ચાંદી તોલા ૧૦૦) એન મહાકોરના સાકળાં કરવાને માટે લીધી વદ ૪

૭ ત્રાંબાના વાપરવાનાં જુનાં ભાગેલાં વાસણ શેર ૧૭.। દર શેરે રૂ. ०॥ પ્રમાણે વેચ્યાં. વદ ૧૦

૪ નીચેના ખતાનું કાપી વ્યાજ સંવત ૧૯૬૦ ના આસો વદ ०)) સુંધીનુ કાઢી તેની તારીજ બનાવો. વ્યાજ શામ ૮ લેખે. આરો દિવસ કાનવો.

પટેલ આત્મારામ રણછોડદાસનું ખાતું.

| જ | ઉ |
|---|---|
| ૨૪૫) કારતક વદ ૮ | ૩૫૦) કારતક સુદ ૨ |
| ૧૭૫) ફાગણ સુદ ૫ | ૨૨૫) ચૈત્ર વદ ૯ |
| ૧૯૦) વૈશાખ વદ ૧૦ | ૨૦૦) જેઠ સુદ ૧૧ |
| ૭૫) જેઠ સુદ ૭ | ૧૦૦) શ્રાવણ વદ ૪ |

૧૯૦૬

૧ પાકું ખાતું, વટાવ, હુંડીઆગણ અને વ્યાજની વ્યાખ્યાઓ લખો

૨ રોજમેળ અને બેઠામેળનો તફાવત સમજાવો.

૩ નીચેની રકમોનો ફાગણ માસનો રોજમેળ લખોઃ—

અ સીલક રૂપીઆ ૧૦૦૦

બ શા. પીતાબર તાપીદાસને ત્યાંથી રૂ. ૬) ને ભાવે ૯૦ મણુ ગોળ લીધો. તેમાથી ૫૦ મણુ વેચવાને માટે અને ૪૦ મણુ વરો કરવાને માટે, તેને પેટે રૂ. ૩૨૦ રોકડા આપ્યા. સુદ ૫

ક પગી બહેચર રઘનાથ પાસે રૂ. ૫૦૦) મુદ્દલ તથા રૂ. ૭૦) વ્યાજના મળી રૂ ૫૭૦ નીકળ્યા. તેમાં રૂ. ૨૦૦) રોકડા, રૂ ૨૦૦) નો ઘોડો અને રૂ. ૧૭૦) ના બે બળદ લઇ ખાતું માંડી વાળ્યું. સુદ ૧૪

ડ શા. જમનાદાસ ગોપાળને રૂ. ૩૫૦ ની હુંડી સુરતના પરીખ આત્મારામ ભૂખણુંના ઉપર રૂ. ૯૯ ના ભાવથી આપી વદ ૭

ઇ બનાત વાર ૭૦ સટબંધ રૂ. ૪) ને ભાવે પરીખ પ્રેમાનંદ મનસુખને ત્યાં વૈતરા મારફત મોકલાવી. વૈતરાના બે આના પરભાર્યા તેમને ત્યાથી લેશે. તેમણે રૂ. ૩૫) વસુલ મોકલ્યા. વદ ૧૧

૪ નીચેના ખાતાનું કાપી વ્યાજ સંવત ૧૯૬૧ ના આસો વદ ૦)) સુધીનું કાઢી તેની તારીજ બનાવો. વ્યાજ રામ ૧૦ લેખે. અરધો દિવસ કાપવો.

## પટેલ ભુખણ ત્રીકમનું ખાતું.

| જ | ઉ |
|---|---|
| ૨૭૦) કારતક વદ ૧૦ | ૩૬૦) કારતક સુદ ૨ |
| ૧૮૫) ફાગણ સુદ ૮ | ૨૫૦) મહાવદ ૯ |
| ૧૭૫) વૈશાખ વદ ૪ | ૧૯૫) જેઠ સુદ ૧૨ |
| ૧૪૦) જેઠ સુદ ૧૧ | ૧૫૨) ભાદરવા વદ ૭ |

૧૯૦૭

૧. રોજમેળ બંધ કરવો, રોજમેળ બંધ રહેવો, ઉપર ટપકું, શ્રી પુરાંત બરતીકું, શાહજોગી હુંડી, ચઢાવો અને પરપેંઠ એ શબ્દોને ઉદાહરણ સહિત સમજાવો.

૬ નીચેની રકમોનો સવત ૧૯૬૦ ના ભાદરવા માસનો રોજમેળ લખો:—

अ શ્રી જણસે રૂ. ૬૬૩ાન

ब ચોકસી છોટાલાલ લલ્લુભાઇને રૂા. ૮ાા તથા રૂ. ૨૦ ના પૈસા ૬૫ લેખે આપ્યા સુદી ૪

क ચાર આનાનાં ૮ કવર મંગાવ્યા તેમાંથી બે વપરાયાં. સુદી ૧૪

ड રૂ. મણ ૨૪ દર પાા ના ભાવથી ઇસ્માનજી લુકમાનજીને રોકડેથી આપીને સાકર મણ ૧૬ાા ખરીદી તે વખારે લાવતાં ૦)ૹ ખરાજાત આવી.

इ રૂ. ૩૫૧) ની હુંડી દર ૦ાાૹ લેખે પરીખ કેશવલાલ ઇશ્વરલાલને ત્યાંથી રોકડેથી લખી મંગાવી. તેમણે મુંબાઇના શેઠ ત્રીભોવનદાસ લક્ષ્મીદાસ ઉપરની શાહજોગ મુદતવાર બોમની લખી મોકલી. આપણે ત્યાં આવ્યા પછી શા. તલકચંદ હેમચંદની માગણી થઇ. તેમને બે આના નફા ચઢાવી હુંડી આપી. એ વેપાર ઉધારે થયો.

૩ નીચેના ખાતાનું કાપતું વ્યાજ સંવત ૧૯૬૨ ના આસો વદ ૦)) સુધીનું કાઢી તેની તારીજ બનાવો. વ્યાજરામ ૮ લેખે. અરધો દિવસ કાપવો.

## દેશાઇ અંબાલાલ નાથજીનું ખાતું.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૨૫) | કાર્ત્તક સુદ ૧ | ૯૭ાા | પોષ વદ ૭ |
| ૭ાા | મહા વદ ૮ | ૮૫) | ફાગણ સુદ ૩ |
| ૨૧) | અસાડ સુદ ૧૩ | ૬૦) | જેઠ સુદ ૨ |

**૧૯૦૮**

૧ વેપારીના ચોપડા કયા કયા અને તે શા ઉપરથી તૈયાર કરવામાં આવે છે ?

૨ શાહજોગીહુંડી અને નામજોગીહુંડીનો તફાવત સમજાવો.

૩ નીચેની રકમો ઉપરથી સવત ૧૯૬૪ ના અસાડ માસનો રોજમેળ લખી સિલક કાઢો.

**ક** શ્રી પુરાંત જણુશે રૂપીઆ ૭૫૩ાાા

**ખ** સુદ ૫ ને દિવસે બરફી મણુ ૧૦ રૂ. ૧૧ાા ના ભાવની અમદાવાદવાળા આડતીઆ પટેલ મોતીલાલ કેશવલાલ ઉપર વેચવા મોકલી. તે ત્યાં દર રૂ. ૧૧ લેખે વેચાઇ તેથી રૂ; ૧૧૦ ઉપજ્યા પણ રેલવે ભાડુ રૂ. ૨ાા તેમણે આપેલું તથા સેંકડે ૧ ટકા પ્રમાણે દલાલીનો રૂ. ૧)ાાા થયો તે બાદ જતાં રૂ. ૧૦૬ાાાા આનાનું ભરતીઉ સુદ ૮ નું લખેલું આવ્યું.

**ગ** પાઘડી ૧ રૂ. ૨૫) ની શા. નેમચંદ નાનચંદને ઉધારે વેચી. સુદ ૧૦

**ઘ** શા. નેમચંદને સુદ ૧૦ ને દિવસે વેચેલી પાઘડી અનુકુળ ન આવવાથી પાછી આવી. વદ ૧

હુંડીઆમણુ સેંકડે ૨ આના લીધું.

૪ નીચેના ખાતાનું વ્યાજ સંવત ૧૯૬૩ ના આસો વદ ૦)) સુધીનુ કાઢી તારીજ બનાવો. વ્યાજ રામ આઠ લેખે.

| જ | ઉ |
|---|---|
| ૪૦૦) કારતક સુદ ૨ | ૩૦૦) પોષ વદ ૫ |
| ૪૨૫) શ્રાવણ વદ ૮ | ૭૫૦) ભાદરવા વદ ૨ |

## ૧૯૦૯

૧ હવાલો, મનીઓર્ડર, ભરતીઉં અને શાહજોગી હુંડી એ. ટલે શુ?

૨ રોકડમેળ અને આવરો એમાં તફાવત શું?

૩ અરધા દોકડાની તેરીખ અને આઠ આનાની તેરીખ એ બેઉનો અર્થ સમજાવો.

૪ નીચેની રકમોનો સંવત ૧૯૬૫ ના અષઢમાસનો મેળ લખોઃ—

अ શ્રી જણસે રૂ. ૧૫૩।

ब ઘાંચી પીતાંબરને ત્યાંથી રોકડેથી રૂ. ૭॥ ને ભાવે ૩॥ મણ તેલ લાવ્યા, તેમાંનું ૨॥ મણ ઘરમા ખાવાને લઈ જતાં બાકીનું દુકાનમાં વેપાર માટે રાખ્યું. સુદ ૪

क શા છગન તારાચંદ અને શા. મૂળચંદ તારાચંદ એ બે નામના ખાતાથી ગયા મહા સુદ ૧૪ ની મીતિના રૂ. ૨૦૦) લેણા હતા, તેના આજ સુધીના રૂપીઆ ૫) વ્યાજના ગણી રૂ. ૨૦૫) નું શા. છગન તારાચંદ એકલાના નામનું ખાતુ પડાવી લીધું. સુદ ૧૪

૬ રતલામના શા. મકુજી વેણીચંદ તરફથી રૂ. ૨૦૦) નો મની-ઓર્ડર મળ્યો ને તે સાથે પત્ર મળ્યો કે મણ ૩૦ થી ૩૫ સુધી તમાકુ મોકલો. વદ ૫

૬ પા. લલ્લુભાઇ ભુલજીને ત્યાંથી તમાકુ મણ ૩૪ દર રૂ. પાા ને ભાવે ઉધારે લાવી રેલવે મારફતે રતલામ સદર શા. મકુજી વેણીચંદને મોકલી તેની ખરાજાત રોકડેથી નીચે પ્રમાણે.વદ ૮

રૂ પાા ગાંસડી નંગ ૪ નુ બાધણુ કાથા સાથે.

રૂ. ૦;= સુતરી શેર ૧

રૂ. ાા ગાંસડી બંધામણ તથા શીલાઇની મજુરી.

રૂ. ાા‑ રેલવે સ્ટેશન સુધી ગાડા ભાડાના.

૫ નીચેના ખાતાનું કાપી વ્યાજ સવંત ૧૯૬૫ ના આસો વદ ૦)) સુધીનું કાઢી તેની તારીજ બનાવો. વ્યાજ શામ ૫ લેખે. અર્ધો દિવસ કાપવો.

**શા. જમનાદાસ કરમચંદનું ખાતું. સંવત ૧૯૬૫**

| જ | ઉ |
|---|---|
| ૧૮૦) માગશર સુદ ૧૧ | ૩૧૫) કાર્તક સુદ ૧ |
| ૧૫૦) પોસ વદ ૩ | ૧૫૦) આસો સુદ ૩ |
| ૧૨૦) બીજા શ્રાવણ સુદ ૮ | |

૧૯૧૦

૧ વ્યાજ ગણવામાં અર્ધા દિવસની કસર કાપવાનું કારણ શું ? ... ઓનો ઉપયોગ જણાવો.

૨ વ્યાજવહી અને સુડાડુ ...

૩ કાચું અને પાકું સરવાયું. ખાડુંતોગી અને જામજોગ

૪ નીચેની રકમોનો સંવત ૧૯૬૯ ના જેઠ માસનો મેળ લખોઃ—

अ શ્રી જણુસ રૂપીઆ ૧૦૩૫ા~

ब શુદિ ૭ ને દિવસે હુંડી ૧, રૂ. ૨૫૦) ની શાખ્યા પરી. જમનાદાસ હરગોવનને રતલામના શા. ત્રીકમજી વીરજી ઉપર ઉધારે લખી આપી. હુંડીઆમણુ સેંકડે અઢી આના પ્રમાણે લેવાનો ઠરાવ છે.

क શુદ ૧૧. રૂ. ૨૦) ના ૬૩ લેખે પૈસા ષા. ઓતમ ગીરધરને ઉધારે આપ્યા.

ड શુદ ૧૫. મુલ્લાં સરીફુદીન તૈયબજીની દુકાનેથી ૩૨ મણુ સાકર રૂ. ૭ાા~ ના ભાવથી લાવ્યા, તેમાંથી ૧૨ મણુ વરા માટે ઘર આગળ લઇ જતાં બાકીની દુકાન ખાતે રાખી, તેને પેટે મુલ્લાંજીને રૂ. ૯૦) રોકડા આપ્યા. સાકર લાવતાં દર મણે સાડાચાર પાઇ મજુરી ખર્ચ થયો છે.

इ વદી ૫. પોસ્ટ હાફીસ સેવીંગ બેંક ખાતે તા. ૧ લી જાનેવારીના રૂ. ૨૦૦) લેહેણા હતા તેના વ્યાજના તા. ૩૧ મી માર્ચ સુધી ત્રણુ માસના રૂ. ૧-૮- પાસબુકમાં ઉમેરાવ્યા.

૫ નીચેના ખાતાનુ કાપી વ્યાજ સંવત ૧૯૬૫ ના આસો વદ ૦)) સુધીનું કાઢી તેની તારીજ બનાવો. વ્યાજ રામ ૬ લેખે. અરધા દિવસની કસર કાપવી.

વોહોરા અલીભાઈ દાદાભાઇનું ખાતું. સંવત ૧૯૬૫.

| જ | ઉ |
|---|---|
| ૪૧૫) ફાગણુ વદ ૮ | ૧૫૫) કાર્તક સુદ ૧ |
| ૪૦) આસો સુદ ૧૦ | ૩૩૨) જેઠ વદ ૬ |
| | ૬૮) ભાદરવા વદ ૦) |

## ૧૯૧૧

૧ હૂંડીના મુખ્ય પ્રકાર તથા તેમનો ઉપયોગ લખો.

૨ આવરામાંની કઇ કઇ રકમો ખતવવામાં આવતી નથી?

૩ ખર્ચ ખાતે જમા ક્યારે લખાય?

૪ નીચેની રકમોનો સંવત ૧૯૬૬ ના કારતક માસનો મેળ લખો:—

અ રૂપીઆ ૧૨૪પા≈ સિલિકમાં છે.

બ ઘઉં મણ ૫૦ દર રૂ. ૨ા ને ભાવે શા. નેમચંદ લલ્લુભાઇને ત્યાંથી લીધા, તેમાં માલને પેટે રૂ. ૭૫) રોકડા આપ્યા, તથા ઘઊં વખારમાં નાંખવાની મજુરી રૂ. ૨) થઈ. વદ ૮

ક ઘરમા ખાવા માટે રૂ. ૫) નું ઘી લાવ્યા, તથા રૂ. ૩) હજામને વરસુંદના આપ્યા. વદી ૦))

ડ પટેલ બહેચર મોહનને સંવત ૧૯૬૪ ના કારતક સુદી ૧૫ ને રોજ રૂ. ૨૫૦) આઠ આનાની તેરીખે ધીરેલા, તે પેટે તેણે રૂ ૧૦૦) નો બળદ નંગ ૧, ડાંગર મણ ૨૦) દર રૂ. ૧ાા ને ભાવે તથા રૂ. ૧૩૫) રોકડા આપ્યા, તથા બાકીના રૂપીઆ છૂટ મુકી ખાતું માંડી વાળ્યું. સુદી ૧૫

ઇ પગી નાથા રણછોડને ગોળ મણ પ૨ાાા કાચો ૪૮ તોલ, પાકા મણની કીંમત રૂ. ૩ાા લેખે ઉધાર આપ્યો. વદી ૪

ફ ઉપરના ગોળમાંથી પાકો મણ ૨ાા વધવાથી પગી નાથા રણછોડ પાછો આપી ગયા. વદી ૧૦

૫ નીચેના ખાતાનું કાપી વ્યાજ સંવત ૧૯૬૬ ના કારતક સુદી ૫ સુધીનું કાઢી લેની તારીજ બનાવો. વ્યાજ રામ ૧૦ લેખે. અરધો દિવસ કાપવો.

પરી. જમનાદાસ ભગવાનનું ખાતું. સંવત ૧૯૬૫

| જ | ઉ |
|---|---|
| ૧૦૦) મહા વદી ૪ | ૨૫૦) કારતક સુદી ૪ |
| ૫૦) પહેલા ચૈત્ર વદી ૮ | ૧૦૦) ફાગણુ વદી ૯ |
| ૬૨૫) ભાદરવા વદી ૦)) | |

૧૯૧૨

૧ દેશાઇ અનંતરાય લક્ષ્મીરાયને ત્યાં પગી અમથા બાપુજી ની વતી રૂ. ૫) કબુલ્યા, એ રકમનુ જમા ખરચ કેવી રીતે ચોપડામા લખશો ?

૨ નીચેની રકમોનો સંવત ૧૯૬૮ ના અધિક અષાડ માસનો મેળ લખોઃ—

अ રૂ ૨૯૬૭ાાત્ર ગયા માસની આખરે ઘરમા હતા.

ब ઘી મણ ૧૩૨ દર મણુના રૂ. ૨૪ાા લેખે શા કેશરીચંદ માણુભાઇ પાસેથી લીધુ, તેમા રૂ. ૧૫૨૫ માલને પેટે રોકડા આપ્યા, અને બાકીના દેશાઇ વસતરાય ગુલાબરાયને કબુલાવ્યા. સુદ ૫.

क પગી નાથા બેચર પાસે રૂ. ૨૦૦) લેણા હતા, તેનો બે વર્ષનો હિસાબ કર્યો તો રૂ ૨૪) બ્યાજના નીકળ્યા. બ્યાજ રોકડું લીધુ, અને મુદ્દલ પેટે રૂ ૧૫૦) ની કબુલાત પરી રણુછોડ ઝવેરદાસની માસ ૧ ની લઈ ખાતું માંડી વાળ્યું. સુદી ૧૫.

ड ઘાચી મુસા નાથાને ઘી મણુ ૨ાા દર રૂ. ૨૨ાાત્ર ના ભાવે વેચ્યુ ને પેટે તેણે તેલ મણુ ૬ાા દર રૂ ૭ાા ને ભાવે આપ્યુ, તથા બાકીના રૂપીઆ રોકડા આપ્યા.

૩ નીચેના ખાતાનું બ્યાજ સવત ૧૯૬૭ ના આસો વદ

૦)) સુધી ગણી તારીજ બનાવો. વ્યાજ રામ ૧૦ લેખે. અડધો દિવસ કાપવો.

શા. હરીભાઇ ગોપાળજીનું ખાતું.

| જ | ઉ |
|---|---|
| ૧૦૦) ફાગણ વદ ૫ | ૧૭૫) માગસર સુદ ૮ |
| ૭૫) જેઠ સુદ ૧૨ | ૫૦) ફાગણ વદ ૩ |
| ૧૫૦) અમાડ વદ ૪ | ૧૧૫) શ્રાવણ સુદ ૧ |

## પ્રાવેશિક પરીક્ષા.

### ૧૯૦૫

૧ જેઠ માસનો મેળ. સિલિક રૂ. ૩૫૨ાા

अ સુદ ૫ ને વાર શુક્ર. રૂ. ૧૫૦૦) ની ચાર ટકાની લોન શા. હરજીવન ચુનીલાલને દર રૂ. ૯૯ા~ લેખે રોકડેથી આપી. તેમાં દલાલી સેંકડે ૦)~ા વેચતાં બેઠી.

ब સુદ ૧૩ વાર શની. રાજકોટના આડતીઆ શા. મગનલાલ કેવળચંદ પર ઘી મણ ૪ાા દર રૂ. ૧૭ાા લેખે લઇને પગી હરખા વેલા સાથે વેચવા મોકલ્યું. તે ત્યાંના દર રૂ. ૧૮ ને ભાવે વેચાયુ. તેમાથી તેણે રૂ. ૧ાા રાજકોટથી વાંકાનેરના ભાડાનો કાપ્યો, તથા દલાલી સેંકડે ૧ ટકા લેખે ગણતાં જે થઇ તે કાપી બાકીના રૂપીઆનુ ભરતીઉં મોકલ્યું. તે વદ ૩ ને શુક્રવારે આવ્યું.

क વદ ૭ વાર શોમ. પગી હરખા વેલાના ખાતાનો હિસાબ કર્યો તો તેની પાસે વ્યાજના રૂ. ૭ા~ા મળી કુલ રૂપીઆ ૮૨ા~ા લેણા નીકળ્યા. તે પેટે તેણે ઘરમાં ખાવા માટે ઘઉં

મણ ૩૦) દર રૂ. ૧॥ લેખે આપ્યા. રૂ. ૧૪) નો બળદ અને રૂ. ૬) ની એક વાછરડી આપી. રૂ. ૧૬ નવે ખાતે બાકી મૂક્યા ને બાકીની છૂટ મૂકી. બળદ તથા વાછરડી રૂ. ૧૮) માટે રોકડેથી વેચી દીધી.

૬ વદ ૧૦ વાર ગુરૂ. આપણા લખવાથી સુરતના શેઠ નેમચંદ નાનચંદે લખેલી રૂ. ૫૦૦) ની હુંડી તરત મુદતની, લખી વદ ૮ ને વાર મંગળની લઈ શા. હરીલાલ નથુભાઇ રાખ્યા-વાળા આવ્યાથી તેનાં નાણાં રોકડા આપ્યાં. એ હુંડી શેઠ નેમચંદ નાનચંદે દર રૂ. ૯૯ા≈ લેખે લખી આપી હતી.

૨ કબાલાવહી, નોંધ, અવલ સરવાયું, વિગતખાતું, સુડીઉં, હવાલો એ શબ્દો પુરેપુરા સમજાવો.

૩ નીચેની રકમોનું સંવત ૧૯૫૯ ની સાલનું આસો વદ ૦)) સુધીનું વ્યાજ કાઢી તારીજ તૈયાર કરો. અરધો દિવસ કાપવો તેરીખ આના ૮

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૩૫) | મહા સુદ ૯ | ૫૬) | માગશર વદ ૫ |
| ૨૮૧) | વૈશાખ વદ ૬ | ૧૯૬) | ફાગણ વદ ૧૩ |
| ૬૭) | અસાડ સુદ ૧૧ | ૧૦૧) | ચૈત્ર સુદ ૧૫ |

૧૯૦૬

૧ બેઠી ખાતાવહી, આવરો અને આખર સરવૈયું તૈયાર કરવાની રીત લખો. લેણદેણ રહેલી એવાં ત્રણ ખાતાં લઇને તેવું આખર સરવૈયામાં જમાખર્ચ કરી આપો.

૨ નીચેની રકમોનું સંવત ૧૯૬૨ ના શ્રાવણ સુદ ૫ ના રોજમેળમાં નામું લખો.

૧ સિલિક રૂપીઆ ૯૫૨ાાા

૨ શા. પાનાચંદ ઝવેરની દુકાનેથી ૨૪ મણ ઘઉં ઘરમાં વાપરવા, તથા ૮૦ મણ ઘઉં દર રૂ. ૨ાા ના ભાવથી લાવ્યા અને તે પેટે રૂ. ૨૦૦) આપ્યા, ઉપરનું નામું લખ્યા પછી બધા ઘઉં શા. નાથા પુંજાને દર મણે ૨ પૈસા દલાલીના આપી રૂ. ૨ાાા ના ભાવથી રોકડે પૈસે વેચી માર્યા.

૩ સંવત ૧૯૬૧ ના શ્રાવણ સુદ ૫ મે ગીરધર નથુને રૂ. ૮૦૦) બાર આના વ્યાજે ધીરી તેનું ઘર કબજાસાન લીધેલું અને તેનું આજ સુધી દર મહીને રૂ. ૨ાા ભાડું ઉપજ્યું તે આપણે લીધું. આજે તેણે તે ઘર આપણને રૂ. ૧૦૦૧) માટે વેચાણ કરી આપ્યું અને રૂપીઆ ૧૧૫) રોકડા લઇ વધઘટ માંડી વાળી.

૩ નીચેનું વ્યાજ દસ આના લેખે કાઢી તારીજ માંડો:—
( અરધો દહાડો કાપવો. હિસાબ આસો વદ ૦)) સુધી. )

સંવત ૧૯૬૦

| જ | ઉ |
|---|---|
| ૨૫૦) કાર્તિક સુદ ૮ | ૧૫૮૦) ફાગણ સુદ ૧૨ |
| ૩૨૧૬) મહા વદ ૧ | ૨૭૨૫) જેઠ વદ ૧૩ |
| ૮૨૫) શ્રાવણ સુદ ૧ | |

૧૯૦૭

૧ કાચાં ખાતાં, અચડ રકમ, અસલ સરવૈયું એ વિષે જાણતા હો તે લખો. આખર સરવૈયું તૈયાર કરવાની રીત લખો.

૨ નીચેની રકમોનું સંવત ૧૯૬૩ ના આસો વદ ૮ ના મેળમાં નામું લખો:—

अ સિલિક રૂ. ૭૫૩॥=॥

ब મુંબઈના આડતીઆ હરિવલ્લભ નાથાલાલે મલમલના તાકા નંગ ૧૨૫) દર રૂ. ૫॥= ના ભાવે લઇ મોકલ્યા. ખરાજાતના રૂ. ૬) તેમણે આપ્યા. ગાંસડી આવેથી તપાસતાં ૬ તાકા ઓછા માલમ પડ્યા. બીજે દિવસ સેકડે ૨ ટકા નફો લઈ આખી ગાંસડી કેવળદાસ હીરાલાલને રોકડેથી વેચીનાંખી.

क ખેતર એક નાથા હરિનુ રૂ. ૭૫૨ માં કબજાસાન હતું, તેની આ સાલની ઉપજ રૂ. ૪૫) લીધી, અને બાજા રૂપીઆ ૭૫ આપી તે અઘાટ કરાવી લીધુ.

ड હુંડી નંગ ૧ રૂ. ૩૫ ) ની દર ૯૯॥ ને ભાવે રોકડેથી કેવળદાસ ત્રિભોવનની લખી મુંબઇના પરીખ વખતચંદ નેમચંદ ઉપરની શાહજોગી લઇ બુકસેલર મહાદેવ આત્મારામને બીડી.

૩ નીચેની રકમોનુ ૯ આના લેખે આસો વદ ૦)) સુધીનું વ્યાજ કાઢો. અરધો દિવસ કાપવો.

સંવત ૧૯૬૩

| જ | ઉ |
|---|---|
| ૩૫ ) કારતક વદ ૯ | ૯૩૦) ફાગણ વદ ૦)) |
| ૨૬૦) વૈશાખ સુદ ૧૩ | ૭૫૫) શ્રાવણ સુદ ૧૪ |
| ૬૯૦) અસાડ વદ ૫ | |

૧૯૦૮

૧ અચડમેળ અને આખર સરવૈયું એ બેમાં તફાવત શુ છે ? ત્રણ આસામીનાં ખાતા રોકડમેળમા તેમજ તેજ ત્રણ આસામીના ખાતાં નોધમા લઇ તે પરથી આંકડાવહી તૈયાર કરો.

૨ નીચેની રકમનું નામું ભાદરવા માસના મેળમાં લખો સિલિક રૂ. ૮૫૦ાા

જળગામના આડતીઆ હરિલાલ કેશવલાલનો કાગળ આવ્યો કે તેણે આપણી વતી રૂ. મણ ૨૨૫) દર રૂપીઆ ૯ાા લેખે રાખ્યું છે, તેથી રૂ ૧૫૦૦) ની હુંડી શા. માણેકલાલ મોતીલાલ પાસે તે ગામના પરીખ ગીરધરલાલ અમરતલાલ ઉપરની લખાવી તે આડતીઆને બીડી. હુંડીનો ભાવ ૯ાા રૂપીઆ હતો.

૩ નીચેની રકમોનું સંવત ૧૯૬૪ ના આસો વદ ૦)) સુધીનું કાપી વ્યાજ કાઢો અરધો દિવસ કાઢવો. વ્યાજ રામ ૦ાા~

| જ | ઉ |
|---|---|
| ૩૨૦) મહા વદ ૫ | ૨૨૦) માગસર સુદ ૨ |
| ૮૦) શ્રાવણ સુદ ૧૩ | ૭ ) આસો વદ ૧ |

## ૧૯૦૯

૧ વર્ષ આખરે વધતા ઓછા જમા ઉધારના સરવાળાવાળાં ત્રણ કાચાં ખાતાં માંડી વાળી તેનો અચડમેળ કરો.

૨ નીચેની રકમોનું સંવત ૧૯૬૫ ના ભાદરવા સુદ ૧ ના મેળમાં નામું લખોઃ—

સિલિક રૂપીઆ ૫૦૯ાા~ાા

અ પરી છગનલાલ કેશવજીને ગઇ સાલ ચૈત્ર વદ ૧૨ ને દિવસે આઠ આનાની તેરીખે રૂ. ૫૫૦) આપ્યા હતા, તે પેટે તેણે રૂ. ૩૩૦) દિવાળીને દિવસે આપ્યા હતા. આજરોજ તે પોતાના ખાતાનો હિસાબ કરી બધી રકમ ચુકતી આપી ગયા.

બ રાજનગર જીનીંગનો એક શેર હતો તેના રૂ. ૬૦) વ્યાજના

આવ્યા, તે લઇ તે શેર રૂ. ૧૧૩૪) રોકડેથી વેચી તેનાં નાણાંની હુંડી સરભર ભાવે અહીંના ગ.ધી નારણલાલ હરીલાલ પાસે મુંબઇના શેઠ ચતુર્ભુજ મોરારજી ઉપરની લખાવી આપણા આડતીઆ જેઠાલાલ પ્રેમાનંદને બીડી.

**क** ઘરમાંથી પીત્તળનાં જુનાં વાસણ મણ ૪॥ દર રૂ. ૧૨॥ લેખે કંસારા પ્રેમજી નથુને આપ્યાં અને તેની મારફત તાંબાનો મોટો નળો મણ ૦॥-૨ શેરનો રૂ. ૨૫) લેખે કંસારા ગીરધર કેશવજીને ત્યાંથી લીધો. દલાલી દર રૂપીએ અડધો આનો ગણી હિસાબ ચુકતો કર્યો.

## ૧૯૧૦

૧ સરવાયું એટલે શું? તે કેટલી જાતનું છે? તે ક્યારે કાઢવામાં આવે છે અને કયા ચોપડા ઉપરથી તૈયાર થાય છે?

૨ નીચેની રકમો ઉપરથી સંવત ૧૯૬૬ ના ભાદરવા માસનો મેળ લખી સિલ્લક કાઢો:—

શ્રી જણમે રૂ ૧૦૦ ૩॥ ૧॥

**अ** પેંઠની પાઘડીઓ ૫૦ દરેક રૂ. ૧૨ ની હતી, તે દર નગે રૂ. ૦। નફાનો ખાઇ સટબંધ પરીખ વખતચંદ અમૃતલાલને રોકડેથી આપી સુદ ૧૦

**ब** શાહ મનસુખ વેણીરામને રૂ ૨૦૦) માંથી હુંડી લેવી છે. ટકા લેખે હુંડીઆમણ કાપી મુંબઇના પરીખ પુંજાભાઇ લાલદાસ ઉપરની તુર્ત મુદતની હુંડી લખી આપી (વેપાર ઉધારે) સુદ ૧૫. પાકી વદ ૧

**क** સાકર મણ ૩ દર રૂ. ૮) ના ભાવે પટેલ કાશીભાઇ અજુભાઇ લેઈ ગયા, તે પેટે રૂ. ૧૦) રોકડા ને રૂ. ૩) નું બી

શેર ૬ા આપી ગયા તથા બાકીની રકમ બાબત ચોકસી ઇશ્વર લક્ષ્મીદાસને ત્યાં હવાલો આપ્યો. વદ ૧૨

૩. નીચેના ખાતાનું કાપી વ્યાજ સંવત ૧૯૬૪ ના આસો વદ ૦)) સુધી કાઢી તારીજ બનાવો. વ્યાજ રામ ૮ લેખે. અરધો દિવસ કાપવો.

શા. પાનાચંદ વેણીરામનું ખાતું. સંવત ૧૯૬૪

| જ | ઉ |
|---|---|
| ૨૩૦) પોસ વદ ૧૨ | ૫૦૦) કાર્તિક સુદ ૧૦ |
| ૩૫૦) વૈશાખ સુદ ૪ | ૨૯૦) ફાગણ વદ ૦)) |

**૧૯૧૧**

૧ આંકડાવહી અને ખાતાવહીનો મુકાબલો કરો.

પરી. કેશવલાલ રણછોડને ઘાંચી મોતીલાલ જેચંદની દુકાનેથી બારોટ જીભાઇ દામોદરે તેલ મણ ૪ા ૩ાા દર રૂ. ૧૦ાા ના ભાવથી ઉધારે અપાવ્યું. તેનું નામું પરી. કેશવલાલ રણછોડના તથા ઘાંચી મોતીલાલ જેચંદના ચોપડામાં શી રીતે લમાય તે લખી બતાવો.

૨ પટેલ વેણીભાઇ શંભુદાસને રૂ ૪૦૦) સંવત ૧૯૬૫ ના વૈશાખ સુદ ૮ ના રોજ છ આનાની તેરીખે વ્યાજે આપ્યા. પટેલે સંવત ૧૯૬૬ ના તથા સંવત ૧૯૬૭ ના મહા સુદ ૫ ના રોજ રૂ. ૧૫૦—૧૫૦ જમા કરાવ્યા; ત્યારે દીવાળી બાકી કાપી વ્યાજ ગણતાં સંવત ૧૯૬૭ ના આસો વદ ૦)) ના રોજ પટેલની પાસે બાકી શું લેણું ની··ળશે ? અધિક માસ ગણવો અરધો દિવસ કાપવો.

૧ નીચેની રકમ

૮ નો મેળ લખી સિલ

શ્રી સિલિકે રૂપીઆ ૨૦૦૪ાાા

અ સંવત ૧૯૬૭ ના ભાદરવા વદ ૮ મે લક્ષ્મણ સુંદરજીને રૂ. ૧૦૫૦) ૧૨ આના વ્યાજે ધીરી તેનું ઘર કબજાસાન લીધે- લુ, તેનુ આજ દિન સુધી દર મહીને રૂ ૪ાા ભાડું ઉપજ્યું તે આપણે લીધુ. આજે તેણે તે ઘર આપણને રૂ. ૨૦૨૫) માટે વેચાણ કરી આપ્યુ. તેને રૂ. ૮૫૬)= રોકડા આપી વધઘટ માંડી વાળી.

વ શા. નારણદાસ ખુશાલદાસની દુકાનેથી ઘોરીભાઇ શંભુદાસની વતી જીવરામ બહેચરને રૂ. ૮૦૦) અપાવ્યા

૨. વ્યાજ ગણવામાં અરધા દિવસની કસર કાપવાનું કારણશું? પટેલ જીભાઇ મગનલાલને રૂ. ૨૦૦ સવત ૧૯૬૭ ના ફાગણ સુદ ૮ ને રોજ આઠ આનાની તેરીખે વ્યાજે આપ્યા પટેલે ૧૯૬૭ના તથા ૧૯૬૮ ના શ્રાવણ સુદ ૮ ને રોજ રૂ. ૫૦-૫૦જમા કરાવ્યા, ત્યારે દીવાળી બાકી કાપી વ્યાજ ગણતાં સવત ૧૯૬૮ ના આસો વદ ૧૦ ને રોજ પટેલની પાસે બાકી શુ લેણું નીકળ- શે ? અરધો દિવસ કાપવો. અધિક માસ ગણવો

## સવાલના જવાબો.

### થર્ડ ગ્રેડ પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ પરીક્ષા.

### ૧૯૦૧

૧ રોકડમેળ તથા નોધ ઉપરથી એકદર નામું કરવાનો ચોપડો તેનુ નામ શ્પાવરો.

આવરા ઉપરથી ખાતાવાર રકમો ખતવવાના ચોપડાને ખા તાવહી કહે છે

જે રકમના અવેજમાં સિલક વધતી ઓછી થતી નથી તથાપિ તે રકમવડે લેવડ દેવડ જુદે જુદે ખાતે થઇ શકે છે તેને **જમાખર્ચી રકમ** કહે છે.

સાલ આખરે દેવું લેણું કેટકેટલુ કોની કોની પાસે છે, તે જાણવા માટે જે તારીજ કરવામાં આવે છે તેને **સરવાયું** કહે છે.

રોકડમેળ તથા નોંધમાં જમા ખર્ચ થએલી રકમો જે ચોપડામાં ખાતાવાર ખતવાય છે તેને **આકડાવહી** કહે છે.

૨ બાકી દેવા રૂ. ૫૨૨) વ્યાજ રૂપીઆ. ૧૦।।-૧૫।-૧

૩ સંવત ૧૯૫૬ ના વૈશાખ માસનો મેળઃ—

| જ | ઉ |
|---|---|
| ૭૯૯) શ્રી પરાંત જણસે. | ૧૩૮।= શ્રી ખર્ચ ખાતે ઉ. સુદ ૨ |
| ૮૪।।। ગાંધી મુળજી મથુરને ખાતે જમા. સુદ ૨ ૮૪।।। સોપારી મણ ૧૪। ૭। શેર દર રૂ. ૫।।।= લેખે લીધી તે શ્રી ખર્ચ ખાતે ઉધારીને. | ૮૪।।। સોપારી મણ ૧૪। ૭ શેર દર રૂ. ૫।।।= લેખે લીધી તે ગાંધી મુળજી મથુરને ખાતે જમા કરીને. |
| ખા. પા. | ૫૩।।= ગોળ મણ ૧૨ દર રૂ. ૪।=।। લેખે લીધો તે પ્રેમજી જીવરામને ખાતે જમા કરીને. |
| ૫૩।।= પ્રેમજી જીવરામને ખાતે જમા સુદ ૨ | ૧૩૮।= |
| ૫૩।।= ગોળ મણ ૧૨ દર ૪।=।। લેખે લીધો તે શ્રી | ખા. પા. |
| | ૧૧૯।।=।। કોળી છગન ભાણાને |

ખર્ચ ખાતે ઉધારીને.

ખા. પા.

૧૧૯ાાાા શ્રી વકરા ખાતે જમા સુદ ૧૨

૧૧૯ાાાા ઘી મણુ પા દર રૂ. ૨૧ાાા~ લેખે આપ્યું તે કોળી છગન ભાણાને ખાતે ઉધાર.

ખા. પા.

૧૧૯ાાાા કોળીછગન ભાણાને ખાતે જમા. સુદ ૧૨

૨૫) રોકડા

૪૦) બળદ ૧

૫૪ાાાા ઠકર રાઘવજી હરિભાઇને કબુલાવ્યા તે તેમને ખાતે ઉધારીને.

૧૧૯ાાાા

ખા. પા.

૫૦૦) શ્રી મુંબઇના પરીખ વરજદાસ માધવદાસને ખાતે જમા. વદ ૫

ખાતે ઉધાર. સુદ ૧૨

૧૧૯ાાાા ઘી મણુ પા દર રૂ. ૨૧ાાા~ લેખે લીધુ તે શ્રી વકરા ખાતે જમા કરીને

ખા. પા.

૪૦) શ્રી ઢોર ખાતે ઉધાર. સુદ ૧૨

૪૦) બળદ ૧ કોળી છગન ભાણાને ખાતે જમા કરીને.

ખા. પા.

૫૪ાાાા ઠકર રાઘવજી હરીભાઇને ખાતે ઉધાર. સુદ ૧૨

૫૪ાાાા કોળી છગન ભાણાએ કબુલાવ્યા તે તેમને ખાતે જમા કરીને.

ખા. પા.

૫૦૦) ની તમારા ઉપરની
લખી અત્રેથી અમારી
શા. પ્રાણશંકર મહાશંકરને
શાહજોગી તરત મુદ-
તની લખી આપી તેના.

ખા. પા.

૫૩૫) શા. મોતીરામ જમના-
દાસને ખાતે જમા વદ ૮
૧૨૬૦) ઘી મણ ૫૬ દર
રૂ. ૨૨॥ લેખે લીધું તેના
૭———
૭૨૫) રોકડા આપ્યા તે.

ખા. પા.

૨૨૧૨॥~

ઉધાર. વદ ૫
૨॥ા॥ હુંડી નગ ૧ રૂ.
૫૦૦) ની મુંબઇની, દર
રૂ. ૯૯॥ા ની શા. પ્રા-
ણશંકર મહાશંકરને આ-
પી તેના

ખા પા.

૧૧૨૫) શ્રી ખરીદ ખાતે ઉધાર.
વદ ૮
૧૧૨૫) ઘી મણ ૫૦ દર
રૂ. ૨૨॥ લેખે મોતીરામ
જમનાદાસનું લીધું તે તેમને
ખાતે જમા કરીને.

ખા. પા.

૧૩૫) શ્રી ખર્ચ ખાતે ઉધાર.
વદ ૮
૧૩૫) ઘી મણ ૬ દર રૂ.
૨૨॥ લેખે મોતીરામ જ-
મનાદાસનું લીધું તે તેમને
ખાતે જમા કરીને.

ખા. પા.

૧૬૧૬॥ ૦॥

૫૯૬) ૦॥ શ્રી જણસ.

૫૫૬) નગદ રોકડા મું·
ગરા.
૦) ૦ાા છુટા પૈસા.

૨૨૧૨ા~

૧૯૦૨

૧ સાહુકાર પાસેથી કરજે રૂપીઆ લેતી વખતે તેમાંથી ક· રજે કાઢનારની સાહુકારી પ્રમાણે સેંકડે અમુક ટકા કાપી લે છે. તેને **મંડામણી** અથવા **કોથળી છોડામણના** રૂપીઆ કહે છે.

જે કોઈ સાહુકાર બીજા માણસને બીજે ઠેકાણે પૈસા આપવા માટે પોતાના આડતીઆપર જે પત્ર આપે છે તેને **હુંડી** કહે છે.

આડતીઆ પરદેશમાં એક બીજાને માલ વેચી આપે છે; અગર લઇ આપે છે; તેપર સેંકડે અમુક ટકા લે છે તેને **આડત** કહે છે.

૨ (अ) જે દિવસે રોજમેળમાં એક પણ રકમ જમા ઉ· ધાર થઈ ન હોય ત્યારે રોજમેળ બંધ રહ્યો કહેવાય છે અને રાત્રે જ્યારે લેવડદેવડ બંધ થાય ત્યારે રોજમેળમાં નામું લખી સિલક કાઢે તેને રોજમેળ બંધ કર્યો કહે છે.

(ब) ખરીદખાતે ખર્ચેલાં નાણાં પાછાં મળવાનાં છે પણ ખર્ચ ખાતે ખર્ચેલાં નાણાં પાછાં મળવાનાં નથી.

(क) ઉબળેક રકમ એ ઉછીની આપેલી રકમ છે અને ઉપર ટપકે રકમ એ થોડા વખતને માટે ઉછીની આપેલી રકમ છે. ઉબળેક રકમ રોજમેળમાં લઇ જનારને નામે લખાય છે, પણ ઉપર ટપકે આપેલી રકમ લઇ જનારને નામે નહિ લખતાં સિલકના પે· ટામાં જણાવવામાં આવે છે.

૩. બાકી લેણા રૂ. ૫૦) વ્યાજના રૂ. ૧૫।।-૨૪।।-૨

૪. સંવત ૧૯૫૭ ના અસાડ માસનો મેળઃ—

જ

૪૨૪) શ્રી પુરાંત જણસે.

૩૪) મોદી સાકળચંદ પાનાચંદ ને ખાતે જમા. સુદ ૮

૨૪) ઘી મણ ૨ દર રૂ. ૧૨ લેખે.

૧૦) ગોળ મણ ૨ દર રૂ. ૫) લેખે લીધો તે શ્રી ખર્ચ ખાતે ઉધારીને.

ખા. પા.

૭૫) પટેલ મનોર પુંજાને ખાતે જમા. સુદ ૧૨

૩૪) તમોએ અમારીવતી મોદી સાકળચદ પાનાચંદને આપ્યા તે.

૪૧) શા. વીરચંદ ફુલચંદ ને ખાતે ઉધારીને.

૭૫)

ખા. પા

૧) શ્રી હુંડીઆમણ ખાતે જ-

ઉ

૭૫) પટેલ મનોર પુજાને ખાતે ઉધાર. સુદ ૨

૭૫) રોકડા હા. પોતે.

ખા. પા.

૩૪) શ્રી ખર્ચખાતે ઉધાર. સુદ ૮

૨૪) ઘી મણ ૨ દર રૂ. ૧૨) લેખે.

૧૦) ગોળ મણ ૨ દર ૫ લેખે લીધો તે મોદી સાંકળચદપનાચદને ખાતે જમા કરીને.

ખા. પા.

૩૪) મોદી સાંકળચદ પાનાચદને ખાતે ઉધાર. સુદ ૧૨

૩૪) તમોને પટેલ મનોર પુજા પાસે અપાવ્યા તે તેમને ખાતે જમા કરીને.

ખા. પા.

૪૧) શા. વીરચદ ફુલચંદને ખાતે ઉધાર સુદ ૧૨

જમા. વદ ૫
૧) હુંડી રૂ. ૨૦૦) ની
દર રૂ. ૯૯ાા લેખે મુંબઇ-
ની શા. હીરાચંદ જમના-
દાસને ત્યાંથી લઇ મુંબઇ-
ઠકર હરગોવિંદ પરભુદા-
સને ત્યા ખીડી તેના.

ખા. પા.

૫૩૫)

૪૧) પટેલ મનોર પુંજાએ
કબુલાવ્યા તે તેમને ખાતે
જમા કરીને.

ખા. પા.

૨૦૦) શ્રી મુંબઇના ઠકર હર-
ગોવિંદ પરભુદાસને ખાતે
ઉધાર. વદ ૫
૨૦૦) હુંડી નંગ ૧ લખી
અત્રેથી શા હીરાચંદ જ-
મનાદાસની મુંબઇના પ-
રીખ દામોદર જેઠા ઉપર-
ની, શાહજોગી, તુરત મુદ-
તની લઇ મોતી લેવા માટે
તમારા ઉપર ખીડી તેના.

ખા. પા.

૦) ૦ા શ્રી વટાવ ખાતે ઉ-
ધાર. વદ ૧૨
૦) ૦ા રૂ. ૧) ના પૈસા
લીધા તેના વટાવના

ખા. પા.

૩૮૪) ૦ા

૧૫૦ાાા શ્રી જણસે.

૧૫૦) નગદ રોકડા મુબ-
ગરા.
૦।।૭।।। છુટા પૈસા.

૫૩૫)

## ૧૯૦૩

૧. શાહજોગી અને નામજોગી હુંડીનાં નાણું આપતી વખતે ખોળાધર લેવાનો ચાલ છે; પણ ધણીજોગી હુંડીનાં નાણું આપતી વખતે ખોળાધર લેવાનો ચાલ નથી. શાહજોગી ને નામજોગી હુંડીનું જોખમ નાણું આપનારને માથે છે પણ ધણીજોગી હુંડીનું જોખમ હુંડી લખનારને માથે છે શાહજોગી હુંડી વેચી શકાય છે, એટલે તેના પૈસા ગમે તેને મળી શકે છે; પરંતુ નામજોગી હુંડીનાં નાણું જેને આપવા લખેલું હોય તેનેજ મળે છે અને ધણીજોગી હુંડીનાં નાણું જે ધણીએ પૈસા આપી લીધી હોય તેનેજ મળે છે.

૨. પાકું નામું આવરામાં લખાય છે, તે રોકડમેળ અને નોંધ ઉપરથી તૈયાર કરવામાં આવે છે.

૩. બાકી લેણા રૂપીઆ ૧૫૦) બ્યાજ રૂ. ૧-૧૪।-૦।।

૪. સંવત ૧૯૫૫ ના ભાદરવા માસનો મેળ—

જ

૮૯૯) શ્રી પરાંત જણશે.

૪૦૦) પટેલ સોમનાથ નારણદાસ
ને ખાતે જમા. સુદ ૧૦
૪૦૦) ખેતર ૧ વીઘાં ૮
નું દર વીઘે રૂ. ૫૦) લેખે

ઉ

૪૧૦) શ્રી ખેતર ખાતે ઉધાર.
સુદ ૧૦
૪૦૦) ખેતર ૧ વીઘાં ૮
નું દર વીઘે રૂ. ૫૦
લેખે લીધું તે પટેલ

લીધું તે ખેતર ખાતે ઉ-
ધારીને.

ખા. પા.

૧૦૦) શ્રી મુંબઇના ઝવેરી દોલત
ચંદ ઝવેરચંદને ખાતે જ-
મા. સુદ ૧૦
૧૦૦) હુંડી નંગ ૧ ત-
મારા ઉપરની પટેલ સોમ
નાથ નારણદાસને લખી
આપી તેના.

ખા. પા.

૩૪૦ા=ાા શ્રી મુંબઇના શા. ન-
ગીનભાઇ પ્રેમચંદને ખાતે
જમા. વદ ૬
૧૪૮ાા મોરસખાંડ કોથળી
૮ દરેક મણ ૪ શેર
૫ ની દર રૂ. ૪ાા
૧૫૬ાાા સોપારી ગુણો ૪
દરેક મણ ૫ શેર ૫
ની દર રૂ. ૭ાા
૩૧ાા એલાયચી શેર ૧૨
દર રૂ. ૧ાા=
૪ાા=ાા આડત સેકડે

સોમનાથ નારણદાસ
ને ખાતે જમા કરીને
૧૦) ખત કરાવતાં ખર્ચ
થયા.

ખા. પા.

૪૦૦) પટેલ સોમનાથ નારણદાસ
ને ખાતે ઉધાર. સુદ ૧
૩૦૦) રોકડા.
૧૦૦) હુંડી ૧ મુંબઇ મ
ધ્યે ઝવેરી દોલત-
ચંદ ઝવેરચંદ ઉપરની
લખી આપી તેના.

ખા. પા.

૩૪૦ા=ાા શ્રી ખરીદ ખાતે ઉધા-
ર. વદ ૬
૩૪૦ા=ાા નો માલ મુંબ
ઇના શા. નગીનદાસ પ્રેમ
ચંદની મારફતે મંગાવ્યો તે
તેમને ખાતે જમા કરીને.

ખા. પા.

૧૨૫) ઝવેરી છોટાલાલ લલ્લુભાઇ
ને ખાતે ઉધાર. વદ ૯

૨ ટકા લેખે.
ઉપરમુજબનો માલ
તમારે ત્યાંથી લીધો
તે શ્રી ખરીદ ખાતે
ઉધારીને.

૩૪૦ાન્ાા

ખા. પા.

૧૨૫) પરી મણીલાલ રણછોડને
ખાતે જમા. વદ ૯
૧૨૫) તમારે ત્યાંથી પટેલ
મગન કાળીદાસને ઝવેરી
છોટાલાલ લલ્લુભાઇની વ-
તી અપાવ્યા તે તેમને
ખાતે ઉધારીને.

ખા. પા.

૧૫) શ્રી નરોડાવાળા ભટ સા-
મા ખુસાલને ખાતે જમા.
વદ ૧૪.
૧૫૦) રોકડા મુંબઇમરા
તમારા મિત્ર મણીશંકર
રતનશંકર મારફત મોકલ્યાતે

ખા. પા.

૧૨૫) તમારી વતી પટેલ
મગન કાળીદાસને પરી મ-
ણીલાલ રણછોડની દુકાને
થી અપાવ્યા તે તેમને
ખાતે જમા કરીને.

ખા. પા.

૧૮૦ાા શ્રી નરોડાવાળા ભટ સો-
મા ખુશાલને ખાતે ઉધાર
વદ ૧૪.
૯૨ાા ખાંડ મણ ૨૦ દર
રૂ. ૪ાાન્
૧૫ાાા એલચી શેર ૪ાા
દર રૂ. ૩ાા
૭૨ા સોપારી મણ ૮ાા
દર રૂ. ૮ાા લેખે
મિત્ર મણીશંકર ર-
તનશંકર મારફત ભ
રાવ્યો તે શ્રી વકરા
ખાતે જમા કરીને.

૧૮૦ાા

ખા. પા.

૧૪૫૫ાાન્ાાા

| ૧૮૦॥ શ્રી વકરા ખાતે જમા. | ૭૩૯) શ્રી જણસે. |
|---|---|
| વદ ૧૪ | ૭૩૯) નગદ રોકડા મુબં- |
| ૯૨॥ ખાંડ મણુ ૨૦ દર | ઇગરા. |
| રૂ. ૪॥ | ૨૧૯૪॥ |
| ૧૫॥ એલચી શેર ૪॥ | |
| દર રૂ. ૩॥ | |
| ૯૨ સોપારી મણુ ૮॥ દર | |
| રૂ. ૮॥ લેખે નરો- | |
| ડાના ભટ સોમા ખુ | |
| શાલને મોકલી તે તે | |
| મને ખાતે ઉધારીને | |
| ૧૮૦॥ | |
| ખા પા. | |
| ૨૧૯૪॥ | |

૧૯૦૪

૧. મોટા વેપારીઓ દિવસે જે લેવડદેવડ થાય તે કાગળની ચોપડીમાં લખી રાખે છે તેને સૂડીઉં (ધડીઉં, દનીઉં) કહે છે.

માલની મૂળ કીંમત તથા ખર્ચ વિગતવાર જણાવવાને દેશાવર વાળો આડતીઓ, જે કાગળ લખે છે તેને ભરતિયું કહે છે.

આડત, હુંડી ને સરવાયાની વ્યાખ્યાઓ આગળ આવી ગઇછે.

૨. સંવત ૧૯૫૯ ના વૈશાખ માસનો મેળઃ—

ઉ

૦૦)ના શ્રી પરાંત જણસે.

૧૨)ના ગાધી પરસોતમ ભગવાનને ખાતે જમા. સુદ ૨

૨૧૨)ના સોપારી મણ ૩ા દર રૂ. પાના લેખે લીધી તે શ્રી ખરીદ ખાતે ઉધારીને

ખા પા.

૨૪ાા શ્રી વકરાખાતે જમા. સુદ ૨

૨૪ાા ગોળ મણુ ા દર ૩ાના લેખે ગાધી પરસોતમ ભગવાનને આપ્યો તે તેમને ખાતે ઉધારીને.

ખા. પા.

૧૨૫) શા. વનમાળી વિઠ્ઠલદાસને ખાતે જમા. સુદ ૨

૧૨૫) તમારી પાસે માંગી પરસોતમ ભગવાનને કબુલાવ્યા તે તેમને ખાતે ઉ-

૨૧૨)ના શ્રી ખરીદ ખાતે ઉધાર સુદ ૨

૨૧૨)ના સોપારી મણ ૩ા દર રૂ. પાના લેખે લીધી તે ગાંધી પરસોતમ ભગવાનને ખાતે જમાકરીને

ખા. પા.

૨૧૨)ના ગાધી પરસોતમ ભગવાનને ખાતે ઉધાર સુદ ૨

૨૪ાા ગોળ મણુ ા દર ૩ાના લેખે.

૧૨૫) શા વનમાળી વિઠ્ઠલદાસને કબુલાવ્યા તે તેમને ખાતે જમે

૬૨)ના રોકડા.

૨૧૨)ના

ખા. પા

૮૦૧) મુંબઈના પરી. ક્રીશ્નભૂખણદાસ મયારામને ખાતે ઉધાર જોડ સુદ ૫

૮૦૧) હુંડી નગ ૧ રૂ.

ધારીને.

ખા. પા.

૩।≈ શ્રી હુંડીઆમણુ ખાતે
જમા. વદી ૧૨
૩।≈ હુંડી નંગ ૧ રૂ ૯૦૧
ની મુંબઇના રેવાશંકર
ભાઇશંકર લઇ આવવાથી
મુદત પહેલાં શીકારી આ-
પવાની કસરના સેંકડે ૭
આના મુજબ.

ખા. પા.

૧૯૭૩।।। શ્રી લોનના વકરા ખાતે
જમા વદ ૬
૧૯૭૩।।। રૂ. ૨૦૦૦) ની
લોન દર રૂ ૯૮।।≈ લેખે
નારણદાસ વલ્લવદાસને વે-
ચી તેના.

ખા. પા.

૩૯૩૯। ૦।।

૯૦૧) ની અમારા ઉપરની
લખી તમારી રાખ્યા રેવા-
શંકર ભાઇશંકર પાસેથી,
શાહજોગી મુદત દિન ચાર
ચારની લખી વદી ૧૦ ની
આ હુંડી લઇ રાખ્યાવાળા
આવવાથી નીચેની વિગતે
નાણું આપ્યાં તેના.

૮૯૭।।≈ રોકડા.
૩।≈ હુંડીઆમણુ ખાતે
જમા. બાબતે હુંડી-
ની મુદત પાકયા અ
ગાઉ સેંકડે ૭ આના
મુજબ કસર કાપી
નાણું આપ્યા તેના.

૯૦૧) નકીની હુંડી નંગ ૧
શીકારી છે.

ખા. પા.

૨૫૭૦।~ શ્રી લોનની ખરીદી ખાતે
ઉધાર. વદ ૬
૨૫૭૦।~ રૂ. ૨૫૦૦) ની
લોન રૂ. ૧૦૨।।।~ ના ભા
વથી આત્મારામ જગજીવન

| પાસેથી લીધી તેના |
| --- |
| ખા. પા. |
| ૪૩।। શ્રી જણુસે. |
| ૪૩।। રોકડા. |
| ૩૫૩૫। ૦।। |

## ૧૯૦૫

૧ આવરો, ખાતાવહી, સરવાયું ને આંકડાવહીની વ્યાખ્યાઓ આગળ આવી ગઇ છે.

વ્યાજ ગણતાં રૂપીઆ અને મહીનાનો ગુણાકાર તે **સર** કહેવાય, અને રૂપીઆ અને દિવસના ગુણાકારને ત્રીસે ભાગતાં આવે તે **સર** કહેવાય.

૨ હુંડી શિકરાયા વગર પાછી આવે, તો પ્રથમ તે હુંડીનાં નાણું જે ખાતે જમા થયાં હોય તે ખાતે ઉધારીને તે હુંડી પાછી લાવનાર સખ્સને પાછાં આપવાં, તે ઉપરાંત વ્યાજ તથા ખેપ નકરામણના પૈસા ધારા મુજબ હુંડીઆમણ ખાતે ઉધારીને આપવા, તેમાં વિગત બરાબર જણાવવી.

૩ સંવત ૧૯૧૦ ના ચૈત્ર માસનો મેળ:—

| જ | | ઉ | |
| --- | --- | --- | --- |
| ૧૨૦૦) | શ્રી પરાંત જણસે. | ૩૦૦) | શ્રી ખરીદ ખાતે ઉધાર. |
| ૧૦૦) | ગાંધી પ્રેમચંદ પીતાંબરને ખાતે જમા. સુદ ૫ | | સુદ ૫ |
| | | ૩૦૦) | ખાંડ મણ ૫૦ દર |

૪૨૫) ખાડ મણ ૮૫ દર
રૂ.૫ લેખે લાવી તેના.

૩૨૫) રોકડા.

૧૦૦)

ખા. પા.

૫૦) શ્રી વ્યાજ ખાતે જમા.
સુદ ૧૨
૫૦) પટેલ ગીરધર ગોપા-
ળના ખતાનો હિસાબ
કર્યો તેના વ્યાજના.

ખા. પા.

૪૫ ) પટેલ ગીરધર ગોપાળને
ખાતે જમા સુદ ૧૨
૨૦૦) બળદ ૨
૧૫) ઘોડો ૧
૧૦૦) ભેંસ ૧

૪૫૦)

ખા. પા.

૨॥ા॥ શ્રી ખર્ચ ખાતે જમા
વદ ૧૦
૨॥ા॥ વાપરવાનાં ભાગે-
લાં વાસણ શેર ૧ાા દર

રૂ. ૫ લેખે ગાંધી પ્રેમચંદ
પીત્તાંબરની લીધી તે તેમને
ખાતે જમા કરીને.

ખા પા.

૧૨૫) શ્રી ખર્ચખાતે ઉ. સુદ ૫
૧૨૫) ખાડ મણ ૨૫ દર
રૂ. ૫) લેખે ગાંધી પ્રેમચંદ
પીત્તાંબરની નાતો જમાડ-
વા લીધી તે તેમને ખાતે
જમા કરીને.

ખા પા.

૫૦) પટેલ ગીરધર ગોપાળને
ખાતે ઉધાર. સુદ ૧૨
૫૦) તમારા ખાતાનો હિ-
સાબ કર્યો તેના વ્યાજના
તે શ્રી વ્યાજ ખાતે જમા
કરીને.

ખા. પા.

૪૫ ) શ્રી ઢોર ખાતે ઉ. સુદ ૧૨
૨૦૦) બળદ ૨
૧૫૦) ઘોડો ૧
૧૦૦) ભેંસ ૧ એ રીતે
પટેલ ગીરધર ગોપા

| શેરે ૦)ના પ્રમાણે વેચ્યાં તેના | જે આપ્યું તે તેગને ખાતે જમા કરીને |
|---|---|
| ખા. પા. | ખા. પા. |
| ૧૮૦૨ાાઊાા | ૭૫) શ્રી ખર્ચખાતે ઉ. વદ ૪<br>૭૫) ચાદી તોલા ૧૦૦ દર તોલાના આના બાર લેખે ચોકશી ખુશાલ ત્રીકમની લીધી તેના. |
| | ખા પા |
| | ૧૦૦૦) |
| | ૮૦૨ાાઊાા શ્રી જણસે.<br>૮૦૨ાા રોકડા.<br>૦)ઊાા છૂટા પૈસા. |
| | ૧૮૦૭ાાઊાા |

૪ બાકી લેણા રૂપીઆ ૨૧૦) વ્યાજ રૂપીઆ ૬-૨૨-૨

ટીપ—ઉપર પાંચ સાલમાં રોજમેળ લખી બતાવ્યો છે તેથી મેળ શી રીતે લખવો તે સમજાશે. હવે પછીની સાલોમાં મેળ નહિ લખતાં કયે ખાતે જમા ઉધાર કરવું તે લખેલું છે, પરંતુ વિદ્યાર્થી એ તે હકીકત ઉપર લક્ષ આપી પૂરો મેળ લખવો.

**૧૯૦૬**

૧ જે ખાતામાં રકમો એક વાર જમા યા ખર્ચ લખાઇ

તે ફરીથી બીજે ખાતે જમા યા ખર્ચ થતી નથી તે ખાતાને **પાકું ખાતું** કહે છે.

કોઈ પણ જણસના વેપારમાં નફો થાય તો તે જે ખાતે જમા અને તોટો જાય અથવા આવવાના રૂપીઆ ડુબે તો તે જે ખાતે લખાય છે તેને **વટાવખાતું** કહે છે.

હુંડીના વટાવને **હુંડીઆમણ** કહે છે. તેનો જમા ખર્ચ હુંડીઆમણ ખાતે નંખાય છે.

કોઈ માણસને કંઇ રકમ અમુક મુદત સુધી ધીરીએ તો તે બદલ આપણને તે રકમ ઉપરાંત કંઇ વધારે મળે છે તેને તે રકમનું તેટલી મુદતનું **વ્યાજ** કહે છે.

૨ **રોજમેળ અને બેઠામેળનો તફાવત.**—બન્નેમા રોકડી અને જમાઅર્ચી રકમો આવે છે, પણ રોજમેળમાં દરરોજ સાજે સિલક કાઢવામાં આવે છે, ને બેઠામેળમા આઠ આઠ, પંદરપંદર દિવસ કે માસમાસનો જમાખર્ચ લખીને સિલક કઢાય છે. રોજમેળમાં મેળને મથાળે મિતિ લખાય છે ને બેઠામેળમાં મેળને મથાળે માસનું નામ લખાય છે, ને મિતિ દરેક ખાતાદારને છેડે જણાય છે.

૩ (ખ) ૫૦ મણ ગોળ વેચવા લીધો તેના રૂ. ૨૦૦) શ્રી ખરીદ ખાતે ઉધારવા અને બાકીનો ૪૦ મણ ગોળ વરો કરવા લીધો તેના રૂ. ૧૬૦) શ્રી ખર્ચ ખાતે ઉધારવા. ૯૦ મણ ગોળના રૂ. ૩૬૦) શા. પીતાંબર તાપીદાસ આપણી પાસે માગે તેમાં રૂ. ૩૨૦) રોકડા આપ્યા માટે બાકીના રૂ. ૪૦) તેમને ખાતે જમા કરવા. (ક) વ્યાજના રૂ. ૭૦) શ્રી વ્યાજ ખાતે જમા કરી પગી બહેચર રઘનાથને ખાતે ઉધારવા. રૂ. ૫૭૦) વ્યાજ મુદલ તેનેખાતે જમા કરવા, અને રૂ. ૨૦૦) નો ઘોડો-રૂ. ૧૭૦) ના બે બળદ

આપ્યા તે કુલ રૂ. ૭૭૦) શ્રી ઢોર ખાતે ઉધારવા. (ઉ) શા. જમનાદાસ ગોપાળને ઉધારે હુંડી લખી આપી માટે ભાવ પ્રમાણે રૂ. ૩૪૬ાા આપણે તેમની પાસે માગીએ માટે તેમને ખાતે ઉધારવા. સુરતના પરી આત્મારામ ભૂખણના ઉપર હુંડી લખી આપી માટે તે આપણી પાસે રૂ. ૩૫૦) માગશે એટલે તેટલા રૂપીઆ આપણે તેમને નામે જમા કરવા અને રૂ. ૩ાા આપણને ખોટે ગઇ માટે તે શ્રી હુંડીઆમણ ખાતે ઉધારવા. (ઈ) રૂ. ૨૮૦) ની બનાત આપણી દુકાનમાંથી વેચાઇ માટે તે રૂપીઆ શ્રી વકરા ખાતે જમા કરવા. તે બનાતના રૂ. ૨૮૦) આપણે પરી પ્રેમાનંદ મનસુખ પાસે માગીએ તે પૈકી તેમણે રૂ. ૨૫) આપ્યા છે માટે ૨૮૦–૨૫=૨૫૫ રૂ. તેમને ખાતે ઉધારવા. વૈતરાના બે આના તેમણે આપ્યા એટલે આપણે નામું લખવાનું નહિ.

સિલિક રૂપીઆ ૯૦૫)

૪ બાકી લેણા રૂપીઆ ૧૬૦) વ્યાજ રૂપીઆ ૮।–૧૫ાા–૨

૧૯૦૭

૧ રાત્રે જ્યારે લેવડદેવડ બંધ થાય છે ત્યારે વેપારી લોકો ટાંચણપરથી નામું રોજમેળમાં નાંખી સિલક કાઢે છે; તેને રોજમેળ બંધ કરવો કહે છે.

જે દિવસે રોજમેળમાં એક પણ રકમ જમા ઉધાર કરવાની હોય નહિ, તે દિવસે રોજમેળ બંધ રહ્યો કહેવાય છે.

થોડા વખત માટે ઉછીની આપેલી રકમ મેળ બંધ કરતાં સુધીમાં ન આવે તોપણ લઇ જનાર આસામીને નામે ન લખતાં સિલકના પેટામાં જણાવવામાં આવે છે કે આટલા પૈસા ફલાણા પાસે ઉપરટપકે લેણા જો બીજે દિવસે આ રકમ આવી ન જાય તો

પછી ઉપરટપકે ન રાખતાં મેળમાં તેને નામે ઉઅળેક રકમની મા-
૫ક ઉધારવામા આવે છે. આવી રકમને ઉપર ટપકેની રકમ કહે છે

સાંજે રોજમેળ બંધ કર્યા પછી જે સિલક રહે છે તેને શ્રી
પુરાંત કહે છે.

માલની મૂળ કીંમત તથા ખર્ચ વિગતવાર જણાવવાને દેશા-
વરવાળા આડતીઆ, જે કાગળ લખે છે તેને **ભરતિયું** કહે છે

જે હુંડીના રૂપીઆ હુંડી લાવનાર કોઇ પણ લાયક માણસને
ખોળાધર (જામીન) આપવાથી અગર શાહજોગ મળે છે તેને **શાહ
જોગી હુંડી** કહે છે.

ચઢાવો:—જે માણસ કાંધા તરીકે રૂપીઆ લેવા જાય છે
તેને જેટલા રૂપીઆ લેણદાર આપે તે ઉપરાંત વ્યાજ તથા મંડામ-
ણી તરીકેની જેટલી રકમ વધારામાં આવે છે તેને ચઢાવો કહે છે.
જેમકે રૂ. ૨૦) રોકડા લઇ રૂ. ૨૨) નું ખાતું પાડી આપી દર મ-
હીને રૂ. ૨) ભરવાનું કાંધુ કરે તો રૂ. ૨૦) ઉપરાંત જે બે રૂપીઆ
વધારે લખી આપ્યા તે ચઢાવો. તેમજ રૂ. ૪૦) લઇ રૂ. ૪૪)
લખી આપે તો રૂ. ૪) ચઢાવાના કહેવાય. જે રૂપીઆનું ખાતું પાડી
આપવામાં આવે છે તેનો ચઢાવો પ્રથમથી લીધો છે માટે દર હપ્તે
ઠરાવ પ્રમાણે રૂપીઆ ભરતો જાય તો તેની પાસેથી વ્યાજ લેવામાં
આવતું નથી. માટે મૂળ રકમ ઉપર જેટલી રકમ ચઢાવીને કાંધુ
કરવામાં આવે છે તેનું નામ ચઢાવો.

પરપેંઠ:—હુંડી ગેરવલ્લે પડે તો પેંઠ લખી આપે છે અને
પેઠ ગેરવલ્લે પડે તો પરપેંઠ લખી આપે છે.

૨ (બ) રૂ. ૨૮ાા ચોકસી છોટાલાલ લલ્લુભાઇને ખાતે ઉ-
ધારવા અને રૂ. ૨૦) ના પૈસા ૬૫ લેખે આપ્યા તેથી ૨૦ પૈસા

એટલે રૂ. ૦ા- ખોટ ગઇ તે શ્રી વટાવ ખાતે ઉધારવા (ક) કાર્ડ, કવર, પોષ્ટની ટીકીટો, હુંડી, નોટ વગેરે આપણી પાસે નાણું છે એમ સમજાય છે માટે ચાર આના ખર્ચ ખાતે નહિ લખતાં માત્ર બે કવરનો એક આનો શ્રી ખર્ચ ખાતે લખવો અને સિલકમાં રૂ. ૦)ા નાં કવર છે એમ જણાવવું. (ડ) રૂ. ૧૩૨) શ્રી વકરાખાતે જમા કરવા અને રૂ. ૧૩૨)ા શ્રી ખરીદખાતે ઉધારવા. (ઈ) રૂ. ૩૫૩ાાા શ્રી હુંડીની ખરીદી ખાતે ઉધારવા. અને તે હુંડી શા. તલકચંદ હેમચંદને ઉધારે વેચી તેથી રૂ. ૩૫૩ાાાા શ્રી હુંડીના વકરાખાતે જમા કરી શા. તલકચંદ હેમચંદ ખાતે ઉધારવા.

સિલિક રૂપીઆ ૬૩૪ાાાા તેમાં રૂપીઆ ૬૩૪ાા ૦ા રોકડો, અને ૦)ા ના કવર.

૩ બાકી લેણા રૂપીઆ ૮૯) વ્યાજ રૂપીઆ ૧-૧૭-૨

૧૯૦૮

૧. મોટા સરાફોના ચોપડા—(૧) રોકડમેળ, (૨) નોંધ, (૩) આંકડાવહી, (૪) આવરો, (૫) ખાતાવહી, (૬) વ્યાજવહી.

રોકડમેળ -એના અંદર દરરોજ જે રોકડી રકમ આવે ને જાય તે લખવામાં આવે છે, ને સાંજે સિલક કાઢવામાં આવે છે.

નોંધ—જેની અંદર રોકડ સિવાયની મધળી જમાખર્ચી રકમો લખવામાં આવે છે તે બે જાતની છે. (૧) જમાની નોંધ (૨) ઉધારની નોંધ.

આંકડાવહી—રોકડમેળ તથા નોંધમાં જમાખર્ચ થએલી રકમો જે ચોપડામાં ખાતાવાર ખતવાય છે તેને આંકડાવહી કહે છે.

આવરો—રોકડમેળ અને નોંધ ઉપરથી એકંદર નામું લખવાનો ચોપડો તેનું નામ આવરો.

ખાતાવહી—આવરા ઉપરથી ખાતાવાર રકમો ખતવવાનો ચોપડો.

વ્યાજવહી—ખાતાવહી ઉપરથી વ્યાજુ ખાતાનો વ્યાજ કાઢવાનો ચોપડો.

૨ સને ૧૯૦૩ ના સ૦ ૧ નો જવાબ જુઓ.

૩ (ख) રૂ. ૧૧॥ ના ભાવની ૧૦ મણ બરફી વેચવા મોકલી માટે તેના રૂ. ૧૧૫) શ્રી વકરાખાતે જમા કરીને અમદાવાદવાળા આડતીઆ પટેલ મોતીલાલ કેશવલાલને હથુ ખાતે ઉધારવા. સુદ ૫ હવે તે બરફી વેચાયાનું ભરતીયું સુદ ૮ ને દિવસે રૂ. ૧૦૬ા૲ા નું આવ્યું માટે પટેલ મોતીલાલ કેશવલાલને હથુ ખાતે ઉધારેલા રૂપીઆ તેમના હથુ ખાતે જમા કરીને રૂ. ૧૦૬ા૲ા તેમને ખાતે ઉધારવા અને ખોટના ગએલા રૂ. ૮ા૲ા શ્રી ખરીદખાતે ઉધારવા. (ग) રૂ. ૨૫) શ્રી વકરાખાતે જમા કરી શા. નેમચંદ નાનચંદને ખાતે ઉધારવા. સુદ ૧૦ (घ) રૂ. ૨૫) શ્રી ખરીદખાતે ઉધારી શા. નેમચંદ નાનચંદને ખાતે જમા કરવા. વદ ૧ (च) રૂ. ૩૦૦) ની હુંડીના હુંડીઆમણ સાથે રૂ. ૩૦૦ા૲ શીવશંકર ભોળાનાથને નામે ઉધારવા અને રૂ. ૩૦૦) મુંબઈના પરીખ પ્રભુદાસ કાશીદાસને ખાતે જમા કરવા. રૂ. ૦ા૲ હુંડીઆમણ મળ્યું માટે શ્રી હુંડીઆમણ ખાતે જમા કરવા.

સિલિક રૂપીઆ ૭૫૩ા૲ા

૪ બાકી લેણા ૨૨૫) વ્યાજ રૂપીઆ ૯–૨ાાા

૧૯૦૯

૧ કોઈ ખાતાદાર પોતાના ખાતાનું દેવું બીજાને કબુલાવે

ત્યારે તેણે હવાલો આપ્યો અને લેણદારે હવાલો લીધો એમ કહેવાય છે.

કોઇ માણસને કંઇપણ રકમ પરદેશ મોકલવી હોય છે ત્યારે તેની હુંડી નહિ લખાવતાં તેટલી રકમ ઉપરાંત પાંચ રૂપીએ એક આના પ્રમાણે વધારે રકમ આપવાથી તે રકમ સામા માણસને સરકાર મોકલી આપે છે તેને **મનીઓર્ડર** કર્યો એમ કહેવાય છે. આવો મનીઓર્ડર રૂ. ૬૦૦) થી વધારેનો થઇ શકતો નથી. આ મનીઓર્ડર નામજોગી હુંડીની ગરજ સારે છે.

માલની મૂળ કીંમત તથા ખર્ચ વિગતવાર જણાવવાને દેશાવરવાળા આડતીઆ, જે કાગળ લખે છે તેને **ભરતિયું** કહે છે.

જે હુંડીના રૂપીઆ હુંડી લાવનાર કોઇપણ લાયક માણસને ખોળાધર (જામીન) આપવાથી અમર શાહજોગ મળે છે તેને **શાહજોગી હુંડી** કહે છે.

૨ **રોકડમેળ અને આવરાનો તફાવત:**—(૧) રોકડમેળમાં રોકડી રકમોજ આવે છે અને આવરામા રોકડી ને જમાખર્ચી બન્ને રકમો આવે છે એટલે આવરામાં રોકડમેળનો સમાવેશ થઇ જાય છે. (૨) રોકડમેળમાં દરરોજનું નામું દરરોજ લખાય છે તેથી એક માણસનું ખાતું જમા યા ઉધારમાં એકથી વધારે વખત આવી શકે અને આવરો રોકડમેળ અને નોધપરથી તૈયાર કરવામાં આવે છે ને તે તૈયાર કરવામાં પંદર પંદર દિવસની કે મહીના મહીનાની એક ખાતાદારની રકમો સાથે લેવામાં આવે છે, ને પેટામાં રોકડમેળ કે નોંધનું પાનું ને મિતિ લખવામાં આવે છે, માટે આવરામાં એક માણસનું ખાતું જમા યા ઉધારમાં રોકડમેળની રકમ માટે

એક વખત અને નોધની રકમ માટે એક વખત મળી ઘણામાં ઘણું બે વાર આવી શકે.

૩ અડધા દોકડાની તેરીખ એટલે ૧ રૂપીએ એક મહીને ०॥ દોકડો વ્યાજ ચઢે એટલે બાર મહીને ૧૦૦ રૂપીએ ૬ રૂપીઆ વ્યાજ ચઢે.

આઠ આનાની તેરીખ એટલે ૧૦૦ રૂપીએ એક મહીને આઠ આના વ્યાજ ચઢે એટલે ૧૦૦ રૂપીએ બાર મહીને ૬ રૂપીઆ વ્યાજ ચઢે. દોકડો એ એક રૂપીઆનુ એક મહીનાનું વ્યાજ છે અને આના એ ૧૦૦ રૂપીઆનુ એક મહીનાનું વ્યાજ છે.

૪ (ब) અરધો મણ તેલ ઘરમાં ખાવા લઇ ગયા માટે તેના રૂ. ૩॥ શ્રી ખર્ચ ખાતે ઉધારવા અને ત્રણ મણ દુકાનમાં વેપાર કરવા લઇ ગયા માટે રૂ. ૨૨॥ શ્રી ખરીદખાતે ઉધારવા. સુદ ૪ (क) વ્યાજના રૂ. ૫ શ્રી વ્યાજ ખાતે જમા કરી બન્ને ભાઇને નામે ઉધારવા, પછી રૂ ૨૦૫) બન્ને ભાઇને નામે જમા કરી એકલા છગન તારાચંદને નામે તે ઉધારવા. સુદ ૧૪ (ड) રતલામના શા. મકુજી વેણીચંદને ખાતે રૂ. ૨૦૦) જમા કરવા. વદ ૫ (ई) તમાકુ મણ ૩૪ ના રૂ. ૧૮૭) પા. લલ્લુભાઈ ભુલજીને ખાતે જમા કરવા અને ખર્ચ સાથે રૂ. ૧૯૩ થયા તે રતલામના શા. મકુજી વેણીરામને ખાતે ઉધારવા. વદ ૮

સિલિક રૂપીઆ ૩૨०॥

૫ બાકી લેણા રૂપીઆ ૧૫) વ્યાજ રૂ. ०॥—૨૨॥—૭॥

૧૯૧૦

૧ તિથિ પ્રમાણે માસ ગણાય છે તે ચાંદ્રમાસ છે. એ ૨૯॥ દિવસનો છે એટલે એટલા દિવસમાં ચંદ્ર પૃથ્વીની આસપાસ ફરી

મૂળની સ્થિતિમા આવે. વાર પ્રમાણે માસ (સૌર્ય) ના ૩૦ દિવસ પુરેપુરા ગણાય છે. માટે ચાંદ્રમાસ સૌર્યમાસ કરતાં મહીને અરધા અરધા દિવસનો ઓછો ગણાયલો છે તેથી વધારે માસ થએલા છે તેમાંથી મહીને ોા દિવસ લેખે બાદ કરેથી સૌર્યમાસ થઇ રહેશે

૨ ખાતાવહીમાં જે ખાતા હોય છે તે વ્યાજવહીમાં લેઇ તેનું વ્યાજ કાઢવામાં આવે છે.

દિવસે જે લેવડદેવડ થઇ હોય તે સૂડીયામાં લખાય છે અને તે ઉપરથી સાંજે રોજમેળમાં ઉતારી લેવામાં આવે છે.

૩ બન્ને સરવાયામા રકમો એક સરખીજ આવે છે પણ કાચું સરવાયું આકડાવહી ઉપરથી અને પાકુ સરવાયું ખાતાવહી ઉપરથી તૈયાર કરવામા આવે છે. પાકું સરવાયું ખાતાવહી ઉપરથી તૈયાર કરવામાં આવે છે તેથી તેમાં ભૂલ થવાનો સંભવ રહેતો નથી પણ કાચા સરવાયામા સભવ રહે છે.

**શાહજોગી અને નામજોગી હુંડીનો તફાવત:**—૧૯૦૩ ના સ૦ ૧ નો જવાબ જુઓ.

૪ (अ) ૧૦૩૫ા~ શ્રી જણસે. (ब) પરી જમનાદાસ હરગોવનને રૂ. ૨૫૦) ની હુંડી ઉધારે લખી આપી માટે ૨૫૦) રૂ. હુંડીના અને રૂ. ૦ાન્ન હુંડીઆમણના મળી રૂ. ૨૫૦ાન્ન તેમને ખાતે ઉધારવા. હુંડી રતલામના શા. ત્રીકમજી વીરજી ઉપર લખી આપી છે માટે રૂ. ૨૫૦) તે આપણી પાસે માગે તેથી રૂ. ૨૫૦) તેમને ખાતે જમા કરવા તેમાં આપણને રૂ. ૦ાન્ન હુંડીઆમણ મળ્યું તે શ્री હુંડીઆમણ ખાતે જમા કરવું સુદ ૭

(क) પા. આતમારામ ગીરધરને ખાતે રૂ. ૨૦) ઉધારી નફાના ૨૦ પૈસા એટલે રૂ. ૦ા~ શ્રી વટાવ ખાતે જમા કરવો. સુદ ૧૧

(ડ) ૧૨ મણ સાકર ઘેર લઇ ગયા તેના રૂ. ૯ા તથા મજુરીના રૂ ાાાા મળી રૂ. ૯ાાા ાા આને શ્રી ખર્ચ ખાતે ઉધારવો, અને ૨૦ મણ સાકરના રૂ. ૧૫ા તથા મજુરીના રૂ. ાા મળી રૂ. ૧૫ાાા શ્રી ખરીદખાતે ઉધારવા. એકંદર ૩૨ મણ સાકરના રૂ. ૨૪૪) મુલ્લાં સરીફુદ્દીન તૈયબજી આપની પાસે માગે પણ આપણે તેમને રૂ. ૯૦) આપ્યા છે તે બાદ જતાં રૂ. ૧૫૪) તેમને ખાતે જમા કરવા. સુદ ૧૫

(ઈ) રૂ. ૧ા શ્રી વ્યાજ ખાતે જમા કરી પોસ્ટ ઓફીસ સેવીંગ બેંક ખાતે ઉધારવા. વદ ૫

સિલિક રૂપીઆ ૯૪૪ાાા

બાકી રૂ. ૦ વ્યાજ રૂ. ા પા દો. ૧ા બદામ બાકી દેવા.

## ૧૯૧૧

૧ હુંડી ત્રણ પ્રકારની છે. (૧) શાહજોગી, (૨) નામજોગી, (૩) ધણીજોગી.

**શાહજોગી:**—આ હુંડીના રૂપીઆ ખોળાધર (જામીન) આપવાથી અગર શાહજોગ મળે છે. આ હુંડી વેચવી હોય તો વેચી પણ શકાય છે.

**નામજોગી:**—જે ધણીને રૂપીઆ આપવા લખ્યું હોય તેનેજ રૂપીઆ મળે છે.

**ધણીજોગી:**—આ હુંડીના રૂપીઆ જે ધણીએ રૂપીઆ આપી હુંડી લીધી હોય તેનેજ મળે છે.

૨ આવરામાં માત્ર જમા ઉધારની સિલિક બતાવવામાં આવતી નથી.

૩ ઘરમાં વાપરવામાં સારૂ આણેલી વસ્તુ વેચી નાંખીએ તો તેના પૈસા ખર્ચ ખાતે જમા થાય છે.

૪ (अ) રૂ. ૧૨૪પા‌ॽ શ્રી પોતે જણુશે. (ब) ૫૦ મણ ઘઉંના રૂ ૧૧૨ા તથા મજુરીના રૂ. ૨) મળી રૂ. ૧૧૪ા શ્રી ખરીદખાતે ઉધારવા. શા. નેમચંદ લલ્લુભાઇ ઘઉંના રૂ. ૧૧૨ા માગે તેમાંથી રૂ. ૭૫) રોકડા આપ્યા છે તે જતાં રૂ.૩૭ા રહ્યા તે આપણી પાસે માગે માટે આપશું તેમને ખાતે જમા કરવા. વદ ૮

(क) રૂ. ૮ શ્રી ખર્ચખાતે ઉધારવા. તેમાં જુદા જુદા રૂપીઆ જે ખાતે બતાવ્યા હોય તે પેટામાં બતાવવા. વદી ૦))

(ड) ૨ વરસના વ્યાજના રૂ. ૩૦ આવ્યા તે શ્રી વ્યાજખાતે જમા કરી પટેલ બહેચર મોહનને ખાતે ઉધારવા. મુદ્દલ ૨૫૦+૩૦ વ્યાજના મળી ૨૮૦ પટેલ બહેચર મોહનને ખાતે જમા કરવા. પેટામાં વિગત બતાવવી. રૂ. ૧૦૦ શ્રી ઢોર ખાતે ઉધારવા. રૂ. ૩૦ શ્રી ખર્ચખાતે ઉધારવા અને રૂ. ૧૫) શ્રી વટાવ ખાતે ઉધારવા.

(इ) ગોળના રૂ. ૧૪૭ા‌ॽ શ્રી વકરાખાતે જમા કરી પગી નાથા રણછોડને ખાતે ઉધારવા. વદી ૪

(फ) રૂ. ૮ાા શ્રી ખરીદખાતે ઉધારી પગી નાથા રણછોડને ખાતે જમા કરવા.

સિલિક રૂપીઆ ૧૨૯પા‌ॽ

૫ બાકી લેણા રૂ. ૬૫) વ્યાજ રૂ. ૧૬ ૧૩ાા દો. રા બ.

૧૯૧૨

૧ રૂપીઆ ૫) પગી અમથા બાપુજીને ખાતે ઉધારી દેસાઇ અનંતરાય લક્ષ્મીરાયને ખાતે જમા કરવા.

૨ (अ) ૨૯૬)ાા૱ શ્રી જણસે. (ब) રૂ. ૩૨૬૭) શ્રી ખ-રીદખાતે ઉધારવા. ને બાકી રહેલા રૂ. ૧૮૪૨) દેશાઇ વસંતરાય ગુલાબરાયને ખાતે જમા કરવા. (क) રૂ. ૨૪) વ્યાજના લીધા તે શ્રી વ્યાજ ખાતે જમા કરવા. રૂ ૨૦૦) પગી નાથા બેચરને ખાતે જમા કરા રૂ. ૧૫૦) પરી રણછોડ ઝવેરદાસને ખાતે ઉધારવા તથા રૂ. ૫૦) શ્રી છૂટ ખાતે ઉધારવા. (ड) રૂ. ૫૬।~ શ્રી વકરા ખાતે જમા કરવા, અને તેલના રૂ. ૫૦ા૱ શ્રી ખરીદખાતે ઉધારવા.

રૂપીઆ ૧૪૭૨ાાા~ શ્રી જણસે.

૩ રૂ. ૧૫) બાકી લેણા. વ્યાજ રૂ. ૬ ૧ા. દો. ૩ બદામ.

## પ્રાવેશિક પરીક્ષા.

### ૧૯૭૫

૧ (अ) રૂ. ૯૯ા~ ને ભાવે રૂ. ૧૫૦૦) ની લોન વેચતાં રૂ. ૧૪૮૯ાા૱ થયા તેમાંથી દલાલીના રૂ. ૧)૱ાા બાદ કરતાં રૂ. ૧૪૮૮ાા ૦ા રહ્યા તે શ્રી લોનના વકરાખાને જમા કરવા. સુદ ૫ (ब) રૂ. ૭૮ાા શ્રી ઘીની ખરીદી ખાતે ઉધારવા પછી વકરાખાતે જમા કરી રાજકોટના આડતીઆ શા. મગનલાલ કેવળચંદના હથુ ખાતે ઉધારવા. સુદ ૧૩. ભરતિયું વદ ૩ ને દિવસે આવ્યું માટે તે દિવસે રૂ. ૭૮ાા આડતીઆ મગનલાલ કેવળચંદના હથુ ખાતે જમા કરી ભરતીઆ મુજબના રૂ. ૭૮ાા૱ તેમને ખાતે ઉધારવા ને ખો-ટનો રૂ. ૦)~ શ્રી ઘીની ખરીદી ખાતે ઉધારવો. (क) વ્યાજના રૂ. ૭ાા૱ાા શ્રી વ્યાજ ખાતે જમા કરી પગી હરખા વેલાને ખાતે ઉ-ઉધારવા. પછી રૂ. ૮૨ાા૱ાા પગી હરખા વેલાને ખાતે જમા કર-વા. પેઠામા વિગત બતાવવી. (ड) રૂ. ૪૫) શ્રી ખર્ચ ખાતે ઉધા-

રવા. રૂ. ૨૦) શ્રી ઢોર ખાતે ઉધારવા, રૂ. ૧૬) તેનેજ ખાતે ઉ- ધારવા અને રૂ. ૧।।ન્ના શ્રી વટાવ ખાતે ઉધારવા, મળેલાં ઢોર રૂ. ૧૮) થી વેચ્યા માટે રૂ. ૧૮) શ્રી ઢોર ખાતે જમા કરવા. વદ ૭ (ઈ) આપણા લખવાથી સુરતના શેઠ નેમચંદ નાનચંદે હુંડી લખી આપેલી અને તે આપણે શીકારી આપી માટે તેના ભાવ પ્રમાણેના રૂ. ૪૯૬।।ન્ન તેમને ખાતે ઉધારવા વદ ૧૦

સિલિક રૂપીઆ ૧૨૬૬।ન્ના

૨ કેટલાક ભાગમાં વાયદે હારજીતનાં સાટા થાય છે તે સાટાં નોંધી રાખવાની અને તેનો ભાવ ખડાયે જમાખર્ચ નાંખવાની ચોપડીને કચ્ચાસાવહી કહે છે.

જેની અંદર રોકડ સિવાયની સઘળી જમાખર્ચી રકમો આવે છે. તેને નોંધ કહે છે, તે બે જાતની છે—૧ જમાની નોંધ, ૨ ઉધારની નોંધ.

**અસલ સરવાયું:**—આ સરવાયું વર્ષની શરૂઆતમાં કરાય છે ગઇ સાલ આખરે જે જે ખાતે દેવું રહેલું હોય, તે દેવું તે તે ખાતે જમા કરી ખુદ ખાતામાં ઉધારે છે; અને જે જે ખાતે લેણું રહેલું હોય તે લેણું તે તે ખાતે ઉધારી ખુદ ખાતામાં જમા કરેછે.

જ્યારે જુદા જુદા ખાતાની જમાખર્ચી રકમો એકજ ધણીને ખાતે જમા અથવા ઉધાર કરીને જુદે જુદે ખાતે તે રકમો ઉધાર અથવા જમા કરવી હોય છે, ત્યારે **વિગતખાતું** પાડીને તેના પેટામાં તે રકમો જુદે જુદે ખાતે લખાય છે.

મોટા વેપારીઓ દિવસે જે લેવડદેવડ થાય તે કાગળની ચોપડીમાં લખી રાખે તેને **સૂડીઉં** ( ધડીઉ, ઠનીઉ ) કહે છે.

કોઇ ખાતાદાર પોતાના ખાતાનું દેવું બીજાને કબુલાવે ત્યારે તેણે હવાલો આપ્યો અને લેણદારે હવાલો લીધો એમ કહેવાય છે.

૩ બાકી દેવા રૂપીઆ ૧૩૦) વ્યાજ રૂપીઆ ૧૧-૧૬-૨

૧૯૦૬

ખેડુત તથા જે વેપારીને લેવડદેવડ ઘણી ઓછી થતી હોય તે આ ચોપડો રાખે છે. તેમાં ખાતાવહી મુજબ ખાતાં પાડવામાં આવે છે, ને તેની અંદર દરેક ખાતાદાર સાથે લેવડદેવડના પ્રમાણ-માં જગ્યા રાખે છે. તેમાં જે રકમ આવે કે જાય તે તે ખાતાદાર-ના ખાતામાં પ્રથમ મિતિ લખી વિગતવાર લખવામાં આવે છે.

આવરો, રોકડમેળ ને નોંધપરથી તૈયાર કરવામાં આવે છે, તેમાં પંદર દિવસ કે મહિનાનો રોકડમેળ પ્રથમ ઉતારવામાં આવે છે, ને એ ઉતારવામાં એક માણસની સઘળી રકમો સાથે લે છે, અને પેટામાં રોકડમેળનું પાનું તથા મિતિ જણાવવામાં આવે છે. તેમજ નોધ પણ તેની પછી તે મુજબ ઉતારવામાં આવે છે, ને પેટામાં નોંધનું પાનું ને મિતિ જણાવવામાં આવે છે.

સાલ આખરે જે જે ખાતે દેવું નીકળે તે તે ખાતે દેવાની રકમ ઉધારી ખુદ ખાતામાં તે રકમ જમા કરે છે, અને જે જે ખાતે લેણું નીકળે તે તે ખાતે લેણાની રકમ જમા કરી ખુદ ખા-તામાં તે રકમ ઉધારે છે.

સરવાયું ખાતાવહી ઉપરથી તૈયાર કરવામાં આવે છે માટે ખાતાવહીમાં જે જે રકમો સાલ આખરે જે જે ખાતે દેવી નીકળે તે તે ખાતે ઉધારીને પછી તે ખુદ ખાતામાં જમા કરે છે, અને જે જે રકમો જે જે ખાતે લેણી નીકળે તે તે રકમો તે તે ખાતે

જમા કરીને પછી ખુદ ખાતામાં ઉધારે છે માટે પ્રથમ ખાતાવહી તૈયાર કરવી, તેથી નીચે ખાતાવહીનો નમુનો આપી તે ઉપરથી સરવાયું તૈયાર કર્યું છે.

ખાતાવહી પાનું. ૧

શ્રી દુકાનખાતું સંવત ૧૯૬૨ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૪૦૦) રો. પા. ૭ મહા સુદ ૭ | ૧૮૦) રો. પા. ૮ ફાગણ વદ ૬ |
| ૩૦૦) રો. પા. ૧૦ જેઠ વદ ૫ | ૧૮૦) |
| ૭૦૦) | ૫૨૦) બાકી દેવા. |
| ૫૨૦) બાકી દેવા સંવત ૧૯૬૨ ના આસો વદ ૦)) | ૭૦૦) |

શા. હીરાચંદ દલસુખનું ખાતું. સંવત ૧૯૬૨ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૨૭૧) રો. પા. ૧ કારતક સુદ ૧ | ૨૦૦) રો. પા. ૮ ફાગણ સુદ ૩ |
| ૪૬) રો. પા. ૬ પોષ સુદ ૮ | ૪૦) રો. પા. ૧૦ જેઠ સુદ ૧૦ |
| ૩૧૭) | ૨૪૦) |
| ૭૭) બાકી દેવા સંવત ૧૯૬૨ ના આસો વદ ૦)) | ૭૭) બાકી દેવા. |
| | ૩૧૭) |

શ્રી ખરીદ વકરાખાતું. સંવત ૧૯૬૨ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૨૯ ) રો. પા. ૬ પોસ સુદ ૩ | ૯૨૦) રો. પા. ૮ ફાગણ સુદ ૩ |
| ૩૧૦) રો. પા. ૧૦ જેઠ વદ ૧૧ | ૯૨૦) |

| | |
|---|---|
| ૩૨૦) બાકી લેણુ માલ પરાતના. | ૩૨૦) બાકી લેણુ માલ પરાંતનો |
| ૯૨૦) | સં.૧૯૬૨ના આસોવદ૦)) |

આખર સરવાયુ સંવત ૧૯૬૨ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૫૨૦) શ્રી દુકાનખાતે ખા. પા. ૧ | ૩૨૦) શ્રી ખરીદખાતે ખા. પા. ૧ |
| ૭૭) શા. હીરાચંદ દલસુખ ખા. પા. ૧ | ૩૨૦) બાજરી કળશી ૨૦ દર રૂ. ૧૬) લેખે. |
| | ૨૭૭) શ્રી જણસે. |
| ૫૯૭) | ૫૯૭) |

૨ (૨) ૨૪ મણુ ઘઉંના રૂ. ૬૩ શ્રી ખર્ચખાતે ઉધારવા અને ૮૦ મણુ ઘઉંના રૂ. ૨૧૦) શ્રી ખરીદ ખાતે ઉધારવા. હવે તે બધા ઘઉંના રૂ. ૬૩+૨૧૦=૨૭૩ શા. પાનાચંદ ઝવેર આપણી પાસે માગે પણ આપણે તેને રૂ, ૨૦૦) આપ્યા છે માટે તે ૭૩) રૂપીઆ માગે તે તેને ખાતે જમા કરવા. બધા ઘઉં રૂ. ૨ાાન્ન ના ભાવથી વેચ્યા પણ તેમાં રૂ. ૩ા દલાલીના બેઠા તેથી રૂ. ૨૯૯–૩ =૨૯૫ાાા શ્રી વકરાખાતે જમા કરવા. (૩) વ્યાજના રૂ. ૭૨) શ્રી વ્યાજ ખાતે જમા કરી શા. નથુ ગીરધરને ખાતે ઉતારવા. ભાડા-ના રૂ ૩ાા શા. ગીરધર નથુને ખાતે જમા કરવા. હવે ગીરધર નથુ પાસે રૂ. ૮૦૦) મુદલ તથા વ્યાજના રૂ. ૭૨) મળી રૂ ૮૭૨) માગીએ તેમાં ભાડાના રૂ. ૩ાા લીધા છે તો બાકીના રૂ. ૮૪૦ાા તેમને ખાતે જમા કરી રૂ. ૧૦૦૧) શ્રી ઇમારત ખાતે ઉધારવા અને રૂ. ૪ાા વધારે ગયા તે શ્રી વટાવ ખાતે ઉધારવા.

૩ બાકી લેણુ રૂપીઆ ૧૪) વ્યાજ રૂપીઆ ૭૦–૧૦ દો,

## ૧૯૦૭

૧ કાચાં ખાતાં એટલે જે ખાતાંમાં રકમો એકવાર જમા થા ખર્ચ લખાઈ તે વર્ષ આખરે હિસાબ માડી વાળવાને ફરીથી જમાખર્ચ કરીને પાકાં ખાતાંમાં લઇ જવાં પડે છે તેવાં ખાતાં.

ખાતાવહી ઉપરથી રકમો લઇ વ્યાજવહીમાં વ્યાજ કાઢતાં પહેલાં અરસપરસ ખાતું મેળવી જુએ છે કે રકમ લખવી રહી ગઇ હોય તો માલુમ પડે, રહી ગએલી રકમને **અચડ** ( ખાતે નહિ ચડેલી, નહિ નોંધાયલી ) રકમ કહે છે.

અસલ સરવાયું વર્ષની શરૂઆતમા કરાય છે. ગઇ સાલ આખરે જે જે ખાતે દેવું રહેલું હોય, તે દેવું તે તે ખાતે જમા, કરી ખુદ ખાતામાં ઉધાર છે, અને જે જે ખાતે લેણું રહેલું હોય તે લેણું તે તે ખાતે ઉધારી ખુદ ખાતામાં જમા કરે છે.

આખર સરવાયું કરવાની રીતઃ—પ્રાવેશિક પરીક્ષા સને૧૯૦૨ નો સ૦ ૧ જુઓ.

૨ (चे) તાકાના રૂ. ૭૦૩)= શ્રી ખરાજાતના રૂ. ૬) મળી રૂ. ૭૦૯)= શ્રી ખરીદખાતે ઉધારી મુંબઇના આડતીઆ હરિવલ્લભ નાથાલાલને ખાતે જમા કરવા રોજમેળ લખવાનો છે એટલે બીજા દિવસનું નાણું લખાય નહિ એટલે તાકાના વેચાણના રૂપીઆનું નામું લખાય નહિ (क) રૂપીઆ ૪૫) શ્રી ગગોત ખાતે જમા કરવા અને રૂપીઆ ૭૫૨) નાથા હરીને ખાતે જમા કરી રૂપીઆ ૮૭૨ (૭૫૨+૪૫+૭૫) શ્રી ખેતર ખાતે ઉધારવા. (ड) હુંડીઆમણના રૂ ૦ાા= હુંડીઆમણ ખાતે જમા કરી રૂ. ૩૫૦) બુકસેલર મહાદેવ આત્મારામને ખાતે ઉધાર.

સિલિક રૂપીઆ ૩૨૯ાા=ાા

૩. બાકી દેવા રૂપીઆ ૧૫) વ્યાજ રૂપીઆ ૧૧-૧૭-૩।।।

૧૯૦૮

ખાતાવહી ઉપરથી રકમો લઇ વ્યાજવહીમાં વ્યાજ કાઢતાં અરસપરસ ખાતુ મેળવી જુએ છે કે રકમ લખવી રહી ગઇ હોય તો માલમ પડે, આવી રીતે ગએલી રકમને અચડ રકમ કહે છે. સરવાયું તો સાલ આખરે દેવું લેણું જાણવા માટે કાઢવામાં આવે છે.

રોકડમેળ અને નોંધ તૈયાર કરવા માટે પ્રથમ રકમો આપવી પડશે માટે નીચે રકમો આપી છે તે ઉપરથી રોકડમેળ અને નોધ તૈયાર કરીને પછી તે ઉપરથી આંકડાવહી તૈયાર થશે.

નીચેની રકમો ઉપરથી રોકડમેળ ને નોંધ તૈયાર કરોઃ—રૂ. ૧૭૧) ઘરમાં સિલિક છે. ઘરમાં તોલા ૫ દર રૂ. ૨૪ ના ભાવનું સોનુ છે તે તેજ ભાવે રોકડેથી વેચ્યું. સુદ ૧ (૨) વોરા. હીરાચંદ વખતચંદના સંવત ૧૯૬૨ ના મહા સુદ ૫ ની તેરીખના રૂ. ૨૦૦) દેવા છે તે પેટે રૂ. ૧૦૦) રોકડા આપ્યા. સુદ ૧

રોકડમેળ પાનું ૧

સંવત ૧૯૬૨ ના આસો સુદ ૧ નો મેળ.

| જ | ઉ |
|---|---|
| ૧૭૧) શ્રી દુકાન ખાતે જમા. | ૧૦૦) વોરા હીરાચંદ વખતચંદને ખાતે ઉધાર. |
| ૧૭૧) નગદ રોકડા મુંબઇગરા ઘરમાંના. | ૧૦૦) નગદ રોકડા મુંબઇગરા હા. પોતાને |
| આં. પા. ૧ | આં. પા. ૨ |
| ૧૨૦) શ્રીહેમના વકરાખાતે જમા. | ૧૦૦) |
| ૧૨૦) નગદ રોકડા મુંબ· | |

| | |
|---|---|
| ૪ગરા. હેમ તોલા ૫) રૂ. ૨૪ાા લેખે રોકડેથી વેચ્યું તેના આવ્યા. | ૧૯૩ાા શ્રી જમ્યુસે. |
| આં. પા. ૨ | ૧૯૩ાા રોકડા મુંબઇમરા. |
| ૨૯૩ાા | ૨૯૩ાા |

નોંધવહી પાનું ૧

અમે અત્રે જમાની નોંધ રાખી છે. જેને ઉધારની નોંધ રાખવી હોય તે આવી રીતે ઉધારની નોધ રાખી શકે.

સંવત ૧૦૬૨ ના આસો સુદ ૧ નો મેળઃ—

જ — ઉ

૧૨૦) શ્રી દુકાન ખાતે જમા. આસો સુદ ૧ આ. પા. ૧
૧૨૦) હેમ તોલા ૫ દર રૂ. ૨૪) લેખે નામાની શરૂઆત કરતી વખતે સિલકે છે તે શ્રી હેમની ખરીદી ખાતે ઉધારીને.

૨૦૦) વોરા. હીરાચંદ વખતચંદને ખાતે જમા આસો સુદ ૧ આં.પા.૧
૨૦૦) બાકી દેવા સંવત ૧૯૬૨ ના મહા સુદ ૫ ની તેરીખના છે તે શ્રી દુકાન ખાતે ઉધારીને. આં. પા. ૧

આકડાવહી પાનું ૧.

શ્રી દુકાનખાતું. સંવત ૧૯૬૨ ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૧૭૧) રો. પા. ૧ આસો સુદ ૧ | ૨૦૦) નો. પા. ૧ આસો સુદ ૧ |
| ૧૨૦) નોં. પા. ૧ આસો સુદ ૧ | |
| ૨૯૧) | ૨૦૦) |

| | |
|---|---|
| ૯૧) બાકી દેવા સવત ૧૯૬૨ ના આસો વદ ૦)) | ૯૧) બાકી દેવા |
| | ૨૯૧) |

શ્રી હેમનું ખરીદ વકરાખાતું. સવત ૧૯૬૨ ની સાલનુ

| જ | ઉ |
|---|---|
| ૧૨૦) રો. પા. ૧ આસો સુદ ૧ | ૧૨૦) નોં. પા. ૧ આસો સુદ ૧ |
| ૧૨૦) | ૧૨૦) |

વોરા. હીરાચંદ વખતચદનું ખાતુ સંવત ૧૯૬૨ ની સાલનુ.

| જ | ઉ |
|---|---|
| ૨૦૦) નોં. પા. ૧ મહા સુદ ૫ | ૧૦૦) રો. પા. ૧ આસો સુદ ૧ |
| | ૧૦૦) બાકી દેવા. |
| ૨૦૦) | ૨૦૦) |
| ૧૦૦) બાકી દેવા સંવત ૧૯૪૧ ના આસો વદ ૦)) | |

૨ હુંડી ઉધારે લખાવી માટે ભાવ પ્રમાણે રૂ. ૧૪૯૨ાા થયા તે શા. માણેકલાલ મોતીલાલને ખાતે જમા કરવા, અને રૂપીઆ ૧૫૦૦) જળગામના આડતીઆ હરીલાલ કેશવલાલને ખાતે ઉધારવા. હુંડીઆમણુંના રૂપીઆ ૭ાા શ્રી હુંડીઆમણ ખાતે જમા કરવા. રૂપીઆનુ ભરતીયું આવેથી તેનુ જમાખર્ચ નંખાશે.

સિલિક રૂપીઆ ૯૫૭ાા

૩ બાકી દેવા રૂપીઆ ૧૧૦) વ્યાજ રૂપીઆ ૨૧-૧૫=૦ાાા

૧૯૦૯

(૧) ખાતાં બે પ્રકારનાં છે. (૧) પાકાં ખાતાં. (૨) કાચાં ખાતાં.

(૧) જે ખાતામાં રકમો એકવાર જમા અગર ઉધાર લખાઇ તે ફરીથી બીજે ખાતે જમા અગર ઉધાર થતી નથી. એટલે જેનું દેવું લેણું આવતી સાલમાં આપવાનું છે તેવા ખાતાંને પાકાં ખાતાં કહે છે. જેમકે—આશામીઓનાં ખાતાં, ચાંલ્લાખાતું, દાગીના ખાતું, ઇમારત ખાતું વગેરે.

(૨) જે ખાતામાં રકમો એકવાર જમા અગર ઉધાર લખાઇ વર્ષ આખરે હિસાબ માંડી વાળવાને તે રકમો ફરીથી જમા ખર્ચ કરી પાકાં ખાતામાં લઇ જવી પડે છે, એટલે જેનું દેવું લેણું આવતી સાલમાં આપવાનું નથી, તેવાં ખાતાંને કાચાં ખાતાં કહે છે. જેમકેઃ—ખર્ચખાતું, ખરીદવકરાખાતું, વ્યાજખાતું, હુંડીઆમણખાતું વટાવખાતું, તથા જે આશામીનું લેણું આવવાનું ન હોવાથી તે માંડી વાળવાનું હોય તેવું ખાતું વગેરે,

વર્ષ આખરે વેપારમાં નફો ટોટો નક્કી કરવા માટે આસો વદ ૦)) પછી જે મેળ દોરવામાં આવે છે તેને **અચડમેળ** કહેછે.

આ પ્રશ્નમાં ત્રણ કાચાં ખાતાં લેવાનાં કહ્યાં છે. માટે ખરીદ વકરાખાતું, વ્યાજખાતું અને વટાવખાતું, એ ત્રણ ખાતાં લીધાં છે. તે દરેકના જમા ઉધારના સરવાળા નીચે મુજબ છે.

| ખાતું. | જમા. | ઉધાર. |
|---|---|---|
| ખરીદવકરાખાતું | ૧૭૫) ૬॥ | ૩૦૦) |
| વ્યાજખાતું | ૫૫) | ૬૦) |
| વટાવખાતું | ૪૫) | ૧૮) |

ઉપરનાં ખાતાં માંડી વાળવા બાબત નીચે મુજબ અચડમેળ તૈયાર કર્યો છે.

સંવત ૧૯૬૩ ના આસો વદ ૦)) ને વાર બુધ રૂપજીનો અચડમેળ: રોકડ પાનું ૩૬

જ

૪પા શ્રી પરાંત જણુસે.

૨પા શ્રી વટાવ ખાતે જમા.
૨પા ખરીદ વકરા ખાતું માંડી વાળવા બાબત તે ખાતે ઉધારીને.

ખા. પા. ૧પ

પ) શ્રી વ્યાજ ખાતે જમે.
પ) ખાતું સરભર કરવા માટે આ ખાતે જમા કરી વટાવ ખાતે ઉધાર.

ખા. પા. ૧પ

૭પા

ઉ

૨પા શ્રી ખરીદ વકરા ખાતે ઉ.
૨પા ખાતું સરભર કરવા માટે આ ખાતે ઉધારી વટાવ ખાતે જમા.

ખા. પા ૧પ

પ) શ્રી વટાવ ખાતે ઉધાર.
પ) વ્યાજ ખાતું માંડી વાળવા બાબત તે ખાતે જમા કરીને.

ખા. પા. ૧પ

૩૦।

૪પા શ્રી જણુસે પોતે.
૪પ) નગદ રોકડા.
૦। છૂટા પૈસા.

૭પા

ઉપરના અચડમેળની રકમો ખાતાવહીમાં ખતવી ખાતાં માંડી વાળ્યાં છે.

## ખાતાવહી પાનું. ૧પ

શ્રી ખરીદવકરા ખાતું. સંવત ૧૯૬૩

| જ | ઉ |
| --- | --- |
| ૨પ) રા રો. પા. ૬ માગશર વદ ૭ | ૧૦૦) રો. પા. ૬ કારતક સુદ ૧પ |

૧૫૦) ૪ રા. પા. ૧૮ વૈશાખ સુદ ૨

૧૭૫) ૬ાા

૧૫૦) ૧૮ાા રૈ. પા. ૩૬ પર ચુરણુ માલ સિલક રહ્યો તેના.

૩૨૫ા

૨૦૦) રૈ. પા. ૧૦ મહા વદ ૪

૩૦૦)

૨૫ા રૈ. પા. ૩૬ વટાવ ખાતે જમા કરીને.

૩૨૫ા

૧૫૦) ૧૮ાા બાકી લેણા સંવત ૧૯૬૩ ના આસો વદ ૦)) પરચુરણુ માલ સીલક ર- હ્યો તેના.

શ્રી વ્યાજ ખાતું. સંવત ૧૯૬૩

જ

૧૫) રૈ. પા. ૩૦ ભાદરવા સુદ ૧૫

૪૦) રૈ. પા. ૩૨ આસો સુદ ૨

૫૫)

૫) રૈ. પા. ૩૬ વટાવ ખાતે ઉધાર્યા.

૬૦)

ઉ

૬૦) રૈ. પા. ૪૩ આસો વદ ૫

૬૦)

વટાવ ખાતું. સંવત ૧૯૬૩

જ

૩૫) રૈ. પા. ૮ પોષ વદ ૦))

૧૦) રૈ. પા. ૧૦ મહા વદ ૫

૪૫)

ઉ

૧૮) રૈ. પા. ૧૫) ચૈત્ર સુદ ૮

૧૮)

| | |
|---|---|
| ૨પા રો. પા. ૩૬ ખરીદ ખાતે ઉધારીને. | ૫) રો. પા. ૩૬ વ્યાજ ખાતે જમા કરીને. |
| | ૨૩) |
| | ૪૭ા રો. પા. ૩૬ માલીકને ખાતે જમા કરીને. |
| ૭૦। | ૭૦। |

(૨) સંવત ૧૯૬૫ ના ભાદરવા સુદ ૧ ના મેળનું નામું. સીલક રૂ. ૫૩૯ાાના અ પરીખ છગન કેશવજીને ગઇ સાલ એટલે સંવત ૧૯૬૪ ના ચૈત્ર વદ ૧૨ ને રોજ રૂ. ૫૫૦) આઠ આનાની તેરીખે ધીરેલા તેમાં સંવત ૧૯૬૪ ના આસો વદ ૦)) ને રોજ રૂ. ૩૩૦) આપી ગયો છે, તેનું આજ સુધીનું દિવાળીથી બાકી વ્યાજ રૂ. ૨૮ાાનાા થયું તે તેને ખાતે ઉધારી વ્યાજ ખાતે જમે કરવું, આથી તેને ખાતે રૂ. ૨૨૦) મુદલના અને રૂ. ૨૮ાાનાા વ્યાજના મળી રૂ. ૨૪૮ાાનાા લેણા નીકળશે, તે રકમ તે ચુકતે આપી ગયો છે; માટે રૂ. ૨૪૮ાાનાા પરીખ છગન કેશવજીને ખાતે જમે કરવા.

બ રૂ. ૬૦) વ્યાજ ખાતે જમા કરવા, અને રૂ. ૧૧૩૪) શેર ખાતે જમા કરવા. પછી રૂ. ૧૧૩૪) ની હુંડી લઇ જેઠાલાલ પ્રેમચંદને બીડી માટે રૂ. ૧૧૩૪) જેઠાલાલ પ્રેમચંદને ખાતે ઉધારવા. હુંડી પાકયાની તિથિ પોલી રાખવી, અને જે મિતિએ નાણું મળ્યાનો કાગળ આવે તે મિતિ નાંખવી. આ હુંડી અમારીવતીની છે માટે હુંડીનાં નાણું મળ્યાની તિથિ ન ખાય. જો તમારીવતીની હોય તો હુંડી લખાવી તેજ મિતિ નંખાય. રૂ. ૧૧૩૪) ઉધારતી વખતે હુંડીના નામાની રીતિ મુજબ બધી વિગત લખવી.

क જુનાં વાસણ વેચ્યાં તેના રૂ. ૪૬॥।= ઉપજ્યા, અને તાંબાનો નળો લીધો તેના રૂ. ૨૦) અને રૂ. ૦॥= દલાલી મળી રૂ ૨૦॥= બેઠા. આ પ્રમાણે રૂ. ૪૬॥।= માંથી રૂ. ૨૦॥= બાદ કરતા બાકી રૂ. ૨૬। આપણને મળ્યા, તે શ્રી ખર્ચખાતે જમે કરવા. અથવા ઘરમાંનાં વાસણ વેચ્યાં છે માટે તેના રૂ. ૪૬॥।= શ્રી ખર્ચખાતે જમા કરવા. નળો તેની મારફત લીધો માટે નળાના રૂ. ૨૦) તથા દલાલીના રૂ. ૦॥= કાપી લઈ તેની પાસે બાકીના પૈસા રોકડા લીધા છે માટે તેનું નામું નહિ લખતાં નળાના રૂ. ૨૦॥= શ્રી ખર્ચખાતે ઉધારવા. પેટામાં બધી હકીકત જણાવવી.

સિલિક રૂપીઆ ૮૭૪।=

## ૧૯૧૦

૧. ૧૦ ફા૦ પરીક્ષા સને ૧૯૦૧ નો સવાલ ૧ તથા પ્રાવેશિક પરીક્ષા સને ૧૯૦૬ નો સવાલ ૧ જુઓ.

૨ રૂ ૧૦૦૩॥।=॥ શ્રી જણસે. अ ૫૦ પાઘડીઓના રૂ. ૬૧૨॥ શ્રી વકરા ખાતે જમે કરવા. સુદ ૧૦ व શાહ. મનસુખ વેણીરામને રૂ. ૨) હુંડીઆમણના કાપી રૂ. ૧૯૮) ની હુંડી લખી આપી છે. કુલ તેની પાસે રૂ. ૨૦૦) માગીએ માટે તે તેમને ખાતે ઉધારવા. હુંડી મુંબઇના પરીખ પુંજાભાઇ લાલદાસ ઉપરની લખી આપી છે તેથી તે આપણી પાસે હુંડીમાં લખેલા રૂ. ૧૯૮) માગશે માટે તેમને ખાતે તેટલા રૂપીઆ જમા કરવા. રૂ. ૨) હુંડીઆમણ મળ્યું માટે શ્રી હુંડીઆમણ ખાતે જમા કરવા. વદ ૧ क સાકરના રૂ. ૨૬) શ્રી વકરા ખાતે જમા કરવા. રૂ. ૩) નું ઘી આવ્યુ તે જો વેપાર કરવા રાખ્યું હોય તો શ્રી ખરીદખાતે અને ખાવા રાખ્યું

હોય તો શ્રી ખર્ચ ખાતે ઉધારવા. કુલ ૧૦+૩=૧૩ રૂ. પટેલ કાશી ભાઇ અર્જુભાઇએ આપ્યા અને બાકીના રૂ. ૧૩) નો ચોકસી ઇશ્વર લક્ષ્મીદાસને ત્યાં હવાલો આપ્યો છે માટે રૂ. ૧૩) ચોકસી ઇશ્વર લક્ષ્મીદાસને ખાતે ઉધારવા. વદ ૧૨

સિલિક રૂપીઆ ૧૬૨૬ા≈ાા

૩. બાકી લેણા રૂપીઆ ૧૦) બ્યાજ રૂપીઆ ૧૨ાા–ાા દો

૧૯૧૧

૧. **આંકડાવહી અને ખાતાવહીનો મુકાબલો:**—૧ આંકડાવહીમાં રોકડમેળ તથા નોંધની રકમો ખતવાય છે, ને ખાતાવહીમાં આવરાની રકમો ખતવાય છે. ૨ બન્નેમા રકમો સરખી હોય છે, પણ આંકડાવહીનુ નામુ કાચું ગણાય અને ખાતાવહીનુ નામુ પાકું ગણાય, તેમજ આંકડાવહી પરથી કરેલુ સરવાયું કાચું ગણાય છે ને ખાતાવહી પરથી કરેલુ સરવાયુ પાકું ગણાય છે. ૩ આકડાવહી દરરોજ તૈયાર કરવામા આવે છે ને ખાતાવહી ફુરસદ મળે તૈયાર કરે છે. ૪ આંકડાવહીમાં તારીખવાર રકમો જુદીજુદી ખતવાય છે, ને ખાતાવહીમાં માસવાર રકમો જુદી જુદી ખતવાય છે ને તેના પેટામા તારીખવાર જુદી બતાવે છે.

પરી કેશવલાલ રણછોડદાસ તેલના રૂ. ૪૮≈ાા બારોટ જીભાઇ દામોદરને ખાતે જમા કરી શ્રી ખરીદ ખાતે ઉધારશે.

ઘાંચી મોતીલાલ જેચંદ તેલના રૂ. ૪૮)≈ાા શ્રી વકરાખાતે જમા કરી બારોટ જીભાઇ દામોદરને ખાતે ઉધારશે.

૨. રૂ. ૪૦૦) નુ ૧૯૬૫ ના વૈશાખ સુદ ૮ થી આસો વદ ૦)) સુધીનુ વ્યાજ કાઢ્યુ તો રૂ. ૮≈ થયું. એટલે વ્યાજ મુદલ

રૂ. ૪૦૮ાત્રા થયું તેનું બાર મહીનાનું એટલે સંવત ૧૯૬૬ ના આસો વદ ૦)) સુધીનું વ્યાજ કાઢી તેમાંથી રૂ. ૧૫૦) જે આપ્યા છે તેનું માહ સુદ ૫ થી આસો વદ ૦)) સુધીનું વ્યાજ કાઢી બાદ રૂ. ૪૦૮ાત્રા થયું તેનું બાર મહીનાનું એટલે સંવત ૧૯૬૬ ના આશો વદ ૦ાા) સુધીનું વ્યાજ કાઢી તેમાંથી રૂપીઆ ૧૫૦) જે આપ્યા છે તેનું મહા શુદી ૫ થી આસો વદ ૦)) સુધીનું વ્યાજ કાઢી બાદ કર્યું તો બાકી રૂ. ૧૩ાત્ર રહ્યું તે રૂ. ૪૦૮ાત્રા માં ઉમેરી રૂ. ૧૫૦) આપેલા બાદ કર્યા તો રૂ.૨૭૧ાાાત્ર સંવત ૧૯૬૬ ના આસો વદ ૦)) ને દિવસે બાકી રહ્યા તેનું સંવત ૧૯૬૭ ના આસો વદ ૦)) સુધીનું વ્યાજ કાઢી તેમાંથી રૂ. ૧૫૦) જે આપ્યા છે તેનું મહા સુદ ૫ થી આસો વદ ૦)) સુધીનું વ્યાજ બાદ કર્યું તો બાકી રૂ ૭)ત્ર વ્યાજ રહ્યું તે રૂ. ૨૭૧ાાાત્ર માં ઉમેરીને રૂ.૧૫૦) આપેલા બાદ કર્યા તો રૂ. ૧૨૮) ૦ાા બાકી લેણા નીકળશે.

## ૧૯૧૨

રૂપીઆ ૨૦૦૯ાાાત્રાાા શ્રી જણસે.

(अ) વ્યાજના રૂ. ૯૪ાા શ્રી વ્યાજ ખાતે જમા કરી લક્ષ્મણ સુંદરજીને ખાતે ઉધારવા. ભાડાના રૂ. ૫૦) લક્ષ્મણ સુંદરજી ને ખાતે જમા કરવા. હવે લક્ષ્મણ સુંદરજી પાસે રૂ. ૧૦૫૦) મુદલ તથા વ્યાજના રૂ. ૯૪ાા મળી રૂ. ૧૧૪૪ાા માગીએ તેમાં ભાડાના રૂ. ૫૦) લીધા છે તો બાકીના રૂ. ૧૦૯૪ાા માગીએ તે તેમને ખાતે જમા કરી રૂ. ૨૦૨૫) શ્રી ઇમારત ખાતે ઉધારવા અને રૂ. ૨૫ાાત્ર વધારાના થયા તે શ્રી વટાવખાતે ઉધારવા. (ब) રૂ. ૮૦૦)

શા. નારણદાસ ખુશાલદાસને ખાતે જમા કરી ઘેરીભાઇ શંભુદાસને ખાતે ઉધારવા. હસ્તે જીવરામ બહેચરનું નામ લખવું.

૨. વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા સને ૧૯૧૦ મો સવાલ ૧ લો જુઓ.

દિવાળી બાકી એટલે ચક્રવૃદ્ધિ (બ્યાજનું બ્યાજ ગણવાનુ એવું ) બ્યાજ ગણવાનું છે. સને ૧૯૬૮ નીશાળમાં આધક અસાડ માસ આવે છે તે લક્ષમાં રાખવું. પટેલ જીભાઇ મગનલાલ પાસે રૂપીઆ ૧૧પાાન્ા લેણા નીકળશે.



# વિદ્યા.

## કાર્ય અને કાર્યશક્તિ.

(૧) કામની વ્યાખ્યા અને સમજુતી લખો.

જ—પ્રતિરોધની સામે ગતિ ઉત્પન્ન કરવી તેને કામ કહે છે. આપણે કોઈ પદાર્થને ગતિ આપીએ છીએ, અથવા અટકાવ થવા છતાં તેને ગતિમાં રાખીએ છીએ, કે ગતિમાં હોય તેને અટકાવીએ છીએ; અથવા પદાર્થની મૂળ સ્થિતિનો નાશ કરીએ, છીએ તેને તપાવીએ કે તેમાં વીજળી ઉત્પન્ન કરીએ છીએ અર્થાત્ કે પદાર્થની મૂળ અવસ્થામાં ફેરફાર કરીએ છીએ ત્યારે કામ કર્યું કહેવાયછે.

(૨) કાર્યશક્તિ કોને કહે છે ?

જ—કામ કરવાના બળને એટલે પદાર્થની મૂળ સ્થિતિમાં હર કોઇ પ્રકારનો વિકાર ઉત્પન્ન કરનારા બળને કાર્યશક્તિ કહે છે.

(૩) કાર્યશક્તિ કેટલા પ્રકારની છે ? તે દરેકની સમજુતી આપો.

જ—(૧) સંભાવ્યશક્તિ. (૨) ગમનશક્તિ.

જે કાર્યશક્તિ સ્થાનને લીધે થાય છે તે સંભાવ્યશક્તિ, એટલે કોઇ અનુકુળ સ્થાનમાં પદાર્થ હોય ત્યારે તેમાં એકઠી થઇ રહેલી સંભાવ્યશક્તિ. જેમકે ઘડીઆળની કમાનને આંટા દઇએ છીએ તેમાં સંભાવ્યશક્તિનો જમાવ કરીએ છીએ; પછીથી તે ધીમેધીમે ઉકલીને ઘડિઆળ ચલાવવાનું કામ કરે છે. કાવેરી નદીનો ધોધ,

એમાં ઉપર જે પાણી રહેલું છે તેમાં સંભાવ્યશક્તિનો સંચય છે, તે નીચે પડી અમુક કાર્ય કરે છે, એ કાર્ય ઉપર રહેલી સંભાવ્ય શક્તિને લીધે થાય છે,

દેખાઇતા પદાર્થની અથવા ન દેખાઇ શકે એવા તેના પરમાણું (હરકોઇ વસ્તુનો ઝીણામાં ઝીણો ભાગ) ના જથાની ખરેખરી ગતિ તે ગમનશક્તિ. જેમકે બંદુકની ગોળીનું જવું, પવનચક્કી ચલાવનાર પવનનો સપાટો, હથોડા ઠોકવો વગેરે. મતલબ કે કોઇપણ વસ્તુની નીચે ઉંચે કે સીધે રસ્તે જવા આવવાની શક્તિ.

(૪) કાર્યશક્તિનાં કેટલાં રૂપ છે ?

જ—ચાર (૧) યાંત્રિક કાર્યશક્તિ—બંદુકની ગોળી, પવનચક્કી વગેરે. (૨) આંદોલનની કાર્યશક્તિ—પાણીનાં રજકણો એક બીજાને ઠેલવાથી થતી કાર્યશક્તિ એટલે પાણીમા પથરો નાંખવાથી થતાં કુંડાળાં, પવનનાં રજકણો ઠેલાવાથી સંભળાતો અવાજ વગેરે. (૩) ઉષ્ણતા અને પ્રકાશની કાર્યશક્તિ—પદાર્થનું રૂપ બદલવું, કે તેને વિસ્તારવાળો કરવો, જુદાજુદા રંગોનુ દેખાવું વગેરે. (૪) વીજળીની કાર્યશક્તિ—તાર ચાલવા, દીવા કરવા, પાણીનુ પૃથક્કરણ કરવું વગેરે.

## યંત્રો અને તેથી થતા લાભ.

(૫) યંત્રની વ્યાખ્યા સ્પષ્ટીકરણ સહિત આપો.

જ—થોડે બળે ઘણું કામ થાય, અથવા જે સાધન કે યુક્તિથી કોઇપણ અનુકુળ બિંદુએ લગાડેલા બળવડે ઘણું કરીને સ્થિતિમા ફેરફાર થઈ અને શક્તિમાં વધારો થઇ બીજા બિંદુએ બળ લગાડાય છે તો યંત્ર કહે છે.

(૬) યાંત્રિક શક્તિઓ કઇ કઇ છે? તેમાંની મુખ્ય કેટલી?

જ—(૧) ઉચ્ચાલન (૨) રેટ (૩) ગરગડી (૪) ઢાળ કે ઢોળાવ (૫) ફાચર (૬) પેચ. તેમાંની ઉચ્ચાલન, ગરગડી અને ઢાળ એ મુખ્ય છે.

(૭) યાંત્રિક શક્તિ લાગુ કરવામાં કઇ કઇ બાબતો ધ્યાનમા લેવાય છે, અને તેનો શો નિયમ છે?

જ—દરેક શક્તિમાં બળ, વજન અને ટેકો હોય છે. કંઇપણ કામ કરવાનું કે ભાર ઉપાડવાનું કે ખસેડવાનું કામ તે વજન, હર કોઇ કામ કરવાને સામુ બળ કરવું પડે અગર લગાડવું પડે તે બળ, અને તે વસ્તુને જે ઠેકાણે ટેકો દીધાથી તોળાઇ રહેતી હોય તે ટેકો. કાતર, સાંડશીમાં વચલી જડ, સુડીમાં છેડાની જડ, ત્રાજવામા દાંડીને વચમાં વેહે પાડી દોરી બાધી ઝાલવાનું કરે છે તે કાણાવાળી જગો તે ટેકો કહેવાય. તેમાં ટેકાથી જેટલે અંતરે વજન લગાડેલુ હોય તેટલુ અંતર તે વજનની દાંડી, અગર વજન જેટલુ ઉચું ચડે કે નીચે ઉતરે કે ખસે તે વજનની દાંડી, અને ટેકાથી જેટલે અંતરે બળ લગાડેલુ હોય તે અંતર, અથવા બળ જેટલુ ઉંચું ચડે કે નીચે ઉતરે કે ખસે તે બળની દાંડી કહેવાય છે.

હવે બળ ઓછું લગાડી ઘણું કામ કરવું હોય તો બળની દાંડી વજનની દાંડી કરતાં મોટી રાખવી જોઇએ; એટલે બળને ઘણે અંતરે ચલાવવું જોઇએ પરંતુ બળને ઘણે અંતરે ચલાવતાં વધારે વખત જાય; માટે યાંત્રિક શક્તિથી બળમાં લાભ તે પણ કાળમાં ટોટો છે. મતલબ કે બળ થોડું જોઇએ છીએ પણ વખત વધારે જાય છે.

અમુક બળથી કેટલું વજન ઉંચકાશે તેને માટે એવો નિયમ છે કે **બળ×બળની દાંડીની લંબાઇ=વજન×વજનની દાંડીની લંબાઇ.** આ પ્રમાણે હોય તો બળ અને વજનની દાંડી સમ તોલ રહે આ નિયમ દરેક યાંત્રિક શક્તિને લાગુ પડે છે.

(૮) ઉચ્ચાલન કેટલી જાતનાં છે તે દાખલા આપી સમજાવો.

જ—ઉચ્ચાલન ત્રણ જાતનાં છે. ૧ પહેલા પ્રકારનું. ૨ બીજા પ્રકારનું, ૩ ત્રીજા પ્રકારનું. વચ્ચે ટેકો અને એક બાજુ બળ તથા એક બાજુ વજન હોય તે પહેલા પ્રકારનું ઉચ્ચાલન. ત્રાજવાં, કાતર, સાંડસી, ચીપવો વગેરે.

વચ્ચે વજન અને એક બાજુ બળ તથા એક બાજુ ટેકો હોય તે બીજા પ્રકારનું ઉચ્ચાલન. સુડી, કમાડ, લાકડાનું ખુધું ઘાલી પાટડો પત્થર વગેરે ગબડાવવો તે.

વચ્ચે બળ અને એક બાજુ વજન તથા એક બાજુ ટેકો હોય તે ત્રીજા પ્રકારનું ઉચ્ચાલન. કોણીથી નીચેનો હાથ.

(૯) ઉપર ૭ મા પ્રશ્નના જવાબમાં આપેલો નિયમ ઉચ્ચાલનને લાગુ કરી બતાવો.

જ—ત્રાજવાં, કાતર, સાંડસી, સુડી, ચીપવો, વગેરે ઉચ્ચાલનના ઉદાહરણ છે, તેમાં ત્રાજવાનો દાખલો લઇએ

ત્રાજવાંની બળ (કાટલાં) તરફની દાંડી ૧૨ ઇંચ લાંબી છે, અને બીજી તરફની દાંડી ૧૦ ઇંચ લાંબી છે; તો ૧૦ શેરનાં કાટલાથી કેટલું વજન ઉંચકાશે?

(બળની દાંડી) ૧૨×૧૦=વજન×૧૦ (વજનની દાંડી), માટે ૧૨×૧૦–૧૦=૧૨ શેર વજન ઉંચકાય. તેમજ ચીપવાનું લાકડું એક

તરફ લાંબુ અને એક તરફ ટૂંકું હોય તો લાંબા લાકડા તરફ નાના છોકરાને અને ટૂંકા લાકડા તરફ મોટા છોકરાને બેસાડીએ તો સમતોલ રહે. એક તરફનું લાકડું લાંબુ અને એક તરફનું ટૂંકું છતાં બન્ને તરફ સરખા ભારવાળા છોકરાઓને બેસાડીએ તો લાંબા લાકડા તરફ નમી જાય.

(૧૦) ખરી દાંડી અને ખોટી દાંડી શું તે સમજાવો.

જ—આખી દાંડી જાડાઇમાં એક સરખી અને ટેકાથી (વચલા વેહેથી) બન્ને છેડાલગીનું અંતર સરખું હોય તો ખરી દાંડી, અને તે પ્રમાણે ન હોય તો ખોટી દાંડી. ખોટી દાંડીથી ઉપરના જવાબ ૯ માં બતાવ્યા મુજબ ૧૦ શેરનું કાટલું મૂકવાથી ૧૨ શેર અનાજ વગેરે જે તોલવાનું હોય તે જાય. જેમ જેમ દાંડીઓ વચ્ચેનો તફાવત ઓછો તેમ તેમ બળ અને વજન વચ્ચેનો તફાવત પણ ઓછો થાય. આજ કારણથી તોળનાર માણસો અર્ધું વજન જોખ્યા પછી કાટલાંનું ત્રાજવું બદલી નાંખે છે. એમ બદલે છે તો પણ ખોટી દાંડી હોય તો છેવટે માલ આપનારનેજ નુકસાન થાય છે. ઉપરના દાખલામાં આપણે તેમ કર્યાનું લઇએ. પહેલી વખતે તો તેણે ૧૦ શેરનું કાટલું મૂકી ૧૨ શેર આપ્યું, અને બીજી વખતે ૧૦×૧૦=૧૨×વજન=૮⅓ શેર આપ્યું એટલે બે વખત મળી ૧૨+૮⅓=૨૦⅓ શેર આપ્યુ, અને ૧૦+૧૦=૨૦ શેર ગણાયું. આ પ્રમાણે ખોટી દાંડી રાખનારને પોતાનેજ નુકસાન થાય છે; પરંતુ કાટલાં બદલીને વારા ફરતી તોળીને આપે તોજ. એક વખત તોળીને આપે તો લેનારને નુકસાન ખમવું પડે છે,

(૧૧) એકજ વખત તોળીને આપવાનું હોય અને દુકાનદારની પાસે ખોટાં ત્રાજવાં હોય તો તે કાટલાં કઈ તરફ મૂકશે.

જ—ટૂંકી દાંડી તરફ કાટલાં મૂકશે.

(૧૨) રેંટની સમજુતી આપો અને તેને યાંત્રિક શક્તિનો નિયમ લાગુ કરી તેનાથી શો લાભ થાય છે તે સમજાવો.

જ—કુવામાથી પાણી કાઢતાં જેના ઉપર દોરડું વીંટાય છે તે, અને કપાસ પીલવાનો ચરખો, એ રેંટનાં ઉદાહરણ છે. રેટમાં પૈડું હોય છે તેના ઉપર વજન ઉપાડવાનું દોરડુ વીંટાય છે, પૈડુ ન રાખેલુ હોય તો ધરી ઉપર વીંટાય છે. રેંટના હાથાને એક આટો ફેરવતાં તે દોરડું ધરી ઉપર વીંટાતું હોય તો ધરીના પરિધ જેટલું, અને પૈડા ઉપર વીંટાતુ હોય તો પૈડાના પરિધ જેટલું વીંટાય છે; અને જેટલું દોરડુ વીંટાય તેટલુ વજન ઉંચું ચડે છે. માટે રેંટમાં એવો નિયમ છે કે બળ×બળની દાંડી એટલે હાથાનો પરિધ=વજન×વજનની દાંડી એટલે જેના ઉપર દોરડું વીંટાતુ હોય તેનો પરિધ. આ ઉપરથી જણાય છે કે રેંટમાં પૈડા અગર ધરીનો પરિધ ઓછો અને હાથાનો પરિધ વધારે હોય તો લાભ વધારે થાય. પરંતુ પાતળી ધરી રાખતાં વધારે વજન હોય તો ધરી ભાગી જાય. આ અડચણ ખસેડવાને માટે બેવડા રેંટ કરવામાં આવે છે. એટલે અર્ધી ધરી જાડી અને અર્ધી પાતળી રાખવામાં આવે છે. દોરડુ એવી રીતે બાંધેલું હોય છે કે પાતળી ધરી ઉપરથી દોરડું ઊકલતુ જાય અને જાડી ધરી ઉપર વીંટાતુ જાય એટલે હાથાનો એક આંટો થતાં વજન જાડી ધરીનો પરિધ—પાતળી ધરીના પરિધ જેટલુ ઉંચું ચડે. આ પ્રમાણે વજનની દાંડી ટુંકી કરવાને જે યુક્તિ કરવામા આવે છે તેને બેવડો રેંટ કહે છે. મતલબ કે તેટલાજ બળે એકવડા રેંટ કરતાં બેવડા રેંટથી વધારે વજન ઉંચકાય છે. રેંટમાં વજનની જગાએ કેટલું બધું બળ લાગુ થાય છે

તે ચરખામાં પીલાતા કપાસથી સહેજ જણાઇ આવે છે, તે જગાએ આંગળી આવી જાય તો તે પીલી નાંખે છે.

(૧૩) ગરગડીનો ઉપયોગ અને ફાયદા સમજાવો.

જ—કુવામાંથી પાણી કાંઢવાને, નળીઆં વગેરે છાપરે ચડાવવાને, તથા આપણાથી હાથવતી ન ઊંચકી શકાય તેવી વસ્તુ ઉંચે ચડાવવાને ગરગડી વાપરવામાં આવે છે. જડેલી ગરગડીથી કંઇ લાભ થતો નથી. માત્ર બળની દિશા બદલાવાથી એટલે નીચેની તરફ ખેંચવાનું હોવાથી આપણા શરીરનો ભાર તેને મદદ કરે છે. જડેલી ગરગડી જોડે છુટી ગરગડી હોય તોજ લાભ થાય છે. દરેક છુટી ગરગડીએ બળ કરતાં બમણું વજન ઉંચકાય છે. એમ પાંચ છુટી ગરગડીઓ હોય અને પાંચ શેરનું વજન લગાડયું હોય તો ૫×૨×૨×૨×૨×૨=૧૬૦ શેર વજન ઊંચકાય છે. પૂલના ભૂગળાં ઉંચે ચડાવવામાં તથા હરકોઇ ભારે વસ્તુઓ ઉપર લઇ જવામાં ગરગડીઓનો ઉપયોગ કરવામાં આવે છે.

(૧૪) ઢાળનો ઉપયોગ અને તેના ફાયદા સમજાવો.

જ—કોઇ પણ વજન જડેલી ગરગડીની મદદથી ઉંચે ખેંચીએ તેના કરતાં લીસા ઢોળાવ ઉપર મૂકીને ખેંચીએ તો વધારે સહેલું પડે છે; કેમકે તેનો કેટલોક ભાર ઢોળાવ ઉપર રહ્યાથી તે હલકો લાગે છે અને બળ ઓછું પડે છે. ઇમારતો બાંધતી વેળા મોટા પથરા કે લાકડાં ઉંચાં ચડાવવા સારૂ પાટીઆંના ઢોળાવ કરે છે, અને તેના ઉપર ગરગડી જડી એક છેડે (નીચેને છેડે) વજન બાંધી ઉપલે છેડે બળ લગાડે છે. તે બળ નીચું આવે તેમ વજન ઢાળ ઉપર ચઢતું જાય છે. તેમાં પણ ઉપર જણાવેલોજ નિયમ લાગુ પડે છે; એટલે બળ×ઢાળની લંબાઇ=વજન×ઢાળની ઉંચાઇ. મ-

તલબ કે ઢાળ લાંબો રાખી તેની ઉંચાઈ ઓછી રાખે તો થોડા બળે વધારે વજન ઊંચકાય.

(૧૫) ફાચરનો ઉપયોગ તથા તેના ફાયદા સમજાવો.

જ—લાકડાં ફાડવામાં વપરાતી કુહાડી એ ફાચરનુંજ ઉદાહરણ છે. લાકડાં વહેરતાં વહેરેલાં લાકડામાં ફાચર મારી રાખવામાં આવે છે તેથી બે તરફનું લાકડું ભેગું થઇ આડીઆને અચકાવતું નથી. અથવા કોઇ વસ્તુ ઉંચી કરવી હોય તો ફાચરનો પાતળો છેડો તેની નીચે ઘાલી ફાચરને હથોડીવતી ઠોકવાથી તે વસ્તુ ઉંચી થાય છે. ફાચર એ બેવડો ઢાળ છે અને તેને પાયાને સમાન્તર બળ લાગેલું હોય છે. તેનો નિયમ એવો છે કે ફાચરની લંબાઇ×બળ=ફાચરના માથાની અર્ધ પહોળાઇ×વજન.

(૧૬) પેચ એટલે શું ? માન કોને કહેવાય અને પેચનો ઉપયોગ તથા ફાયદા સમજાવો.

જ—પેચ એ ઢાળનોજ બદલો છે. આ ઢાળ એક જગાએથી બીજી જગાએ લઇ જવાય એવો છે. બૂચ કાઢવાની મરોડી અથવા લાકડામાં જડવાના સ્ક્રૂ એ પેચજ છે. પેચમાં આંટા પડેલા હોય છે. બે આંટા વચ્ચેનું અંતર તે માન કહેવાય છે. એટલે આંટાની વચલી ઉંડાણની જગા તે માન કહેવાય છે. ગાંસડીઓ, ચોપડીઓ વગેરે જોરથી દબાવવાનાં યંત્રોમાં મુખ્ય ઉપયોગ પેચનોજ છે. પેચ જેમાં દાખલ થાય છે તેને માદા, અને પેચને નર કહેવામાં આવે છે. હાથાનો એક આંટો ફેરવવાથી પેચના માન જેટલું પાટીઉ નીચે ઉતરે છે. તેથી ગાંસડી વગેરે દાબવાનું હોય તે દબાય છે. તેનો નિયમ એવો છે કે હાથાની લંબાઇ×બળ=પેચનું માન×વજન: આ નિયમથી જણાય છે કે પેચનું માન જેમ ઓછું તેમ વજન વધારે

દબાય. આને માટે બેવડો પેચ પણ વાપરવામાં આવે છે એટલે વ-ધારે માનવાળો પેચ નીચે ઉતરે અને ઓછા માનવાળો પેચ ઉંચે ચઢે એટલે મોટા પેચનું માન—નાના પેચનું માન જેટલું વજન નીચે દબાય તેથી કરીને ધીમેધીમે દબાણ થવાથી ઘણા જોરમાં દબાણ થાય.

(૧૭) યાંત્રિક લાભ કોને કહેવાય ? તેમાં અલાભ હોય તો તે કહો, તથા તે ઉપરથી કાર્યશક્તિમાં કદી લાભ કે ટોટો થતોજ નથી તે દાખલા આપી સમજાવો.

જ—બળ કરતાં જેટલાગણું વજન ઉંચકાય તેટલો યાંત્રિકલાભ થયો કહેવાય. ૪ શેરના બળથી ૪૦ શેરનો પત્થર ઉંચકાય તો યાંત્રિક લાભ ૪૦÷૪=૧૦ કહેવાય. પરંતુ એમાં યાંત્રિક લાભ એવો થાયછે કે ૪ શેરનું બળ તમે ૧૦ ફૂટ સુધી કરો તો ૪૦ શેરનું વજન ૧ ફૂટજ ખસે, મતલબ કે ૧૦ ફૂટ ખસેડતાં બળને ૧૦૦ ફૂટ સુધી લઇ જવું પડે; અને તેમ કરવામાં વખત ૧૦ ગણો વધારે જાય. માટે યાંત્રિક શક્તિથી " બળમાં લાભ અને કાળમાં ટોટો " એમ કહેવાય છે. આ પ્રમાણે બળમાં લાભ થયો અને કાળમાં ટોટો થયો માટે કાર્યશક્તિથી લાભ કે ટોટો થતો નથી એમ કહેવાય છે.

## પ્રવાહી પદાર્થોમાં થતું સરખું દબાણ.

(૧૮) પેચ સિવાય બીજા કયા સાધનવડે દબાણનું યંત્ર બને છે તે કારણ સાથે સમજાવો.

જ—પ્રવાહી પદાર્થવડે. તેમાં વિશેષે કરીને પાણી વપરાય છે, કારણ કે તે પ્રવાહી વસ્તુ છે અને જોઇએ તેટલું મળી આવે છે વળી તે ચોતરફથી દબાણ કરે છે. બૂચના કકડાને પાણીની નીચે સુધી

લઇ જઇ મૂકી દેશો તો તે તુરત ઉપર તરી આવશે. નદીમાં તથા તળાવમાં ઘણાં લાકડાં તથા માણસો તરતાં આપણે જોઇએ છીએ તે ઉપરથી સમજાય છે કે પાણી ઉપલીમેર દબાણ કરે છે. એક નળાને નીચેથી ઉપર સુધી કેટલાંક નાળચોઆં જોડી તે નળામાં પાણી ભરશો તો છેક નીચેની ધાર ઘણા જોરથી પડશે અને તેના ઉપરની અનુક્રમે ઓછા જોરથી પડતી જશે. આ ઉપરથી પાણીનું નીચેની તરફનું દબાણ પણ જણાઇ આવે છે, તેમાં એક વેહે બીજા કરતાં બમણો હોય તો ત્યાં બમણા જોરથી દબાણ થઇ બમણું પાણી બહાર નીકળી જશે. રબ્બરની પોલી દડીને સોયવતી ચોબાજુ વેહે પાડી તેમાં પાણી ભરી તેનું મોં બંધ કરી દાબીશું તો વેહેવાળી જગાએથી દબાણ કરી પાણીની ધારો બહાર નીકળતી જણાશે. તે ઉપરથી નિશ્ચય થાય છે કે પાણી બધી તરફ દબાણ કરે છે. પાણીમાં આ ગુણ હોવાથી તેનાવડે દબાણનાં યંત્રો બનાવવામાં આવેછે.

(૧૯) પાણીવડે થતાં દબાણનાં યંત્રોનો ઉપયોગ, તે પ્રથમ કોણે બનાવ્યાં, અને તેની બનાવટ સમજાવો.

જ—કાપડ, કાગળ, સૂકું ઘાસ, રૂ, સુતર વગેરે દાબવામાં, જુદી જુદી જાતનાં બીજમાંથી તેલ કાઢવામાં, લોઢાનાં મોટાં પતરાં વાળવામાં વગેરે અનેક કાર્યોમાં આ યંત્રો વપરાય છે. મીલોમાં સુતર, કાપડ વગેરેની ગાંસડીઓ બાંધવામાં આ યંત્ર જોવામાં આવે છે. એ યંત્ર પ્રથમ **બ્રામાહ** નામે પુરૂષે બનાવ્યું, તેથી તેને **બ્રામાહ સંકોચ યંત્ર** અથવા **જળચાપ યંત્ર** કહે છે. આ એક સાદી રચનાનું યંત્ર છે, પણ તેનાથી બહુ બળવાન કાર્ય થાય છે. એમાં નાના મોટા મોંવાળી બન્ને બાજુ એકેક ટાંકી હોઇ નીચેથી જોડી દીધેલી હોય છે, અને તેના મોંને બંધ બેસતા આવે એવા

બન્ને તરફ દાટા હોય છે, તે એવી રીતે સજ્જડ બેસાડેલા હોય છે કે અંદર હવા જઈ શકે નહિ, અને પાણીને અટકાવે રહે. નાનો દાટો નીચે દાબવામાં આવે છે તેથી મોટા દાટા તરફ પાણી ઠેલાઇ તે પાણી મોટા દાટાને ઉંચે ચઢાવે છે. એ મોટા દાટા ઉપર પાટીઉ જડી દબાણ કરવાની વસ્તુ મૂકેલી હોય છે. તે ઉંચે જઇ ઉપરના જડેલા પાટીઆ તથા દાટાના પાટીઆ સાથે દબાયાથી બરાબર દબાઈ જાય છે. એ દબાણ બન્ને દાટાના મથાળાના ક્ષેત્રફળના પ્રમાણમાં થાય છે. નાના દાટાનું ક્ષેત્રફળ ૧૦ ચોરસ ઇંચ હોય અને મોટા દાટાનું ક્ષેત્રફળ ૧૦૦ ચોરસ ઇંચ હોય તો ૧૦૦÷૧૦=૧૦ ગણા જોરથી તે વસ્તુ દબાય છે, એટલે નાના દાટા ઉપર ૧ શેરનું વજન મૂકવામાં આવે તો મોટા દાટા ઉપર ૧૦ શેરની વસ્તુ ઊંચકાય છે આ યંત્રને બ્રામાહ સંકોચ યંત્ર અથવા જળચાપ યંત્ર કહે છે.

(૨૦) સાધણ યંત્ર એટલે શું ? તે શેનાં બનાવવામાં આવે છે, તેનો શો ઉપયોગ છે ?

જ—હરકોઇ વસ્તુની સપાટી સરખી છે કે ઊંચા નીચી છે તે સાધણ યંત્રથી જણાય છે. તે એક પોલી નળી હોઇ બે બાજુ બંધ કરેલી હોય છે અને વચલા અમુક ભાગમાં પાણી, દારૂ અથવા પારો ભરવામાં આવે છે. તેને સપાટી ઉપર મૂકી જોવાથી જે બાજુ નીચી હોય તે તરફ તેમાની વસ્તુ ઢળી જાય છે. તેને સાધણ અથવા લેવલ કહે છે. (૧) વોટર લેવલ ( પાણી ભરેલુ હોય તે. ) (૨) સ્પીરીટ લેવલ (દારૂ ભરેલો હોય તે) (૩) મર્ક્યુરી લેવલ (પારો ભરેલો હોય તે ). કઇ તરફની જગા ઊંચી કે નીચી છે તે બતાવવામાં તે કામ આવે છે.

(૨૧) સાયફોન એટલે શું, તેની રચના તથા ઉપયોગ, અને બક નળી એટલે શું તેની રચના અને ઉપયોગ સમજાવો.

જ—મોટા વાસણમાંથી દૂર રાખેલા નાના વાસણમાં પાણી લેવામાં, ઊંચી જગાએ ભરેલા વાસણમાંથી નીચી જગાએ રાખેલા વાસણમાં પાણી લઇ જવામાં અથવા ડોહોળાએલું પાણી ઠરેલું હોય તો ઉપર ઉપરથી નીતર્યું પાણી લઈ લેવાના કામમાં આ યંત્ર વપરાય છે. તેમાં બન્ને બાજુ ખુલ્લા મોંવાળી એક વાંકી નળી હોય છે. તેને બક નળી કહે છે. તેમાંની હવા ખેંચી લઇ અગર હવા ખેંચી લેવાનું સાધન ન હોય તો બધી નળીને પાણીથી ભરવી તેથી તેમાની હવા જતી રહી તે જગા પાણી રોકશે, પછીથી તેનાં બન્ને તરફનો મોં હાથવતી અગર સજ્જડ દાટાથી બરાબર બંધ કરી ઉપલા વાસણમાં પાણીની સપાટીને અડકે તથા જેટલું પાણી ખાલી કરવું હોય તેટલે નીચે સુધી તેનું મોં રહે, અને બીજો છેડો નીચલા વાસણમાં રહે એમ રાખી બન્ને બંધ કરેલાં મોઢાં ઉપરથી હાથ લઇ લેવા અગર સજ્જડ દાટા બેસાડેલા હોય તે કાઢી લેવા. તેથી ઉપલા વાસણનું પાણી નીચલા વાસણમાં આવી જશે ઉપલા વાસણમાં જે જગાએ નળીનું મો છે તેટલા પાણીપર હવાનું દબાણ નથી અને બાકીના પાણી ઉપર હવાનું દાબાણ છે; તેથી આજુબાજુના પાણી ઉપર દબાણ થઇ નળી વાટે માર્ગ મળવાથી તેમાં પાણી ઊંચું ચડી બીજા વાસણમાં જાય છે. આ પ્રમાણે વાસણમાના પાણીની સપાટી નળીના બહારના છેડા કરતાં ઉંચી હશે ત્યાં લગી પણી બહાર નીકળ્યા કરશે. આ યંત્રને સાયફોન, અને વાંકી નળીને બક નળી કહેવામાં આવે છે.

# આર્કિમીડીસનો નિયમ.

(૨૨) તારક શક્તિ એટલે શું ?

જ—તારવાની શક્તિ. પ્રવાહીમાં નાંખેલા નક્કર પદાર્થને ઉપલીમેર ધકેલવાનું પ્રવાહીમાં વલણ હોય છે. આ વલણને તારક-શક્તિ કહે છે.

(૨૩) તમામ વસ્તુઓ પ્રવાહીમાં કેમ તરી શકતી નથી ?

જ—પ્રવાહી પદાર્થની તારકશક્તિ ડુબતા પદાર્થનું વજન ટેકવી રાખવાને શક્તિવાન ન હોય તો તે ડુબી જાય છે.

(૨૪) કોઇ પણ વસ્તુનું કદ આટલાજ પાણીના કદની બરાબર છે, તે તમે શી રીતે જાણી શકશો ?

જ—જે પદાર્થોનું કદ કાઢવું હોય તે પદાર્થ માઇ શકે એવું એક વાસણ લેવું, અને તે પાણીથી પૂરેપૂરૂં છલોછલ ભરવું, પછી તે પદાર્થને પાણીમાં પૂરેપૂરો બુડાડવો, તેથી જેટલુ પાણી બહાર નીકળી જાય તે પાણીને બીજા વાસણમાં ભરી જોઇ તેનું કદ માપવું, એટલું કદ બુડાડેલા પદાર્થનુ કહેવાય. સદરહુ પદાર્થ હલકો હોય અને પાણીમાં નાંખવાથી ન ડુબે તો દાબીને પણ ડુબાવવો. તેમ કરવામાં પાણીમાં આંગળાં ન જાય તેની સાવચેતી રાખવી; કારણકે અંદર આંગળાં ઉતરે તો જેટલી જગા આંગળાં રોકે તેટલું વધારાનું પાણી બહાર નીકળી જાય અને પદાર્થનું ખરૂં કદ નીકળે નહિ, માટે આંગળાં કે ચીપીઓ વગેરે પાણીમાં જવાં દેવા નહિ

(૨૫) કેટલાક પદાર્થ પાણીપર તરે છે, અને કેટલાક તેમા ડુબી જાય છે તેનું કારણ શું ?

જ—જે વસ્તુ સરખે કદે પાણીથી ભારે છે તે ડુબે ( ઉપર

પ્રશ્ન ૨૪ ના ઉત્તરમાં પદાર્થનું કદ કાઢવાનું આપ્યુ છે તે પ્રમાણે પદાર્થને બુડાડીને તેના કદની બરાબરના કદનું પાણી નક્કી કરી તેને તોળી જોવું. અને પદાર્થને તોળી જોવો; તેમાં પદાર્થનું વજન પેલા બહાર નીકળેલા પાણીના વજન કરતાં વધે તો જાણવું કે સરખે કદે પાણી કરતાં તે પદાર્થ ભારે છે, અને ઘટે તો હલકો છે એમ જાણવું ), અને સરખે કદે પાણીથી હલકી છે તે તરે છે.

(૨૬) જે વસ્તુ પાણીમાં તરે છે તેનો કેટલો ભાગ પાણીમાં ડુબે ?

જ—તે આખા પદાર્થનુ જેટલું વજન થાય તેટલા વજનનું પાણી ખસેડીને એ પદાર્થ પોતાનો ભાગ પાણીમાં રાખે, એટલે તે પદાર્થ સરખે કદે પાણીથી વજનમાં અર્ધો હોય તો તે પદાર્થનો અર્ધો ભાગ ડુબે, સરખે કદે વજનમાં ⅓ હોય તો તે પદાર્થનો ત્રીજો ભાગ ડુબે, અને સરખે કદે પાણીની બરાબર હોય તો તે પદાર્થ પૂરેપૂરો ડુબી (ઠેક તળીએ ન બેસે પણ) તે પદાર્થની ઉપલી સપાટી અને પાણીની ઉપલી સપાટી બરાબર સરખી રહે.

(૨૭) કોઇ પણ વસ્તુ પ્રવાહીમાં તરશે કે નહિ, તે તેના વજન ઉપરથી નક્કી કહી શકાય કે નહિ ?

જ—વજન ઉપરથી કહી શકાય નહિ, કારણ કે કોઇ ધાતુની રકાબી કે પ્યાલો હોય તો તે પ્રવાહીમાં તરે, અને તેટલાજ વજનનો તે ધાતુનો કકડો હોય તો તે ડુબી જાય.

(૨૮) કોઇ પણ વસ્તુ પ્રવાહીમાં તરશે કે નહિ, તે શા ઉપરથી નક્કી થઇ શકે ?

જ—તેના કદ ઉપરથી.

(૨૯) ધાતુની રકાબી કે પ્યાલો તરે અને તેજ ધાતુનો તે-

ટલાજ વજનનો કકડો ડુબી જાય તેનું શું કારણ?

જ—પ્યાલો કે રકાબી પોલાં હોઇ તેમાં વાયુ ભરેલો હોય છે તેથી પ્યાલો કે રકાબી અને તેમાંના વાયુનું વજન એ બન્ને મળી તેટલાજ કદના પાણીના વજન કરતાં ઓછું થાય છે, તેથી તે તરે છે; પરંતુ તેનો બનાવેલો ચપટો કકડો પાણીનો થોડો જથો રોકી તેના કદના જેટલા પાણીના વજન કરતાં ભારે થાય છે, માટે તે ડુબી જાય છે. જુઓ પ્રશ્ન ૨૫ નો ઉત્તર.

(૩૦) લોઢાના ભરેલા વહાણમાં તમામ જાતનો ભારે માલ ભરેલો હોય છે અને વહાણનું દ્રવ્ય પણ પાણી કરતાં વધારે ઘટ હોય છે, છતાં તે પાણીપર કેમ તરી શકે છે?

જ—વહાણનું, તેમાં ભરેલા માલનું, અને તેમાં રહેલા વાયુનું એકંદર વજન વહાણના ખોખાના પાણીમાં ડુબેલા ભાગવડે જેટલું પાણી ખસે છે તેટલા પાણીના વજનની સમાન થાય છે. મતલબ કે આખા વહાણનુ, હવા તથા તેમાંના માલ સહિતનુ વજન આખા વહાણના જેટલા કદના પાણીના વજન કરતાં ઘણું ઓછું હોય છે તેથી તે તરે છે.

(૩૧) હરકોઇ વસ્તુ તમામ પ્રવાહીઓમાં એક સરખી ડુબે કે વધતી ઓછી?

જ—તમામ પ્રવાહીઓમાં એક સરખી ડુબતી નથી. કોઇ વસ્તુ પારામાં તરે અને પાણીમાં ડુબે, તેલમાં તરે અને મદ્યાર્કમાં ડુબે, માટે તમામ પ્રવાહીઓમાં એકજ વસ્તુ એક સરખી ડુબે એમ કહી શકાય નહિ; કારણ કે પદાર્થના વજન સાથે તેના સરખા કદના પ્રવાહીનું વજન પણ ધ્યાનમાં લેવાય છે. બધા પ્રવાહીઓ સરખે કદે વજનમાં સરખા હોતા નથી. મદ્યાર્ક, પાણી, દિવેલ, પારો

એમના સરખા કદના વજનમાં તફાવત પડે છે, માટે એમાં પ્રવાહી પદાર્થનો જે સામાન્ય નિયમ છે તેજ ધ્યાનમાં રાખવાનો છે, કે જે જાતના પ્રવાહીમાં તે પદાર્થને ડુબાવીએ છીએ તે પ્રવાહીનું સરખે કદે પદાર્થના કરતાં ઓછું વજન હોય તો ડુબે. તે વસ્તુ કેટલી ડુ-બશે તેને માટે પણ પ્રશ્ન ૨૬ ના ઉત્તરમાં આપેલી બાબત ધ્યાનમાં રાખવાથી સમજી શકાશે.

(૩૨) આર્કિમીડીસનો નિયમ લખો અને સમજાવો.

**જ—પ્રવાહીમાં બુરાડેલા નક્કર પદાર્થનું વજન તેટ-લાજ કદના પ્રવાહીના વજન જેટલું ઘટશે.**

નીચેના પાણીની તારકશક્તિ ઉપરના પાણીના દબાણની બ-રાબર હોય છે, તેમ ન હોય તો પાણીની સપાટી સરખી રહે નહિ; કારણ કે ઉપરના પાણીનુ દબાણ વધારે હોય તો પાણીમાં ખાડો પડી જાય અને નીચેના પાણીની તારકશક્તિ વધારે હોય તો ઉપલા પાણીને ઉપર ધકેલી ટેકરો બનાવે. પણ તેમ નહિ થતાં સપાટી હ-મેશાં સરખી રહે છે માટે તે બન્ને બરાબર છે એમ કહેવાય છે. હવે કોઇ નક્કર પદાર્થને પાણીમાં મૂકીએ તો તેનો જેટલો ભાગ ડુબે તેના કદના જેટલા કદનું પાણી બહાર નીકળી જાય. માટે એ બહાર નીકળી ગએલું પાણી નીચની તરફ જેટલું દબાણ કરતું હતું તેટલું દબાણ એ પદાર્થ કરે, અને જેટલું દબાણ એ પદાર્થ કરે તેટલા દબાણથી નીચેના પાણીની તારશક્તિ એને ઉપર ધકેલે. એ તારકશક્તિ જેટલા જોરથી ધકેલે તેટલું વજન તે પદાર્થને પાણીમાં રાખીને જોખવાથી ઘટે. હવે એ નીચેથી ધકેલનારી તારકશક્તિનું જોર તે પદાર્થને પાણીમાં મૂકવાથી જેટલું પાણી બહાર નીકળી ગયું તેના વજનની બરાબર છે; માટે પ્રવાહીમાં બુરાડેલા નક્કર પદા

ર્થનું વજન તેટલાજ કદના પ્રવાહીના વજન જેટલું ઓછું થાય છે.

(૩૩) પદાર્થનું વિશેષ ગુરૂત્વ અથવા સાપેક્ષ ઘટત્વ એટલે શું?

જ—સરખે કદે હરકોઇ વસ્તુ પાણીથી જેટલા ગણી ભારે હોય તેટલું તેનું વિશેષ ગુરૂત્વ કે સાપેક્ષ ઘટત્વ કહેવાય.

(૩૪) હરકોઇ પદાર્થનું વિશેષ ગુરૂત્વ શી રીતે નીકળે? તે પ્રથમ કોણે શોધી કાઢયું?

જ—ધારો કે આપણી પાસે સોનાની નાની ઢાળકી છે, તેને હવામાં તોળતાં ૧૯ ગદિઆણા થાય છે. પછી તેને પાણીમાં તોળીએ છીએ તો ૧૮ ગદિઆણા થાય છે; તેથી તેના તોલમાં ૧ ગદિઆણો ઘટેલો જણાય છે. એ ઘટ તેના કદની સમાન કદના પાણીનું વજન છે, અને તે વજન ૧ ગદિઆણો છે, તથા સોનાનું વજન ૧૯ ગદિઆણા છે. માટે સરખે કદે પાણીથી સોનું ૧૯ ગણું ભારે છે તેથી સોનાનું વિશેષ ગુરૂત્વ ૧૯ કહેવાય છે. આ વિશેષ ગુરૂત્વ ખરા સોનાનું છે. કોઇ માણસ આપણા હાથમા કંઇ વસ્તુ આપે તે સોના જેવી દેખાતી હોય પણ ખરૂં સોનું છે કે નહિ તેની પરીક્ષા કરવી હોય તો ઉપરની રીતે થઇ શકે છે. એટલે તેનું વિશેષ ગુરૂત્વ ૧૯ થાય તો ખરૂં સોનું સમજવું.

આ શોધ થવાનું કારણ એ બન્યું કે આશરે બેહજાર વર્ષપર સયરાકુસના રાજા હિએરોએ સોનાનો મુગટ ઘડાવ્યો, તેમાં તેને શક ગયો કે સોનીએ તેમાંથી થોડું સોનું કાઢી લઇ તેને બદલે રૂપું ભેળવ્યું છે; પણ એ શક ખરો કે ખોટો તેનું નિરાકરણ થઇ શકયું નહિ, ત્યારે તેણે આર્કિમીડીસને બોલાવ્યો. આ કામ તેણે માથે લીધા પછી તેની તપાસમાંજ તે હતો તેવામાં તે ન્હાવા ગએલો ત્યાંથી તેને એકદમ વિચાર સુઝી આવ્યો, અને બેગ વગરનું ચો-

કપ્ખું સોનું પોતાને ત્યાં હતું તેનો ઉપર જણાવ્યા મુજબ પ્રયોગકરી જોવાથી તે પાણી કરતાં બરાબર ૧૯ ગણું ભારે થયું, અને મુગટનું સોનું ૧૯ ગણું ભારે ન થયું, એ ઉપરથી નિર્ણય થયો કે તે સાફ સોનાનો નહોતો; કારણ કે રૂપાનું વિશેષ ગુરૂત્વ ૧૧ છે તેથી તે સોનામાં ભળે તો ખરા સોના કરતા તેનુ તોલ ઘટે.

(૩૫) લાખ ભરેલા ચોકખા સોનાના દાગીનામા સોનુ કેટલું છે તે શી રીતે પારખી શકશો તે કારણ સાથે સમજાવો.

જ—લાખવાળા દાગીનાને કાંટાના એક પલ્લામા મૂકી તે પલ્લાને પાણીમાં તરતું રાખવું. લાખ પાણી કરતાં સરખા કદે હલકી હોવાથી તે પાણીમા તરશે તેથી તેનું વજન પાણી ઉંચકી લેશે, અને કાંટામા તેનું વજન નહિ આવતાં ચોકખા સોનાનુંજ વજન માલમ પડી આવશે. લાખ સાથે તે દાગીનામાં રેશમ હશે તોપણ તે પાણીથી ઉચકાવાથી રેશમનો ભાર કાંટામાં આવશે નહિ. આ રીતનો ચોકશી લોકો ઉપયોગ કરે છે.

## કેશાકર્ષણનો ચમત્કાર.

(૩૬) આકર્ષણ કેટલી જાતનાં છે, અને તે કયાં કયાં ?

જ—ચાર જાતનાં છે. ૧ ગુરૂત્વાકર્ષણ, ૨ સ્નેહાકર્ષણ, ૩ રસાયની આકર્ષણ, ૪ કેશાકર્ષણ.

(૩૭) કેશાકર્ષણ એટલે શુ, અને તે શાથી થાય છે ?

જ - લુગડું, વાદળી, રૂ, માટી વગેરેનો એક છેડો પાણીમાં બોળવાથી તેનો જે ભાગ પાણીમાં ન હોય ત્યાં પણ પાણી ચઢી ભીંજાએલો દેખાય છે. જે ગુણવડે આ પદાર્થોમાં પાણી ચડે છે તેને કેશાકર્ષણ કહે છે. તેમ થવાનુ કારણ એ છે કે પાણીને પા-

ણીનાં રજકણોનું જેટલું આકર્ષણ થાય છે તે કરતાં ઘન પદાર્થોનું વધારે થાય છે. તેનો પુરાવો એ છે કે પ્યાલામાં પાણી ભરી ઘણાજ બારીક સૂક્ષ્મદર્શકયંત્રથી તપાસીશું તો માલમ પડશે કે પાણીની જે કોરણો પ્યાલાને અડકેલી છે તે તરફનો ભાગ એટલે પાણીનો આજુબાજુનો ભાગ સહેજ ઉંચો અને વચલો ભાગ નીચો છે. આ ઉપરથી જણાય છે કે પ્યાલાનાં રજકણો પાણીને પોતા તરફ ઉંચે ચઢાવવા ખેંચે છે હવે બીજો પ્યાલો તેના કરતાં સાંકડો લઇશુ તો કોરણે પાણી ઉંચું ચડશે, અને વચલું પાણી નીચું રહેશે; પરંતુ પ્યાલો સાંકડો હોવાથી એ વચલો ભાગ ઘણોજ ઓછો રહેશે, વળી તેના કરતાં સાંકડો પ્યાલો કે નળી લઇશું તો વચલો ભાગ ઘણોજ ઓછો રહશે અને છેક વાળ જેવી નળી લઇશુ તો તેમા વચમાં જગા નહિ રહેવાથી અને માત્ર નળીની કોરે કે જ્યાં પાણી ઉંચું ચડે છે તેજ ભાગથી નળી પૂરાઈ ગએલી હોવાથી તેમાં પાણી ઉંચું ચડશે. બે તરફ ખુલ્લા મોંવાળી નળી લેવાથી આ પ્રયોગ બરાબર સમજાશે આ નળીનો વ્યાસ ૧ ઇંચનો સે મો ભાગ હશે તો તેમાં પાણી ૨ ઇંચ ઉંચું ચઢશે, અને એક ઇંચનો ૨૦૦ મો ભાગ હશે તો તેમાં ૪ ઇંચ ઉંચું ચઢશે, મતલબ કે નળી જેમ બારીક તેમ વધારે ઉંચું ચડશે. લૂગડું, વાદળી, માટી વગેરેનાં છિદ્રો ઘણાં બારીક હોય તેની બારીક નળીઓ બને છે તેજ કારણથી તેમાં પાણી ઉંચું ચઢે છે. આ નળીઓ વાળ જેવી ઝીણી હોય છે માટે તેને કેશાકાર નળીઓ કહે છે.

(૩૮) કયા પ્રવાહી પદાર્થનું કેશાકર્ષણ થાય અને કયાનું ન થાય?

જ—કોઇ નક્કર પદાર્થને પ્રવાહીમાં બોળવાથી તે નક્કર પદા-

ર્થ પલળે તો તે પ્રવાહીનું કેશાકર્ષણ થાય અને ન પલળે તો ન થાય. તેજ પ્રમાણે પાણીનું થશે અને પારાનું નહિ થાય, તથા નળી કે કોઇ વસ્તુને તેલમાં બોળીને પાણીમાં મૂકીશું તો તેનુ કેશાકર્ષણ નહિ થાય. કારણ કે તે વસ્તુને તેલ લાગેલું હોવાથી તે પદાર્થ પાણીથી પલળી શકતો નથી.

(૩૯) જે પ્રવાહીઓનું કેશાકર્ષણ થાય છે તે બધા પ્રવાહીઓનું સરખું થતું હશે કે વધતુ ઓછું?

જ—કેશાકર્ષણ થવાનો આધાર અમુક જાતના પ્રવાહીઓ ઉપર તથા સાંકડી કે પહોળી નળીઓ હોય તે ઉપર આધાર રાખે છે. નળીઓ સરખી પહોળાઇની રાખીએ તો પાણીનું કેશાકર્ષણ વધારે અને મદ્યાર્ક તથા ટર્પેન્ટાઇનનુ તેથી ઓછુ થાય છે, અને પાણીની નળી પહોળી અને ટર્પેન્ટાઇન તથા મદ્યાર્કની સાંકડી રાખીએ તો પાણી કરતાં તેનું વધારે થાય છે. મતલબ કે નળી પહોળી હોય તો ઓછુ અને સાંકડી હોય તો વધારે થાય છે.

(૪૦) પાણી અને પારાની સપાટીમાં શો ફેર છે?

જ—પાણીની સપાટી અંતર્ગોળ અને પારાની બાહ્યગોળ છે. કેશાકાર નળીને પાણીમા બોળવાથી પાણી ઉંચુ ચઢે છે અને પારામાં બોળવાથી પારો નીચો ગએલો જણાય છે.

(૪૧) કેશાકર્ષણનો વ્યવહારમાં શો ઉપયોગ છે?

જ—દીવાની બત્તીમાં ઘાસલેટ, તેલ કે દીવેલ ઊંચુ ચઢે છે તેથી દીવો બળે છે, જમીનમાનો ભેજ મૂળીઆંની કેશાકાર નળીઓ વાટે ઉપર આવી તેજ નળીઓ છાલમાં હોય છે તે વાટે ઉપર ચઢી ઝાડને રસરૂપી પોષણ આપે છે, પ્રાણીઓના શરીરમાં

પરી શકે છે. કેશાકાર નળીઓ બારીક છિદ્રોની બનેલી હોવાથી આવો બનાવ બને છે.

## વાયુનું પ્રસરણ અને બલુન.

(૪૨) ઉષ્ણતા કે ગરમીની પદાર્થ પર શી અસર થાય છે?

જ—ગરમીથી સર્વે પદાર્થો ફૂલે છે એટલે વિસ્તાર પામે છે. નક્કર પદાર્થો કરતાં પ્રવાહી પદાર્થો વધારે ફૂલે છે અને પ્રવાહી પદાર્થો કરતાં વાયુરૂપી પદાર્થો વધારે ફૂલે છે.

(૪૩) વાયુનુ પ્રસરણ એટલે વાને વિસ્તાર પામવાનો પ્રયોગ સમજાવો.

જ—ઘોડનાળ આકારની નળીમાં થોડો પારો ભરી તેને કાટખૂણીઆ નળી સાથે વળગાડી એ કાટખૂણીઆ નળીનો બીજો ઉભો છેડો સાંકડા મોંની એક શીશી લઇ તેને બૂચ મારી એ બૂચની પાર નીચે શીશીમાં તે છેડો ઉતરે તેમ જોડી દો. પછી તે શીશીને તમારા હાથમાં રાખશો અગર તેને દેવતાની ધીમી આંચ લગાડશો તો શીશીમાંનો વા વિસ્તાર પામી કાટખૂણીઆ નળી વાટે આગળ જઇ પારાને ઉપર ધકેલશે. આ પ્રમાણે હાથની અગર દેવતાની ગરમીથી વા વિસ્તાર પામી પોતાને રહેવાની જગા કરવા માટે પારાને આઘો ધકેલશે.

(૪૪) વાયુની ઉષ્ણતા માપવાનાં યંત્રો બનાવવામાં આવ્યાં છે તે કયા પ્રયોગ ઉપરથી તે સમજાવો.

જ—એક છેડે ફૂલવેલી દડી હોય એવી નળી લઇ તેનો ખુલ્લો છેડો પાણીમાં બોળો, અને દડીને તપાવો; તેથી પાણીમાં થના પરપોટાથી જણાય છે કે નળીમાંનો વા ફૂલવાથી બહાર નીકળે છે.

પછી દડી આગળથી તાપ લઇ લેવાથી તે ટાઢી પડવાથી અંદરનો વાયુ પોતાની અસલ સ્થિતિ ધારણ કરવાથી બહાર નીકળી ગએલા વાની જગા રોકવા માટે પાણી નળીમાં ચઢશે આ નિયમ ઉપરથી તે યંત્રો બનાતવામા આવ્યાં છે.

(૪૫) એક સરખી ગરમીવડે તમામ જાતના નક્કર પદાર્થો, તમામ જાતના પ્રવાહી પદાર્થો, અને તમામ જાતના વાયુરૂપી પદાર્થો એક સરખા ફૂલે છે કે વધતા ઓછા ?

જ—સરખી ગરમી લગાડવાથી તમામ જાતના નક્કર પદાર્થો એક સરખા ફૂલતા નથી કોઇ વધારે ફૂલે તો કોઇ ઓછો ફૂલે. પ્રવાહીનું પણ તેમજ છે. પરંતુ વાયુરૂપી પદાર્થો તો લગભગ એક સરખાજ ફૂલે છે !

(૪૬) વાયુરૂપી પદાર્થોને ગરમી લગાડવાથી તે શા પ્રમાણમાં ફૂલે છે ?

જ—એક અંશ ગરમી લગાડવાથી પોતાના કદનો $\frac{1}{273}$ જેટલો વિસ્તાર પામે છે. જેમકે ૨૭ અંશ ગરમીએ ૨૭૩ ઘનફુટ વાયુ લઇએ અને તેને એક અંશ ગરમી લગાડી ૨૮ અંશ ગરમી વાળો કરીએ તો તે ૨૭૪ ઘનફુટ જગા રોકશે. સાંકડા મોંની શીશી ટાઢી હોય ત્યારે તેનું જેટલું વજન હોય તેના કરતાં તેને તપાવીએ ત્યારે તેનું વજન ઓછુ થશે; કારણ કે અંદરનો વાયુ તપીને ફૂલવાથી કેટલોક બહાર નીકળી જશે તેથી બહાર નીકળી ગએલા વાયુના વજન જેટલો ભાર તે શીશીમાંથી ઓછો થશે.

(૪૭) પ્રવાહી પ્રદાર્થોમાં તારકશક્તિ છે તેવી તારકશક્તિ બીજા ક્યા પદાર્થમાં છે, અને તે શી રીતે જણાય ?

જ—વાયુમાં તારકશક્તિ છે. તેજ કારણથી વાદળાં હવામાં ફરે છે.

(૪૮) બલુન બનાવવાનો વિચાર પ્રથમ કોણે કર્યો, અને તે શા ઉપરથી ?

જ—મોંગોલફીઅર નામે બે ફ્રેંચ ભાઇઓએ હવામાં વાદળાં લટકતાં જોયાં તે ઉપરથી તેમને બલૂન બનાવવાનો વિચાર સૂઝયો. તેમનો બાપ કાગળ બનાવવાનો ધંધો કરતો હતો. એ ભાઇઓને લાગ્યું કે કાગળ અથવા બીજી કોઇ હલકી વસ્તુની મોટી કોથળી બનાવી તેમાં વાદળના જેવો દેખાતો પદાર્થ એટલે ધુમાડો ભરીએ તો કોથળીને લઇને ધુમાડો ઉંચે ચઢે. એ પ્રમાણે કરવાથી તેઓ ફતેહ પામ્યા. તેઓ ધારતા હતા કે ધુમાડો હલકો હોવાથી બલૂન ઉંચે ચઢયું. પરંતુ ખરૂં જોતાં તપાવેલી અને ફૂલેલી હવા હલકી હોવાથી તે ઉંચે ગયું હતું. એ હવા ઠંડી પડી ત્યારે બલૂન ભારે થઈ નીચે આવ્યું. આ બલૂનોને અગ્નિબલૂન કહેતા.

(૪૯) હાલમાં કેવાં બલૂનો બનાવવામાં આવે છે અને તેની અંદર કયી હવા ભરવામાં આવે છે ?

જ—રેશમી કાપડ ઉપર રબરનું પડ ચઢાવી તેમાં હૈડ્રોજન અને કોલગ્યાસ જેવા હલકા વાયુ ભરે છે, પણ તે વાયુઓ ઉત્પન્ન કરતા ખરચ વધારે થાય છે અને વખત વધારે લાગે છે; માટે અગ્નિ બલૂનો પણ વાપરવામાં આવે છે, પરંતુ તેઓ હવામાં વધારે વાર રહી શકતાં નથી, અને હૈડ્રોજન કે કોલગ્યાસ ભરેલાં રહી શકે છે. કારણ કે ગરમીથી ગરમ કરેલી હવા વિસ્તાર પામવાથી હલકી થઈ હોય તે ઉંચે જવાથી તેને ઠંડક લાગવાથી સંકોચાઇ ખાલી જગાએ બીજો પવન ભરાય છે તેથી ભારે થઇ નીચે ઉતરી

જાય છે, અને હૈડ્રોજન તથા કોલગ્યાસવાળાને તેમ થતું નથી.

(૫૦) બલૂન હવામાં શા કારણથી ઉંચું ચઢે છે, અને તે ક્યાં સુધી ચઢી શકે?

જ—બલૂન જેટલી જગા રોકે છે તેટલા વાયુના વજન કરતાં બલૂનનું કપડું, તેની દોરીઓ, બલૂનની માંચી, તેમાં બેઠેલા માણસો તથા વસ્તુઓ, તથા તેની અંદરની હવા એ સર્વેનું વજન ઓછું થાય તો હલકી વસ્તુ ભારે વસ્તુની ઉપર જવાના નિયમને આધારે બલૂન ઉંચું ચઢે છે. નીચેની હવા કરતાં ઉપરની હવા પાતળી હોય હલકી છે માટે બલૂન ઉંચે જતાં જતાં જ્યાં સુધી બલૂનનું કપડું દોરીઓ વગેરે ઉપર જણાવેલી વસ્તુઓનુ વજન બલૂનના કદના જેટલા વાયુના વજન કરતાં ઓછું રહે ત્યાંસુધી તે ઉંચે ચઢે છે.

(૫૧) બલૂનની ઉડવાની ગતિ કોઇવાર ઉતાવળી અને કોઇ વાર ધીમી હોય છે તેનું શું કારણ?

જ—બલૂનમા ભરેલી હવા બહુજ હલકી હોય તો ઉતાવળી ગતિથી ઉચુ ચઢે અને થોડી હલકી હોય તો ધીમેધીમે ચઢે. વખત હવા હલકી હોય અને બલૂનમાં ભાર વધારે થયો હોય તોપણ ધીમે ધીમે ચઢે.

(૫૨) બલૂન શા ઉપયોગમાં આવતું હશે?

જ—લડાઇના સમયમાં શત્રુના લશ્કરની સ્થિતિ વગેરે જાણ-વાને માટે બલૂનનો ઉપયોગ કરવામાં આવે છે. પરંતુ તે અદ્યાપિ સુધી ચોકસ વાહન તરીકે વપરાયું નથી, અને તેનો તેવો ઉપયોગ થાય તેમ ધારવામાં પણ આવતું નથી.

(૫૩) બલૂનમાં વધારેમાં વધારે કેટલે ઉંચે જતાં સુધી જીવી શકાય? તે કરતાં વધારે ઉંચે જવાથી કેમ જીવી શકાય નહિ?

જ—હવામાં નીચેના થર જાડા અને જેમ જેમ ઉંચે જતા જઇએ તેમ તેમ એક ઉપર એક અનુક્રમે પાતળા આવતા જાય છે. હવા લગભગ ૧૮૦ મૈલ ઉંચે સુધી છે તેમાં ખરેખરી તો ૪૫ મૈલ સુધીજ છે, બાકીના ૫૫ મૈલ તો નહિ જેવીજ છે. એ ૪૫ મૈલમાંથી પ્રાણીઓ શ્વાસમાં લઇ જીવી શકે એવી તો દરીઆની સપાટીથી ૫ માઇલ ઉંચે સુધીનીજ છે તેથી વધારે ઉંચે જાય તો માણસ બેભાન થઇ મરી જાય; કારણ કે ૫ માઇલ ઉપરની હવા એટલી બધી પાતળી છે કે તે દમમા લેવામાં કામ આવતી નથી.

## અવાજનો ચમત્કાર.

(૫૪) કોઇ પણ વસ્તુનો અવાજ આપણે શાથી સાંભળીએ છીએ તેનું વિગતવાર વર્ણન કરો.

જ—કોઇપણ વસ્તુ હાલે તોજ તેનાથી અવાજ નીકળે છે તે વસ્તુ હાલવાથી અગર ધ્રુજવાથી તેની પાસેના હવાના રજકણો હાલે છે, તે રજકણો તેની પાસેનાં રજકણોને હલાવે છે, એમ એકપછી એક આપણા કાનના પડદા સુધીના રજકણો હાલી તે પડદા પાસેના હવાના રજકણો પડદાને અથડાય છે તેથી અવાજ સંભળાય છે. વીસ કે પચીસ લખોટા હારબંધ એક બીજાને અડે એમ ગોઠવી પહેલાને ઠેલીએ તો છેલ્લો પણ ઠેલાય છે. એ રીતે જે વસ્તુ ધ્રુજે છે ત્યાંના હવાના રજકણો હાલી આપણા કાનના પડદા પાસેના હવાના રજકણોને હલાવે છે. આ પ્રમાણે હવાના આંદોલનથી અવાજ સંભળાય છે. હવા વગરની જગામાં પાસેમાં પાસે ગમે તેટલો અવાજ થાય તોપણ આપણે સાંભળી શકીએ નહિ. આ પ્રમાણે અવાજને આવવાનું સાધન હવાનાં રજકણોનું આંદોલન છે.

(૫૫) હવા, પાણી, લાકડું, લોઢું એમાં એક સેકંડમાં અ-વાજનો વેગ કેટલો છે ?

જ—હવામાં એક સેકડમાં ૧૧૩૦ ફૂટ, પાણીમાં તેના કરતાં ૪ ગણો, અને લાકડા તથા લોઢામાં ૧૦ થી ૧૬ ગણો છે.

(૫૬) ખંભાતમાં એક તોપ ૧૨ વાગે ફૂટી તે બીજે સ્થળે ૧૨ ક. ૫ મિ. સંભળાઇ; તો તે સ્થળ ખંભાળથી કેટલું દૂર હશે?

જ—૧૨-૫ મિ૦-૧૨=૫ મિ૦=૩૦૦ સેકન્ડ×૧૧૩૦÷૫૨૮૦ =૬૦ $\frac{૧}{૨}\frac{૧}{૨}\frac{૧}{૪}$ માઇલ.

(૫૭) પાસે કરતાં દૂર અવાજ ઓછો સંભળાય છે તો તે શા પ્રમાણમાં ઘટતો હશે ?

જ—બમણા અંતરે $\frac{૧}{૪}$, ત્રણ ગણા અંતરે $\frac{૧}{૯}$, ચોગણા અં-તરે $\frac{૧}{૧૬}$ વગેરે.

(૫૮) પડઘો એટલે શું, તેનો વેગ કેટલો હશે ?

જ—કોઇ જગાએથી અવાજ નીકળ્યા પછી આગળ જવાની જગા ન મળવાથી કોઇ ઉંચી જગાએથી અથડાઇ પાછો ફરીથી આપણા કાનપર આવે છે, અને અવાંજ એકનો એક છતાં બીજી વખત થયો હોય તેમ જણાયછે તેને પડઘો કહે છે. પડઘો અવાજ જેટલા વેગથી જાય છે તેટલાજ વેગથી પડઘામાં પણ પાછો આવે છે.

(૫૯) ફોનોગ્રાફ એટલે શું ?

જ—કોઇપણ માણુસના બોલેલા શબ્દો જે યંત્રમાં ઉતારી તેને જ્યારે બોલાવવાની જરૂર પડે ત્યારે તેના તેજ શબ્દો તેનીજ ઢબમાં આપણે જે યંત્રદ્વારા બોલાવી શકીએ છીએ, તે યંત્રને ફોનોગ્રાફ કહે છે.

(૬૦) ફોનોગ્રાફમાં કોઇપણે માણસના બોલેલા શબ્દો શી રીતે ઉતરી શકે છે, તથા તેમાંથી તે શબ્દો શી રીતે બોલાવી શકીએ છીએ?

૭૪—ઉપર પ્રશ્ન ૫૪ માં જણાવ્યા મુજબ ગાનાર કે બોલનાર માણસના મોંમાંથી જે શબ્દો નીકળ્યા તે હવાને અથડાઇ તેના આંદોલન એક ભૂંગળા માટે એકઠા થઇ ( બોલનાર માણસનું મુખ ભૂંગળા પાસે રાખવામાં આવે તો સ્પષ્ટ અવાજ તેમાં ઉતરે છે) અબરખના પડદા લગી જાય છે, તેથી તે હાલે છે. એ પડદાને લીધે ત્યાં આગળ અણીદાર એક કલમ હોય છે તે ધ્રુજતી ગતિમાં આવે છે. એ કલમની અણીવડે મીણની નરમ નળાકાર ચુડી ઉપર ખોભણો પડે છે, મતલબ કે બોલનાર માણસના મોં આગળની હવા જેવી હાલી હેય તેજ પ્રમાણે કલમ આગળની હવા હાલી તેના ધ્રુજવા પ્રમાણેજ ચુડી ઉપર ખોભણો પડે છે, એટલે બોલેલા બોલ ચુડીમાં ઉતરે છે. આટલો કાર્યને ચુડી ભરવી એમ કહે છે. પછી જ્યારે એ શબ્દો સાંભળવા હોય ત્યારે તીક્ષ્ણ ધારવાળી કલમ ખસેડી લઈ તેને ઠેકાણે ગોળ અણીદાર કલમ મૂકે છે. એ ચુડીને ફેરવ્યાથી તીક્ષ્ણ ધારવાળી કલમવડે પડેલી ખોભણોમાં થઇને આ બીજી કલમની અણી જાય છે. જે ખોભણોમા થઇને એ કલમ જાય છે, તે ચુડીના ફરવાથી ઉંચી નીચી થાય છે અને તેથી કલમ ગતિમાં આવે છે, એ કલમ અબરખના પડદાને ગતિ આપે છે અને પછી ભૂંગળાવાટે વાને ગતિ મળે છે, પછી વાની મારફત તે આંદોલન પાછાં આપણા કાનમાં આવે છે. આ પ્રમાણે પ્રથમના ગાયન વખતે જે ખોભણો પડી હતી તેમાંજ બીજી વખત કલમ ચાલે છે માટે મૂળનો અવાજ સંભળાય છે.

(૬૫) ગવૈયા લોકો તમ્બુરાનું તુંમડું શાથી મોટું રાખે છે?

જ—તંબુરાના તાર ધ્રુજે છે તેને લીધે વા ધ્રુજે છે, અનેએ વાના આંદોલન તુંમડું ગ્રહણ કરે છે તેથી એનું આખું પૃષ્ટ તારની જોડે ધ્રુજે છે, તેથી એના અવાજમાં ઉમેરો થાય છે; માટે મોટું તુંમડું હોય તો અવાજમાં વધારે ઉમેરો થાય.

(૬૬) નાદ એટલે શું? અને તે શાથી ઉત્પન્ન થાય છે?

જ—મોટો અવાજ તે નાદ. વામાં બહુજ થોડા વખત લગી એકાએક પ્રવાહ થવાથી મોટો અવાજ ઉત્પન્ન થાય છે તેને નાદ કહે છે. જેમકે બંદુકનો, તોપનો અવાજ વગેરે.

(૬૭) સુર એટલે શું, અને તે શાથી ઉત્પન્ન થાય છે?

જ—ઝીણો અવાજ તે સુર. હવામાં નિયમિત અંતરે એક પછી એક પુષ્કળ આંદોલન કે પ્રહાર જાયું થાય છે ત્યારે સુર સભળાય છે.

(૬૮) કેટલાક સુર આનંદકારી અને કેટલાક અપ્રિય લાગેછે એનું શું કારણ?

જ—સાદા સુરના મુખ્ય ત્રણ ગુણ છે. (૧) અવાજનો પ્રકર્ષ એટલે મોટાપણું. (૨) ઉચ્ચતા અથવા આંદોલનની ત્વરા (૩) સ્વર ભેદ દર્શક ગુણ અથવા જે સ્થાનમાંથી આંદોલન નીકળે છે તે ગુણ. આ ગુણોને લીધે તથા સ્વરના કેટલાક યોગ્ય સંધાનને લીધે સુર આનંદકારી અથવા અપ્રિય લાગે છે.

(૬૯) પુરૂષના સ્વર કરતાં સ્ત્રીઓનો સ્વર વધારે કોમળ હોય છે તેનું કારણ શું?

જ—પુરૂષોની કંઠ નળીના વાટા સ્ત્રીઓના કરતાં વધારે મોકળા, જાડા હોય છે, તેથી તે સ્ત્રીઓની કંઠ નળીના વાટાની પેઠે સ્થિતિ સ્થાપક હોવા છતાં ઓછા વેગથી ધ્રુજે છે.

## પ્રકાશના ચમત્કાર.

(૭૦) પ્રકાશ એટલે શું !

જ—સૂર્ય, દીવો ઇત્યાદિ પ્રકાશિત પદાર્થોમાંથી જે અતિ સૂક્ષ્મ તેજના પરમાણુઓ ચોમેર ફેલાય છે તે પ્રકાશ છે.

(૭૧) પ્રકાશના ગુણ લખો.

જ—(૧) તેનો રંગ ધોળો છે, (૨) તે હંમેશ સીધો જાય છે, (૩) અવાજની માફક અંતરના વર્ગના પ્રમાણમાં પ્રકાશ ઓછો થાય છે, (૪) જે પદાર્થ દેખાતો નથી તે પદાર્થપર પ્રકાશ પડી પરાવર્તન પામે છે તે વારે તે પદાર્થ દેખાય છે. (૫) પ્રકાશનો વેગ એક સેકન્ડમાં એક લાખ પંચાણુ હજાર માઇલ છે, (૬) પાતળી પારદર્શક વસ્તુમાંથી જાડી પારદર્શક વસ્તુમાં જતાં અથવા જાડી પારદર્શક વસ્તુમાંથી પાતળી પારદર્શક વસ્તુમા જતા તેનું વક્રીભવન થાય છે, (૭) પ્રકાશનુ પૃથક્કરણ થવાથી તેમાંથી સાત રંગ જુદા પડે છે.

(૭૨) પ્રકાશમય વસ્તુમાંથી પ્રકાશ શી રીતે ફેલાય છે !

જ—જેમ વાનાં આંદોલનથી અવાજ ફેલાય છે તેમ ઇથર નામના એક પદાર્થના આંદોલનથી પ્રકાશ ફેલાય છે આ ઇથર પારદર્શક વસ્તુ છે. આ ઇથરનાં મોજાંની ધ્રુજતી ગતિવડે આંખના માહેલા બાગની ત્વચાના જ્ઞાનતંતુના બિંદુઓ ધ્રુજતી ગતિમાં આવી પ્રકાશનો બોધ થાય છે.

(૭૩) આપણી આંખ તેની તે છતાં અજવાળામાંની વસ્તુ દેખાય છે ને અંધારામાંની કેમ દેખાતી નથી !

જ—પ્રકાશનાં કિરણ પ્રથમ તે વસ્તુ ઉપર પડે છે, ત્યાંથી પાછાં ફેંકાઇ આપણી આંખમાં આવે છે ત્યારે તે વસ્તુ દેખાય છે.

અજવાળું હોય ત્યારે તે વસ્તુ ઉપર પ્રકાશનાં કિરણ પડવાથી આપણી આંખ તરફ આવે છે તેથી તે વસ્તુ દેખાય છે, પણ અંધારામાં તે વસ્તુ ઉપરજ કિરણ પડેલાં હોતાં નથી. તો આંખ તરફ તો આવેજ ક્યાંથી? તેથી તે વસ્તુ દેખાતી નથી. જોનાર માણસ અજવાળામાં હોય કે અંધારામાં હોય તેની હરકત નહિ પણ જે વસ્તુ જોવાની છે તે પ્રકાશમાં હોય તો તે વસ્તુ દેખાય છે.

(૭૪) પ્રકાશનાં કિરણ પાછાં ફેંકાવાનો એટલે પરાવર્ત્તનનો શો નિયમ છે?

જ—જે પદાર્થનાં પૃષ્ટ ઘણાં ચળકતાં અને પારદર્શક હોય છે તેપરથી પ્રકાશનું પરાવર્ત્તન (પાછા આવવું, પાછા ફેંકાવું) ઘણું થાય છે, અને જેનાં ઝાંખાં હોય છે તેના પરથી ઓછું થાય છે. પ્રકાશનાં કિરણ જેટલા અંશને ખૂણે પડે છે તેટલા અંશને ખૂણે પાછા ફેંકાય છે એટલે લંબ પડે તો લંબ પાછાં ફેંકાય, અને જેટલાં ઢળતાં જમણી બાજુથી પડે એટલાં ઢળતાં ડાબી બાજુથી પાછાં ફેંકાય, અને જેટલાં ઢળતાં ડાબી બાજુથી પડે એટલાં ઢળતાં જમણી બાજુથી પાછાં ફેંકાય. કિરણો પદાર્થપર પડવાથી તેની સપાટી સાથે જે ખૂણો થાય તે પતન કોણ અને પાછાં ફેંકાવાથી તેની સપાટી સાથે જે ખૂણો થાય તે પરાવર્તનકોણ કહેવાય છે. ઉપરની હકીકતથી જણાય છે કે પતનકોણ અને પરાવર્તનકોણ બરાબર અને સામાસામા હોય છે.

(૭૫) અપારદર્શક વસ્તુ ઉપરથી પ્રકાશનું પરાવર્તન થાય કે નહિ?

જ—થાય છે ખરૂં, પણ તે થોડું થાય છે. તેનાં કિરણો પરાવર્તન પામી ચોમેર પ્રસરી જાય છે તેથી પ્રતિબિંબ પડતું

નથી તેમાં માત્ર એટલુંજ થાય છે કે જે પદાર્થપરથી કિરણોનું પરાવર્તન થાય છે તેનું પૃષ્ટ માત્ર દેખી શકાય છે.

(૭૬) પરાવર્તનથી પ્રતિબિંબો શી રીતે પડે છે, અને તેઓ આરસીની પાછળ શામાટે દેખાય છે?

જ—આપણી આંખમાં જે કિરણો પેસે છે તેને લીધે આપણે પદાર્થ દેખીએ છીએ, તેથી તે પદાર્થ હંમેશાં તે કિરણોની દિશામા જોવામાં આવે છે. તેઓ પદાર્થમાથી સીધી લીટીમા પધરા આવે તો તે પદાર્થ પોતાના યોગ્ય સ્થળમા દેખાય; પરંતુ જો કિરણોનું પરાવર્તન થાય તો તે પદાર્થ પોતાના યોગ્ય સ્થળમા ન દેખાતા જે પરાવર્તન કિરણો આપણી આંખમાં પેસે છે તેમની દિશામાં જણાય.

(૭૭) વક્રીભવન એટલે શુ, તે શાથી થાય છે, તથા કેવી રીતે થાય છે તે દાખલો આપી સમજાવો.

જ—પ્રશ્ન ૭૧ ના ૯ફા જવાબમા જણાવ્યા મુજબની વસ્તુઓની પાર જતા કિરણો વાકા વળે છે તેને વક્રીભવન કહે છે. નાની રકેબીમાં પાવલી મૂકી આપણી આંખ રકેબીની કોરણ જોડ એવી સરણી રાખવી, કે ત્યાંથી તે પાવલીની કોરણ માત્ર નજરે પડે. એ રીતે આખ રાખવાને એક પત્તામાં કાંણું પાડી તેમાંથી જુઓ. પછી રકેબીમાં કોઇ પાસે પાણી રેડાવવુ, એટલે બધી પાવલી દેખાશે એટલુંજ નહિ પણ પાવલી અને રકેબીનું તળીઉં ઉંચાં આવેલાં જણાશે. પાવલી દેખાવાનું કારણ એ છે કે તેમાથી જે કિરણો પાણીમાં થઇને આવે છે તેઓ બહાર નીકળી વાતાવરણમાં આવતાં લંબ લીટીથી થોડે છેટે મરડાઇ આંખમાં આવે છે. એ કારણથી પાવલીમાંથી નીકળતાં કિરણો સીધાં આંખની ઉપલી

મેર જવાને બદલે આંખ ભણી મરડાઇ તેમાં પેસે છે. એવી આગે પાવલી દેખાય છે. પણ ઉપર કહ્યા પ્રમાણે તેની બરેબર જગાએ ન દેખાતાં જરાક ઉચી થએલી જણાય છે. અર્થાત્ આખમા જે વાકા વળેલાં કિરણો પેસે છે, તેમની શીધી લીટીમા તે દેખાય છે આ પ્રમાણે પાતળા પદાર્થમાંથી ઘાડા પદાર્થમાં જતાં એટલે વાયુ માંથી પાણીમા જતાં પ્રકાશના કિરણ લંબ લીટી ભણી મરડાય છે, અને પાણીમાંથી વાયુમાં જતાં વક્રીભવન પામેલું કિરણ લંબ લીટીથી થોડે છેટે મરડાય છે.

(૭૮) સીધી લાકડીને પાણી ભરેલા વાસણમાં ત્રાંસી મૂકી તેને એકમેરથી જોઇએ તો તે પાણીની સપાટીએ વાંકી વળેલી જણાય છે, અને તેનો પાણીમાં ડુબેલો ભાગ ટૂંકો થએલો દેખાય છે તેનુ શુ કારણ?.

જ—ઉપર પ્રશ્ન ૭૭ ના ઉત્તરમાં જણાવ્યા મુજબ લાકડીનો પાણીમાં ડુબેલો દરેક ભાગ વક્રીભવનને લીધે તેના વાસ્તવિક સ્થળથી જરા ઉંચી જગાએ દેખાય છે. તેને લીધે એવો બનાવ નજરે પડે છે.

(૭૯) ઝળઝળું એટલે શુ, તે કેટલી વખત રહે છે, પૃથ્વી ઉપરના દરેક ભાગમા તે સરખોજ વખત રહે છે કે વધતો ઓછો વખત રહે છે?

જ—સૂર્યોદય થયા પહેલાં ક્ષિતિજથી ૧૮ અંશ નીચે સૂર્ય હોય ત્યારથી તેના પ્રકાશનાં કિરણો હવામાં થઇ વક્રીભવન પામી પૃથ્વી ઉપર આવે છે તેમ સૂર્યાસ્ત પછી ક્ષિતિજથી ૧૮ અંશનીચે સૂર્ય જાય ત્યાંસુધી તેનાં કિરણો હવામાં થઇ વક્રીભવન પામી પૃથ્વી ઉપર અજવાળું આપ્યાં કરે છે. આ પ્રમાણે સૂર્યોદય થતાં પ

હેલાં અને સૂર્યાસ્ત થયા પછી જે અજવાળું માલુમ પડે છે તેને ઝળઝળું કહે છે. પ્રથમ જણાવી ગયા છીએ કે પૃથ્વી ૧ કલાકમાં ૧૫ અંશ ચાલે છે માટે ૧૮ અંશ ચાલતાં ૭૨ મિનિટ લાગે, તેથી લગભગ ૭૨ મિનિટ સુધી તે અજવાળું માલમ પડે છે. પરંતુ ઋતુ અનુસાર હિંદુસ્તાનમાં તે વખત વધારેમાં વધારે દોઢ કલાકનો છે. પૃથ્વીની વાર્ષિક ગતિને લીધે પૃથ્વીનો અમુક ભાગ લાંબી મુદત સુધી પ્રકાશદર્શક ગોળમાંજ રહે છે, તેથી ઝળઝળાનો વખત જુદાં જુદાં સ્થળોમાં વત્તો ઓછો હોય છે. ઇંગ્લાંડમાં તે કોઇવાર આઠ કલાક લગી પહોચે છે, અને ધ્રુવ આગળ તો મહીનાના મહીના લગી રહે છે.

(૮૦) સૂર્ય અને ચંદ્ર ક્ષિતિજની સમીપ હોય છે ત્યારે ચપટા દેખાય છે તેનુ શુ કારણ?

જ—વક્રીભવનને લીધે નીચલા ભાગ કરતાં ઉપલો ભાગ વધારે ઉંચો થાય છે તેથી તેમનો વર્તુલાકાર ચપટો થએલો દેખાયછે.

(૮૧) નિરીક્ષા સ્થળો ઉંચી જગાએ શા કારણથી રાખવામાં આવે છે?

જ—ક્ષિતિજમાંના વાતાવરણનો થર આપણા માથાપરના આકાશમાંના વાતાવરણના થર કરતાં એટલો તો જાડો અને ઘાટ છે, કે તેમા થઇને આવતાં પ્રકાશની તીવ્રતા મૂળના કરતાં માત્ર ૧૩૦૦ મા ભાગની રહે છે. એ કારણથી સૂર્ય અસ્ત પામે છે, ત્યારે આપણે તેની સામું જોઇ શકીએ છીએ, અને આંખે ઝાંઝવાં વગતાં ફરી. આ પ્રમાણે વાતાવરણમાં થઇને આવતાં એટલો બધો પ્રકાશ ઓછો થઇ જાય છે તેથી સપાટ મેદાનોમાંથી ધુંધળા આકાશી પદાર્થો જોઇ શકતા નથી. તેઓ ઉંચાં સ્થળોમાં દેખી શકાય છે, તેથીજ

તારાની શોધને માટે નિરીક્ષા સ્થળો ઉંચી જગાએ બાંધવામાં આવે છે અને બાબીલનના પ્રાચીન લોકોએ પણ એજ હેતુથી ઉંચા મિનારા બાંધ્યા હતા.

(૮૨) નદી કે તળાવને કાંઠે ઉગેલાં ઝાડ પાણીમાં ઉંધાં દેખાય છે તેનું શું કારણ?

જ—સપાટ ભોંયનું પૃષ્ટ ઘણું તપે છે ત્યારે તેના સંસર્ગમાં રહેલું વાતાવરણ પણ અતિશય તપી પાતળું થાય છે, અને તેથી સૌથી હલકા થરો સૌની નીચે હોય છે. એ કારણથી પદાર્થમાં નીકળતા પ્રકાશનાં કિરણ ઓછા ઘાડા થરોમાં થઇને આવે છે તેથી એક થરમાંથી બીજા થરમાં જતાં વધારે વધારે વાંકું વળી આખરે એક બિંદુએ આવી પરાવર્તન પામે છે (જુઓ સાતમી ચોપડી પાઠ ૮૩ વક્રીભવનનું ચિત્ર) પછી કિરણ પાછું ઉંચું થઇ તેનું વક્રીભવન થાય છે, અને જમીનની નીચેના બિંદુએથી નીકળ્યું હોય તેમ આંખમાં પેસે છે. તેથી પાણીની સપાટીમાંથી પરાવર્તન પામ્યું હોય તેની પેઠે પદાર્થની ઉંધી છબી આપણને જણાય છે.

(૮૩) મૃગજળ એટલે શું અને તે શાથી થાય છે?

જ—ભર ઉનાળામાં પાધર પ્રદેશમાં બપોરે ઉભા રહી સામી નજર કરતા દરીઆના ઉછળતા પાણી જેવું કંઇક દૂર દીસામા આવે છે. આખરે ખરૂં પાણી નથી પણ હવામાં કિરણોનું વક્રીભવન થવાથી એવો દેખાવ આપે છે, અને તે પાણી છે એમ જાણી હરણ તે તરફ દોડે છે માટે તેને મૃગજળ કહે છે, મૃગજળ દેખાવાનું કારણ ઉપર કલમ ૮૨ માં કહ્યું તેજ છે, અને તે દેખાવ મૃગજળને મળતોજ છે.

(૮૪) નેત્ર પટપર પડેલી પદાર્થની છાપ કેટલો વખત રહે છે અને તેથી કેવો બનાવ નજરે આવે છે?

જ—એક સેકન્ડના આઠમા ભાગ જેટલો વખત રહે છે તેથી નીચેના બનાવ નજરે આવે છે

૧ સળગતા કોયલાને ઉતાવળથી વર્તુલાકારમાં ફેરવીએ તો અગ્નિનો વર્તુલ થએલો દેખાય છે. ૨ વરસાદમાં ઉતાવળે પડતાં ટીપા પાણીની ધાર જેવા જણાય છે. ૩ ઉતાવળે ફરતા દાંતવાળા ચક્રનો દરેક દાંતો જોઇ શકાતો નથી. ૪ ગોળ પત્તાને છેડે બે દોરી બાંધી તેને ઝડપથી ફેરવીએ તો બન્ને બાજુઓ એક પછી એક વારા ફરતી ઉતાવળે જતી દેખાય છે ૫ એ પત્તાના એક છેડાપર પક્ષીનુ અને બીજા છેડાપર પાંજરાનું ચિત્ર પડ્યુ હશે તો તે પત્તાને ઝડપથી ચક્કર ચક્કર ફેરવ્યાથી પક્ષી પાંજરામા પૂરેલુ હોય એમ દેખાશે.

(૮૫) એક એકના પૂરવણી રંગો કયા કયા છે?

જ—રાતો અને લીલો તથા વાદળી અને નારંગી

(૮૬) પૂરવણી કરનાર રંગોની અસર બતાવો.

જ—કાળી સપાટીપર રાતી ચોખંડી, રાતી ટીકડી વગેરે કોઇ રંગીત વસ્તુ મૂકી આંખ થાકી જાય ત્યા સુધી થોડી મિનિટ લગી તેને નિહાળીને જોયા કરશો, અને પછી આંખ ફેરવી સફેદ કાગળ પર નજર કરશો તો ચોખંડી અથવા ટીકડીની લીલા રંગની પ્રતિમા દૃષ્ટિએ પડશે. ટીકડીનો રંગ નારંગી હશે તો વાદળી રંગની છબી દેખાશે. એમ જે રંગની વસ્તુ હશે તેની પૂરવણી કરનારા રંગનુ સામેનું રૂપ જોવામાં આવશે.

(૮૭) મેઘધનુષ્ય એટલે શું, અને તે શાથી થાય છે?

જ—વરસાદ ચઢી આવેલો હોય અને સૂર્યનો પ્રકાશ હોય તે વખતે આકાશમાં ધનુષ્યના આકારનો રંગીત પટો માલમ પડે છે તેને મેઘધનુષ્ય કહે છે. સૂર્યનાં કિરણ પારદર્શક વસ્તુ ( વરસાદના ફોરાં ) ની પાર થઇને જતાં તેનું પૃથક્કરણ થઇ તેમાંથી સાત રંગ છૂટા પડે છે. એ રંગ એકેકમાં એટલા ભળી ગએલા હોય છે કે એકનો છેડો કયાં અને બીજાનો આરંભ કયાં તે કહી શકાતું નથી. તેમાં પહેલો રાતો પછી નારંગી, પીળો, લીલો, વાદળી, ગળીના જેવો રંગ એટલે નીલો અને જાંબુઓ એ અનુક્રમે હોય છે. આ પ્રમાણે સૂર્યના કિરણનું પૃથક્કરણ થવાથી તથા વક્રીભવન થવાથી તે રંગીત પટો માલમ પડે છે. એ રંગીત પટો કાળાં અપારદર્શક વાદળા ઉપર પડી પૃથ્વી ભણી પરાવર્તન પામે છે, તેથી કમાનનો આકાર ધારણ કરે છે.

(૮૮) કઇ કઇ વસ્તુઓમાંથી પ્રકાશનું પૃથક્કરણ થઇ શકે?

જ—જાડી પારદર્શક વસ્તુઓમાથી એટલે જાડા પાસાદાર કાચ અને પાણીમાથી. મેઘધનુષ્ય પણ એજ પૃથક્કરણથી થાય છે, કારણ કે સૂર્યનાં કિરણ ઘાડાં વાદળામાં થઇને આવે છે તેમાં પાણી હોવાથી તેનું પૃથક્કરણ થાય છે.

(૮૯) પ્રકાશનું પ્રસરણ એટલે શું?

જ—જાડી પારદર્શક વસ્તુમાંથી સૂર્ય અથવા બીજા કોઇ ઉષ્ણ પદાર્થના ધોળા પ્રકાશનું વક્રીભવન થાય છે, તથા પૃથક્કરણ થઇ જુદાજુદા સાત રંગો માલમ પડે છે તેને પ્રકાશનું પ્રસરણ કહે છે.

(૯૦) ધોળા રંગમાંથી સાત રંગ બન્યા છે તેની બીજી સાબીતી હોય તો તે કહો.

જ—લાકડાની ગોળ ચકરડી અથવા ચપટો ભમરડો લઇ તેના પરિઘના ૩૬૦ ભાગ કરવા અને તેમાં ૪૫ ભાગમાં લાલરંગ, ૩૭ ભાગમાં નારંગીઓ, ૪૮ ભાગમાં પીળો, ૫૦ ભાગમાં લીલો, ૬૦ ભાગમાં વાદળી, ૪૦ ભાગમાં નીલો અને ૮૦ ભાગમાં જાંબુ. એ રંગ લગાડી તે ચકરડી કે ભમરડાને ઝડપથી ફેરવવો એટલે તે રંગ શુદ્ધ હોવાથી ચકરડી અથવા ભમરડો શુદ્ધ ધોળો દેખાય છે. આપણે આગળ પ્રશ્ન ૮૪ ના ઉત્તરમાં જણાવી ગયા છીએ કે કોઈ પણ પદાર્થની છાપ નેત્રપટપર એક સેકન્ડના ૮ મા ભાગ જેટલો વખત રહે છે, એટલે ઉપર બતાવેલા રંગોની છાપ આંખના પટપર ઉપરાઉપરી જવાથી તે સાતે રંગનાં કિરણ આંખમાં મિશ્ર થવાથી ધોળો રંગ દેખાય છે, માટે ધોળા રંગમાંથી એ સાત રંગ બન્યાની સાબિતિ છે.

(૯૧) દુનીઆમાંની વસ્તુઓ જુદા જુદા રંગની દેખાવાનું કારણ શું?

જ—આપણે આગળ કહી ગયા કે કોઇ પણ વસ્તુ ઉપર પ્રથમ પ્રકાશનાં કિરણ પડે છે અને ત્યાંથી પાછાં ફેંકાઇ આપણી આંખમાં આવે છે ત્યારે તે વસ્તુ જોઈ શકીએ છીએ. પ્રકાશના કિરણનો રંગ ધોળો છે અને તેનું પૃથક્કરણ થવાથી તેમાંથી સાત રંગો માલમ પડે છે. હવે કેટલીક વસ્તુઓ એ સાતે રંગનાં કિરણો શોષી લે છે, કેટલીક છ શોષે છે, કેટલીક પાંચ શોષે છે, એમ જુદી જુદી વસ્તુઓ જુદા જુદા રંગનાં કિરણો શોષે છે, કોઇ બિલકુલ શોષતી નથી. જ્યારે આ પ્રમાણે બને છે ત્યારે જે રંગનાં કિરણો તે ન શોષે તે પાછાં ફેંકાઇ આપણી આંખમાં આવે છે. આ પ્રમાણે તે વસ્તુએ નહિ શોષવાથી શેષ રહેલાં જે રંગનાં કિરણો

આપણી આંખ તરફ પરાવર્તન પામે છે તે રંગની તે વસ્તુ દેખાય છે. મતલબ કે તમામ રંગનાં કિરણો તે વસ્તુ શોષી લે તો તે આપણને કાળી દેખાય છે, અને કોઇપણ રંગનાં કિરણો શોષી ન લે તો તે આપણને ધોળી દેખાય છે, રાતા સિવાય બાકીનાં શોષી લે તો તે રાતી દેખાય છે. બે કે ત્રણ રંગનાં કિરણો પાછાં ફેંકે તો બાકી રહેલા રંગોથી જે મિશ્રિત રંગ થાય તે રંગની તે વસ્તુ માલુમ પડે છે.

(૯૨) રાતાં ગુલાબ ઉપર લીલો રંગ પડે તો તે ગુલાબ કાળું દેખાય છે તેનું કારણ શું ?

જ—ગુલાબ લીલાં કિરણો શોષી લે છે, અને ગુલાબમાં જે જે કિરણોનું પરાવર્તન થઇ શકે તે તેને મળેલા લીલા પ્રકાશમાં હોતાં નથી, એજ કારણથી રાતા પ્રકાશમાં વાદળી રીતનો રંગ કાળો દેખાય છે.

## વીજળીના તારનું યંત્ર.

(૯૩) વીજળી એટલે શું ?

જ—વીજળીનું વાસ્તવિક સ્વરૂપ હજી જાણવામાં આવ્યું નથી, માત્ર એટલુંજ જણાયું છે કે તે એક વિલક્ષણ શક્તિ છે. સાધારણ રીતે બોલતાં વરસાદ વરસતાં જેના યોગથી વિલક્ષણ ચમત્કાર, ચળકાટ વગેરે થાય છે તેને વીજળી કહેવામાં આવે છે. પરંતુ તે જાતની વીજળી કરતાં મનુષ્ય પ્રગટ કરી શકેછે તે વીજળીની કૃતિથી પુષ્કળ કાર્યો થાયછે. તેવી વીજળીને વિદ્યુત નામઆપીશું.

(૯૪) મનુષ્યકૃતિથી વિદ્યુત શી રીતે ઉત્પન્ન થાય છે ?

જ—(૧) બે પદાર્થોનું એક એક જોડે ઘર્ષણ થવાથી, (૨) રસાયન વ્યાપારથી.

(૯૫) એ બેમાંથી કઇ વિદ્યુત વધારે ઉપયોગી છે, અને તે શાથી ?

જ—ઘર્ષણ વિદ્યુતનો પ્રવાહ સતત ચાલુ રહેતો નથી અને રસાયન વ્યાપારથી ઉત્પન્ન કરેલી વિદ્યુતનો પ્રવાહ સતત ચાલુ રહી તેનાથી અનેક કાર્યો થાય છે, માટે રસાયન વ્યાપારથી ઉત્પન્ન કરેલી વિદ્યુત વધારે ઉપયોગી છે.

(૯૬) રસાયન વિદ્યુતથી શાં શાં કાર્ય થાય છે ?

જ—તારના સંદેશા મોકલાય છે, એન્જીન ચાલે છે, દીવો થાય છે, પાણીનુ પૃથક્કરણ થાય છે, દારૂ સળગાવાય છે, સુરંગ ફાડે છે, ડુંગર તોડી પાડે છે, લોહચુંબક બનાવે છે, અને સોના રૂપાનો ઢોળ ચઢવાય છે.

(૯૭) ઘર્ષણ વિદ્યુત શી રીતે ઉત્પન્ન કરી શકાય છે, અને તે શુ કાર્ય કરે છે ?

જ—હરેક વસ્તુમાં ઓછા વત્તા પ્રમાણમાં પણ નેગેટિવ અને પોઝિટિવ એ બે જાતની વિદ્યુત હોય છે. હવે કાચના સળીઆને રેશમ સાથે અગર બિલાડીના સુકા ચામડા સાથે ઘશીએ તો એ બે જાતની વિદ્યુતનો વિયોગ કરીએ છીએ. એક જાત કાચ ઉપર રહે છે, મતલબ કે કાચમાંની નેગેટિવ અને રેશમમાંની પોઝિટિવ મળી સંલગ્ન થઇ અદૃશ્ય થાય છે, એટલે કાચમાથી નેગેટિવ જવાથી પોઝિટિવ એકલી રહે છે. તેમજ લાખની લાકડીને ફ્લાનલ સાથે (ઉનના કપડા સાથે) ઘસવાથી લાખમાંની પોઝિટિવ તથા ફ્લાનલમાની નેગેટિવ સંલગ્ન થઇ લાખ ઉપર માત્ર નેગેટિવ રહે છે ને નેગેટિવ ને પોઝિટિવ બે પાસે આવે તો એક બીજાને ખેંચણ કરી જોડાઇ જાય છે, અને બાકીની એકેક વિદ્યુત તે પદાર્થમાં રહે છે.

હવે કાચને રેશમવતી ઘસવાથી કાચમાં પોઝિટિવ વિદ્યુત રહેલી. તે છે. તે કાચને બરૂના ગર પામે અગર તેની ગોળી પાસે ધરવામાં આવે તો ગોળીમાંની કે ગરમાંની નેગેટિવ વિદ્યુત કાચમાંની પોઝિટિવ વિદ્યુત સાથે સંલગ્ન થવા જશે તેથી તે ગર કાચને વળગી જશે, અને ગોળી પણ કાચ તરફ ધસશે કાચને બદલે ફલાનલ ઘસેલી લાખની લાકડી ધરીશું તો ગોળીમાંની પોઝિટિવ વિદ્યુત લાખમાંની નેગેટિવ વિદ્યુતની સાથે મળવા જવાના જોરથી તે ગોળી પણ લાખ તરફ ધસશે, હવે ગોળીને કાચનો સ્પર્શ કરશો તો ગોળીમાંની નેગેટિવ વિદ્યુત કાંચમાંની પોઝિટિવ વિદ્યુત સાથેમળી જઇ ગોળીમાં માત્ર પોઝિટિવ રહેશે, ગોળીમાં પોઝિટિવ છે અને કાચમાં પણ પોઝિટિવ છે માટે ગોળી તરફ કાચ ધરવાથી તે ગોળી પાછી ધકેલાશે. તેમજ કાચને બદલે લાખની લાકડી અડકાડશો તો ગોળીમાંની પોઝિટિવ વિદ્યુત લાખમાંની નેગેટિવ સાથે મળી જઇ ગોળીમાં માત્ર નેગેટિવ રહેશે, અને લાખમાં પણ નેગેટિવ છે; તેથી ગોળીની પાસે લાખને ધરવાથી તે ગોળી પાછી ધકેલાશે, આ ઉપરથી નિશ્ચય થાય છે કે **એકજ જાતની વિદ્યુતવાળા પદાર્થો એક બીજાને પાછા હડસેલે છે, અને વિરૂદ્ધ જાતની વિદ્યુત વાળા પદાર્થો એક બીજાને આકર્ષે છે.**

(૯૮) કાચને બદલે ધાતુના સળીઆને રેશમ કે બિલાડીના ચામડા સાથે ઘશીને ગરની ગોળી આગળ ધરીએ તો તે તેને ખેંચે કે નહિ, અને તે શા કારણથી?

જ—નહિ ખેંચે; કારણ કે ધાતુમાં વિદ્યુત ઉત્પન્ન થઇ બહાર પડતી નથી. પરંતુ કાચની દાંડી જડેલો ધાતુનો સળીઓ લઇ દાંડી વાળો ભાગ હાથમાં રાખી ધાતુવાળો ભાગ રેશમ ઉપર ઘશીએ

અને પછી ગોળીની નજીક લાવીએ તો તેથી ગોળી આકર્ષાય છે, પણ કાચનો જે ભાગ ઘસ્યો હતો ત્યાંથી ગોળી આકર્ષાતી હતી અને ધાતુના તમામ ભાગ આગળથી ગોળી આકર્ષાય છે. એ ઉપરથી જણાય છે કે કાચમાંથી વિદ્યુત ઝટ વહી શકતી નથી પણ ધાતુમાંથી ઝટ વહી શકે છે. એથી કરીને કાચની દાંડી વિનાનો ધાતુનો સળીઓ ઘસ્યો ત્યારે તેનાથી વિદ્યુત તો ઉત્પન્ન થઇ હતી, પરંતુ ધાતુમાંથી ઝટ વહેતી હોવાથી તે હાથમાં થઇને શરીરમાં ઉતરી ગઇ, તેથી ગરની ગોળી ઉપર તેની કાંઇ અસર થઇ નહિ. પણ કાચની દાંડીવાળા સળીઆમાં કાચને લીધે વિદ્યુતને ઝટ નીકળી જવાનો રસ્તો બંધ થયો તેથી ગોળી ખેંચાતી હતી.

(૯૯) કયા પદાર્થો વિદ્યુત અવાહક છે, અને કયા પદાર્થો વિદ્યુત વાહક છે.

જ—બધા પદાર્થોમાં હરકોઇ વ્યાપારથી વિદ્યુત ઉત્પન્ન થાયછે પરંતુ તેને પોતામાં રાખવાની બધા પદાર્થોમાં શકતી હોતી નથી એ શક્તિ કાચ, લાખ, રેશમ, ઉન વગેરે કેટલાક પદાર્થોમાં હોય છે; માટે તેમને વિદ્યુત અવાહક પદાર્થો કહેવામાં આવે છે. ધાતુ, પ્રવાહી પદાર્થ, વરાળ, પ્રાણીનાં શરીર, લાકડુ વગેરે પદાર્થોમાંથી તે ઉતાવળે નીકળી જાયછે માટે તેમને વિદ્યુત વાહક પદાર્થો કહેવામાં આવે છે.

(૧૦૦) વિદ્યુતનો તણખો કે ઝબકારો શાથી થાય છે?

જ—કોઇપણ બે વસ્તુમાં વિરૂદ્ધ ગુણવાળી જુદી જુદી વિદ્યુત હોય અને તે વસ્તુઓ હવાને લીધે કે બીજા કોઇ કારણથી ભેગી મળે, ત્યારે તેમાંની વિદ્યુતનો સંયોગ થવાથી તણખો કે ઝબકારો થાય છે.

(૧૦૧) પૃથ્વીપર વીજળી શાથી પડે છે, અને તે પડવાથી શું થાય છે?

જ—પૃથ્વીપરની વસ્તુઓમાંની વિદ્યુત વાદળાંમાંની વીજળીના સમાગમમાં આવે છે ત્યારે વીજળી પડે છે. જેના ઉપર તે પડે છે તેના કકડે કકડા કરી નાખી તે વિદ્યુત જમીનમાં ઉતરી પડે છે વીજળી પડવાથી ઘણી ઇમારતોનો નાશ થએલો આપણે સાંભળ્યો છે.

(૧૦૨) મોટી ઇમારતોનું વીજળીથી રક્ષણ કરવાને શા ઉપાયો લેવામાં આવે છે?

જ—મોટી ઇમારતો, ઝાડો વગેરે ઉંચી વસ્તુઓ વાદળાંની નજીક હોવાને લીધે તેનાપર વીજળી પડે છે. તેમાં મુખ્યત્વે કરીને જે વસ્તુઓ વિદ્યુત વાહક અને અણીદાર હોય છે તેપર પડવાનો વધારે સંભવ છે. વીજળી ઘરપર પડે છે ત્યારે ખીલા, સળીઆ વગેરે ધાતુનો સામાન તેને પોતાની તરફ ખેચી લે છે અને ઘરને નુકસાન કરે છે, માટે તેનાથી બચવા માટે તાંબાની પહોળી પટી લઇ તેનો એક છેડો જમીનમાં ઉંડો ઉતારવો, અને બીજે છેડે લોખંડનો અણીદાર સળીઓ સાંધી લઇ તે છેડો મકાનથી છથી દશ ફીટ ઉંચો રાખવો. તે તાંબાની પટીને દીવાલની બહારની બાજુએ જડી લેવી. આ પ્રમાણે કરવાથી વીજળી ઘરપર ન પડતાં સળીઆ ઉપર આવી સળીઆમાં થઇ જમીનમાં ઉતરી જાય છે તેથી ઇમારતને નુકસાન થતું નથી.

(૧૦૩) રસાયન વ્યાપારથી ઉત્પન્ન થએલી એટલે વહેતી વિદ્યુત ઉત્પન્ન કરવાની કોઇપણ સાદી રીત લખો. તેવી રીતોની શોધ કોણે કોણે કરી છે?

જ—માટીના વાસણને તળીએ મોરથુથાના જાડા ભૂકાનો થર પાથરીને તેપર તાંબાનું પતરૂં મુકે છે. પછી તે ઉપર રેતી અથવા લાકડાના વહેરનો થર પાથરી બધું વાસણ તેજાબ મેળવેલા પાણીથી ભરી દે છે, અને મથાળે જસતની તકતી મૂકે છે. તે પતરાને તથા તકતીને છેડે રેશમ વીંટાળેલો તાંબાનો તાર લગાડેલો હોય છે. એને વિદ્યુતપાત્ર કહે છે. એવાં ઘણાં પાત્ર મળીને બેટરી થાય છે. આ બેટરીમાં તાંબાના પતરા ઉપરના અને જસતની તકતી ઉપરના તારના છૂટા રાખેલા છેડા જોડી દેવામાં આવે છે ત્યારે વિદ્યુતને વહેવાનો માર્ગ મળે છે. આ પ્રમાણે બેટરીના બે તારો પ્રત્યક્ષ જોડવાથી અગર તે બે તારોની વચ્ચે વિદ્યુત વાહક પદાર્થ મૂકી જોડી દેવાથી વિદ્યુત પ્રવાહ ચાલુ થાય છે. આ પ્રમાણે વિદ્યુત પ્રવાહ ચાલુ થાય ત્યારે બેટરી બંધ થઈ કહેવાય છે, અને બન્ને તારો છૂટા હોઈ પ્રવાહ ચાલતો ન હોય ત્યારે બેટરી ખુલ્લી છે એમ કહેવાય છે. આ શોધ ગિલ્બર્ટ, વાલ્ટા અને ગ્રોવે કરેલી છે. તે દરેકની બેટરી ભરવાની રીત જુદી છે પણ મૂળતત્વ એક છે.

(૧૦૪) વીજળી ઉત્પન્ન કરવાનાં સાધન લખો.

જ—કાચ, રેશમ, બીલાડીનું રૂવાંટીવાળું ચામડું, લાખ અને ઉન એટલાથી ઘર્ષણ વીજળી ઉત્પન્ન થાય છે; અને મોરથુથુ, તાંબાનું પતરૂં, જસતનું પતરૂં, ગંધકનો તેજાબ, માટીનું પાત્ર અને રેશમ વીંટેલા તાંબાના તથા પ્લાટીનમના તાર એટલાથી રસાયન વીજળી ઉત્પન્ન થાય છે.

(૧૦૫) વિદ્યુત લોહચુંબક બનાવવાની રીત લખો.

જ—નરમ લોઢાનો ગજ લઈ તેની આસપાસ છેડા દૂર રાખી લાંબો વિદ્યુતવાહક તાંબાનો તાર વીંટાળો. અનેતે ગજની પાસે લોઢાનો

ભૂકો ધરશો તો તે તેને વળગશે નહિ. હવે બેટરીના તારના બન્ને છેડા ગજ ઉપર વિંટાળેલા બન્ને તારના છેડા સાથે જોડી દો. હવે ભૂકો તેને વળગે છે, તેથી ગજમાં લોહચુંબકનો ગુણ આવેલો જણાય છે. બેટરીના તારનો સંબંધ તોડી નાંખશો તો લોહચુંબકનો ગુણ જતો રહી ભૂકો નીચે ખરી પડશે. થોડે થોડે રહી રહીને વિદ્યુત પ્રવાહ જવાથી નરમ લોઢામાં થોડા સમયલગી લોહચુંબકનો ગુણ આવે છે એ રીતે વિદ્યુત લોહચુંબક બને છે.

(૧૦૬) લોહચુંબકના ગુણવાળી સોયને બેટરીના તાર પાસે રાખી બેટરી બંધ કરવાથી શું થાય છે?

જ—તે સોય બેટરીના તારને કાટખૂણે આવે છે, એટલે ઉત્તર દક્ષિણ ન રહેતાં પૂર્વ પશ્ચિમ થઈ જાય છે.

(૧૦૭) વિદ્યુત લોહચુંબકનો ઉપયોગ કરી તારનું યંત્ર કોણે બનાવ્યું છે? તે યંત્રની રચના આકૃતિ સાથે સમજાવો.

જ—મોર્સ નામે એક શોધકે તારનું યંત્ર બનાવ્યું છે તેને માટે જુઓ સાતમી ચોપડી પાઠ ૮૫ નું વિદ્યુત તારયંત્ર.

## રસાયન વિકાર અને રસાયન પ્રીતિ.

(૧૦૮) પ્રકૃતિ વિકાર એટલે શું?

જ—જે વિકાર (ફેરફાર) થોડો વખત રહેનારો તે એટલે બરફનું પાણી થવું, પાણીની વરાળ થવી; મીણ, ઘી વગેરેનું ઓગળી જવું તે.

(૧૦૯) રસાયની વિકાર એટલે શું?

જ—જે વિકાર હમેશ રહે છે તે. જેમકે લાકડું બળી કોયલો થઈ જવો, તે ફેરફાર હમેશને માટે છે, કારણ કે કોયલાનું ફરીથી લાકડું થઈ શકશે નહિ.

(૧૧૦) પ્રકૃતિવિકાર અને રસાયની વિકારનો તફાવત જણાવો.

જ—પ્રકૃતિ વિકારમાં માત્ર નક્કરપણું, પ્રવાહીપણું વગેરે પદાર્થના એક અથવા વધારે ગુણોમા માત્ર ફેરફાર થાય છે. પરંતુ રસાયન વિકારમાં તો તે પદાર્થમાંજ ફેરફાર થાય છે, એટલે મૂળ પદાર્થ બદલાઇને તદ્દન નવોજ પદાર્થ બને છે.

(૧૧૧) રસાયની વિકાર કેટલી રીતે થઈ શકે છે અને તે કઈ કઈ ?

જ—બે રીતે. (૧) રસાયની પૃથક્કરણ. (૨) રસાયની સંયોગ. મૂળ પદાર્થમાથી કેટલાક ઘટકો જતા રહે તે રસાયની પૃથક્કરણ, અને મૂળ પદાર્થનો બીજા નવા ઘટકો જોડે સંયોગ થાય તે રસાયની સયોગ અથવા રસાયની મિશ્રણ.

(૧૧૨) મિશ્રણ કેટલી જાતનાં છે, અને તે કયાં કયાં ?

જ—સાદું કે સાધારણ મિશ્રણ, અને રસાયની મિશ્રણ.

(૧૧૩) સાધારણ મિશ્રણ અને રસાયની મિશ્રણનો તફાવત દાખલા આપી સમજાવો.

જ—સાધારણ મિશ્રણમાં બે પદાર્થના રજકણો ભેગાં રહે છે, પણ તેમના મૂળ ગુણ બદલાતા નથી જેમકે ખાંડ ને રેતીનુંમિશ્રણ દૂધ ને ખાંડ અથવા પાણી ને ખાંડનું મિશ્રણ. પરંતુ રસાયની મિશ્રણમાં તો બન્ને પદાર્થના રજકણો એક એક જોડે એટલાંભળી જાય છે કે તે પદાર્થના મૂળ ગુણો જતા રહે છે એટલે તેમનારંગ, વાસ, સ્વાદ વગેરેમાં ફેરફાર થઇ તદ્દન જુદાજ ગુણનો પદાર્થ બને છે. જેમકે કસોટીની સૂકી નળી (ભીની હોય તો તાપથી તૂટી જાય) માં થોડાક ગંધક નાંખો અને તેમાંથી વરાળ નીકળવા માડે ત્યાં સુધી તેને તપાવો. પછી નળીમાં તાંબાનો કકડો નાખો. તેને ગંધ-

કની વરાળ અડશે કે તરતજ ઝગઝગાટ બળશે, અને પછી તુરતજ કાળો પડી જશે. એ કાળો કકડો તાંબાનો ગંધીલ છે. તે તાંબુ તથા ગંધક બન્ને કરતાં તદ્દન જુદાજ ગુણનો પદાર્થ બન્યો છે. માટે તે રસાયની મિશ્રણ થયુ કહેવાય. તાંબાના કકડાને બદલે લોઢાનો ભૂકો નાંખીશુ તોપણ તેજ પ્રમાણે બનશે અને લોઢાનો ગંધીલ થશે.

(૧૧૪) તત્ત્વ અને મિશ્રણમાં શો તફાવત છે?

જ—જે પદાર્થોનું પૃથક્કરણ કરી તેમાંનાં સાદાં દ્રવ્યો હજુ જુદાં પાડી શકાયાં નથી તે તત્ત્વો છે, અને એક કરતાં વધારે તત્ત્વોનો રસાયની સંયોગ થવાથી જે પદાર્થોમાં બને છે તે મિશ્રણ કે સંયુક્ત પદાર્થો કહેવાય છે.

(૧૧૫) દુનીઆમાં કેટલાં તત્ત્વો જાણવામાં આવ્યાં છે? તેમાંના થોડાકનાં નામ આપો.

જ—૭૫ તત્ત્વો જાણવામાં આવ્યાં છે. સોનું, રૂપું, તાંબુ, લોઢુ, ગંધક, પારો ઇત્યાદિ.

(૧૧૬) એ તત્ત્વો સૃષ્ટિમાં ઘણું કરીને શુદ્ધ મળી આવતાં નથી તેનું શું કારણ?

જ—સંબંધાકર્ષણને લીધે પદાર્થનાં રજકણો એક બીજા સાથે જોડાઇ જાય છે તેથી તે શુદ્ધ મળી આવતાં નથી.

(૧૧૭) તત્ત્વોના પરમાણુઓ એકઠા થઇ નવો પદાર્થ શી રીતે બને છે?

જ—તત્ત્વોના મિશ્રણથી નવો પદાર્થ બને છે, ત્યારે મૂળના અણુસમૂહ ભાગી જઇ નવા અણુસમૂહ બંધાય છે, અણુસમૂહ પરમાણુના બને છે, એ પરમાણુઓ એકઠા મળવાથી અથવા ફરી

જોડવાવાથી નવો પદાર્થ બને છે, આમ થાય છે ત્યારે તત્ત્વોનો સંયોગ થયો કહેવાય છે.

(૧૧૮) રસાયનાકર્ષણ કે રસાયનપ્રીતિ કોને કહે છે?

જ–તેઓમાં તે તત્ત્વો એક એકને વળગી રહે છે, તે બળને રસાયનાકર્ષણ કે રસાયનપ્રીતિ કહે છે.

(૧૧૯) પદાર્થો બનવામાં રસાયનાકર્ષણ ઉપરાંત સંબંધાકર્ષણ શું કામ કરે છે?

જ—રસાયનાકર્ષણવડે પરમાણુઓ પરસ્પર વળગી રહે છે, અને તેમના અણુસમૂહ બને છે. એ અણુસમૂહ સંબંધાકર્ષણને લીધે વળગી પદાર્થો બને છે

(૧૨૦) સૃષ્ટિમાં રસાયન પ્રીતિનો શો ઉપયોગ છે? તે ન હોય તો શું થાય?

જ—લાકડું બળે છે, ધાન્ય ઉગી નીકળે છે, ઉચ્છ્વાસમાં ખરાબ હવા બહાર નીકળી જાય છે, તથા દુનીઆમાંના ઘણાખરા પદાર્થો એ બળવડેજ રહેલા છે. તે ન હોય તો સૃષ્ટિની જે જુદી જુદી રચના હાલ જણાય છે તેટલી જણાય નહિ, તમામ સજીવ પ્રાણીઓ નાશ પામે, અને તેમને ઠામે ત્રણ અદસ્ય વાયુ તે (ઓકિસજન, હાઇડ્રોજન, નાઇટ્રોજન), અને કોયલા જેવી કોઈ વસ્તુ આવે, પર્વતો ખરી પડી ચુરેચુરા થઈ જાય, અને સઘળા મહાસાગરો, નદીઓ તથા સરોવર સૂકાઇ જઇ બે અદસ્ય વાયુ (ઓકિસજન, હાઇડ્રોજન) ઉત્પન્ન થાય. મતલબ કે સૃષ્ટિમાં ૬૫ તત્ત્વો સિવાય બીજું કાંઇ હોઈ શકે નહિ.

## પાણીનું બંધારણ.

(૧૨૧) પાણી મિશ્ર પદાર્થ છે કે તત્ત્વ છે? મિશ્ર પદાર્થ હોય તો તેમાં કયાં કયાં તત્ત્વો છે?

જ—મિશ્ર પદાર્થ છે. તે ઓક્સિજન અને હૈડ્રોજન નામના બે વાયુઓનું બનેલું છે.

(૧૨૨) પાણી ઓક્સિજન અને હૈડ્રોજનનું બનેલું છે એમ શાથી કહો છો?

જ—બેટરીથી વિદ્યુત ઉત્પન્ન કરી તેના બે તાર પાણીમાં (પાણીમાં વિદ્યુત પ્રવાહ જઇ શકે માટે થોડો ગંધકનો તેજાબ નાંખવો) રાખી તેના છેડા પણ ઉંધા પાણીમાં રાખી તે ઉપર પાણી ભરેલા બે પ્યાલા ઉંધા પાડીશું તો એક તાર તરફના પ્યાલાનું પાણી ખાલી થતું જઇ તેમા ઓક્સિજન આવશે, અને બીજા તરફના પ્યાલાનું પાણી ખાલી થતું જઇ તેમાં હૈડ્રોજન વાયુ આવશે. જેમ જેમ વાયુ આવતા જશે તેમ તેમ પાણી ઓછું થતું જશે ને ઉપરથી જણાય છે કે પાણીનું પૃથક્કરણ થઇ આ બે વાયુઓ નીકળે છે.

(૧૨૩) પાણી બનવામાં હૈડ્રોજન અને ઓક્સિજન શા પ્રમાણમા ભળેલા છે?

જ—માપીને લઇએ તો ૧ શીશો ઓક્સિજન ને ૮ શીસા હૈડ્રોજન અને તોળીને લઇએ તો હૈડ્રોજન કરતા ઓક્સિજનઆગણો આ ઉપરથી નક્કી થાય છે કે હૈડ્રોજન કરતાં ઓક્સિજન ૧૬ ગણો ભારે છે.

(૧૨૪) ઉપરના બે વાયુઓના મિશ્રણથી પાણી બન્યું છે

તે જણાવનારા યત્રની રચના આપો.

જ—જુઓ સાતમી ચોપડી પાઠ ૮૭, પાણીનું બંધારણ દેખાડનારૂં યત્ર, તથા તેજ પાઠનો છેલ્લો પેરેગ્રાફ.

(૧૨૫) હૈડ્રોજન વાયુનું ઓળખાણ આપો, એને જળજનક વાયુ શામાટે કહે છે?

જ—તે બધા વાયુઓ કરતાં હલકો છે, તે જાતે બળે છે, તે હવા જોડે ભળેલો હોય અને તેની પાસે દીવો લાવીએ તોમોટા ભડાકો થાય છે ઝીણા વહેવાળી નળીને છેડે એ વાયુને બળવા દઇ તેની જ્યોત ઉપર લાંબી ખુલ્લી નળી ધરી રાખીએ તો તે નળીને ગયાળે હવામાના ઓક્સિજનના સંયોગથી પાણીના ટીપાં બંધાએલા દેખાય છે. આ પ્રમાણે તે બળે છે ત્યારે પાણી બનાવે છે માટે તેને જળજનક વાયુ કહે છે.

(૧૨૬) ઓક્સિજન વાયુનું ઓળખાણ આપો.

જ—તે જાતે બળતો નથી પણ બીજી વસ્તુને બળવામાં મદદ કરે છે, સળગેલા કોયલાને ઓક્સિજનમાં ધરીશું તો તે કોયલનો ભડકો થઇ લાકડાની માફક બળશે.

## દ્રાવ્યતા.

(૧૨૭) દ્રાવણ એટલે શું? અને દ્રાવ્યતા એટલે શું?

જ—એક પદાર્થ બીજા પદાર્થમા ઓગળી જાય તો દ્રાવણ થયું કહેવાય જેમકે પાણીમા ખાંડ, મીઠુ ઇત્યાદિ ઓગળે છે માટે તે દ્રાવણ. અને એ ઓગળવાનો ગુણ તે દ્રાવ્યતા.

(૧૨૮) પાણીમાં ખાંડ, મીઠું ઇત્યાદિ શા કારણથી ઓગળે છે?

જ—પ્રવાહીનાં રજકણોમાં સંબધાકર્ષણ ઓછું હોઇ તેની વચમાં જગા હોય છે, તેથી તેમાં ખાંડ મીઠા વગેરેનાં રજકણો ભરાઇ તે અદૃશ્ય થઇ જાય છે, ત્યારે આપણે તેને ઓગળી ગયુ કહીએ છીએ. પરંતુ પ્રવાહીનાં રજકણો વચ્ચેની જગા પુરાઇ ગઇ એટલે બાકીનાં રજકણો તેમાં પેસી શકતાં નથી માટે અમુક હદ સુધીજ તે પ્રવાહીમાં ઓગળી શકે છે એમ કહેવાય છે.

(૧૨૯) મીઠું તથા ખાંડ પાણીમાં કેટલા પ્રમાણમાં ઓગળી શકે છે ?

જ—પાણીના પ્રમાણમાં મીઠું સેંકડે ૪૧ ટકા ઓગળે છે. તેથી વધારે નાંખીએ તો ઉપર કલમ ૧૨૮ મીમાં જણાવેલા કારણથી ઓગળી શકતું નથી. મીઠા કરતા ખાંડ સેહેજ વધારે ઓગળે છે.

(૧૩૦) દ્રાવ્ય અને અદ્રાવ્ય પદાર્થો કોને કહેવા ? તે દાખલા આપી સમજાવો.

જ—જે પદાર્થો ઓછા વત્તા પ્રમાણમાં પણ પાણીમાં ઓગળી જાય તે દ્રાવ્ય કહેવાય છે. જેમકે ખાંડ, મીઠું, સાકર, પાપડખાર, સુરોખાર, ટંકણખાર, નવસાર, મોરથુથુ વગેરે. જે પદાર્થો માલમ પડે એવી રીતે પાણીમાં ઓગળતા નથી તે અદ્રાવ્ય કહેવાય છે. જેમકે રેતી, ચાક, ગધક, કપુર, કોયલો, લોઢું, તેલ, રબર, રાળ વગેરે.

(૧૩૧) ઉષ્ણતામાન ઓછું વત્તું હોય તે પ્રમાણે દ્રાવ્યતાની પણ વધઘટ થાય છે તે દાખલો આપી સમજાવો.

જ—આપણે ઉપર જણાવી ગયા કે પાણીનાં રજકણો વચ્ચે

જગા હોવાથી તેમાં બીજા પદાર્થનાં રજકણો ભળી જાય છે :તેથી તે વસ્તુ ઓગળેલી જણાય છે હવે ગરમીથી પાણીનાં રજકણો વ. ચ્ચે વધારે જગા થાય છે તેથી ઠંડા પાણી કરતાં ગરમ પાણીમાં વસ્તુ ઓગળવાનું પ્રમાણ વધારે આવે છે. પરંતુ આ નિયમને ઘણા અપવાદ આવે છે. જેમકે ચુનો ઉના પાણી કરતાં ઠંડા પાણીમાં વધારે ઓગળે છે તેનુ કારણ પણ એ છે કે ચુનામાં પાણી ભળ. વાથી ઉષ્ણતા ઉત્પન્ન થાય છે, તેથી ચુના ઉપર ઠંડુ પાણી રેડીએ તો પાણીમાં રજકણો વચ્ચે વધારે જગા થઇ તેમા ચુનો વધારે ઓગળે છે. પણ ઉનુ પાણી રેડીએ તો તેમાં રજકણો વચ્ચે તો જગા થએલીજ છે તેમા વધારે જગા ચુનો કરી શકતો નથી માટે વધારે ઓગળતો નથી.

(૧૩૨) અદ્રાવ્ય પદાર્થો પાણીમા થોડા ઘણા પણ ઓગળે કે નહિ? કયા કયા અદ્રાવ્ય પદર્થો પાણીમાં સેહેજ સાહાજ પણ ઓગળેલા જણાય છે?

જ—સેહેજ સાહાજ ઓગળે. ચકમક, લોઢાનો કાટ, ચુનો ધાપણ

(૧૩૩) કઠણ પાણી અને નરમ પાણી કોને કહેવાય? તે ઓળખાવાની શી પરીક્ષા છે?

જ—જે પાણીમાં ચાક અને ધાપણ વધારે પ્રમાણમાં ઓ. ગળેલા હોઇ તેમાં સાબુના પાણીનું ફીણ વળતું નથી, પણ ફોદા ફોદા થઇ જાય છે તેને કઠણ પાણી કહે છે. દરીઆનુ તથા ઘણા કૂવાનું પાણી કઠણ હોય છે. જે પાણીમાં ચાક અને ધાપણ ઝાઝા ઓગળેલા હોતા નથી, અને જેમાં સાબુના પાણીનું પુષ્કળ ફીણ વળે છે તે **નરમ પાણી** છે. જેમકે વરસાદનું પાણી.

(૧૩૪) પાણીમાં કસ્તર ભળેલું હોય તો તે શી રીતે ચોખ્ખું કરી શકાય?

જ—ગાળવાથી. ગાળવાની ત્રણ રીતો છે. ૧ ધટ લુગડાવતી ૨ શાહીચૂસ કે ફિલ્ટર કાગળથી, ૩ રેતી અને કોયલાના બે ત્રણ થર કરી ગળણી બનાવીને ગાળવાથી.

(૧૩૫) ઝરણનું પાણી સ્વચ્છ હોય છે તેનું કારણ?

જ—એ પાણી જમીનમાં થઇને ઝરપે છે, અને કાંકરા રેતી તથા ખડકનાં જુદાં જુદાં પડે.માં થઇને જતાં સ્વાભાવિક રીતે ગળાઇને નીતર્યું થાય છે. ઉપર આપણે કોયલા, રેતી વગેરેના થર પાથરી કૃત્રિમ રીતે નિર્મળ પાણી એ બનાવી છીએ. તેવીજ રીતે આ પાણી જમીનમાંજ ગળાઇને આવે છે તેથી સ્વચ્છ હોય છે.

(૧૩૬) હલકું કે ભારે પાણી કોને કહેવાય?

જ—જે પાણીમાં ખડક, રેતી, ચાક, ધાપણુ વગેરે ઓછા ભળેલા હોય કે બિલકુલ ભળેલાં ન હોય તે હલકું અને વધારે ભળેલા હોય તે ભારે કહેવાય.

(૧૩૭) કયા નક્કર પદાર્થોનું પરસ્પર મિશ્રણ કરી શકાય છે તથા કયા પ્રવાહી પદાર્થો એક બીજામાં ઓગળી શકે છે?

જ—તાંબુ અને જસત મેળવવાથી પીતળ થાય છે, કલઇ અને તાંબુ મેળવવાથી કાંસુ થાય છે. ટર્પેન્ટાઇન તેલ મીઠા તેલને ઓગાળી શકે છે.

## હવામાંની ભિનાશ.

(૧૩૮) હવામાં નિરંતર ભેજ હોય છે તેનો શો પુરાવો છે?

જ—ચોમાસામાં મીઠું અને બીજી દેટલીક વસ્તુઓ ભીની

થઇ જાય છે, અને કોઇવાર તો તેનું પાણી થઇ જાય છે, તથા ચુનો અને ગંધકનો તેજાબ હવામાં થોડો ભેજ હોવાં છતાં તેનું શોષણ કરી શકે છે, તેથી હવામાં પાણીની વરાળનું થોડું ઘણું પણ પ્રમાણ જણાઇ આવે છે.

(૧૩૯) ચોમાસા કરતાં શિયાળામાં તથા ઉનાળામાં લુગડાં વહેલાં સુકાય છે તેનું શું કારણ?

જ—ચોમાસામાં વારવાર વરસાદ વરસવાથી હવામાં શિયાળા ઉનાળા કરતા પુષ્કળ ભેજ હોય છે, તેથી શિયાળા ઉનાળામાં થોડો ભેજ હોઇ જેટલી ઝડપથી બાષ્પભવન (પાણીની વરાળ થવી) થાય તેટલી ઝડપથી ચોમાસામાં થતું નથી, તેથી ઝટ સુકાતાં નથી.

(૧૪૦) ચોમાસામાં હવામાં પુષ્કળ ભેજ હોય છે છતાં લાંબી મુદતે પણ લુગડાં શા કારણથી સુકાય છે?

જ—ભેજવાળી હવાની જગાએ કોઇ કોઇ વખતે દૂરથી તાજા પવનની લેહેર આવે છે તેથી તથા હવામાં પાણીની વરાળ જેટલી રહી શકે તેટલી તેમાં કદી હોતી નથી. વધારેમાં વધારે પાણીની વરાળ હવામાં હોય તો તે હવામાં જેટલી રહી શકે તેનો પોણો ભાગ હોય છે. વળી જેને આપણે ભીની હવા કહીએ છીએ તેમાં પણ હમેશાં એટલું બધું પ્રમાણ ભાગ્યેજ હોય છે. તે કારણથી હવામાં પુષ્કળ ભેજ હોય તોપણ લુગડાં સુકાય છે. માત્ર ધણીવારે સુકાય છે.

(૧૪૧) હવામાં ભેજનું પ્રમાણ કેટલું હોય છે?

જ—ભીની હવામાં વધારેમાં વધારે લગભગ પોણો ભાગ હોય છે અને સુકી હવામાં તેનાથી લગભગ અર્ધું હોય છે.

(૧૪૨) અશક્ત માણુસોને કઇ હવા ગુણકારી છે અને કઇ અવગુણકારી છે?

જ—સુકી હવા ગુણકારી છે અને ભેજવાળી હવા અવગુણકારી છે.

(૧૪૩) ભેજમાપક યંત્રની રચના સમજાવો, અને તેનો ઉપયોગ કરવાની રીત લખો.

જ—જુઓ સાતમી ચોપડી પાઠ ૮૯ નો છેલ્લો પેરેગ્રાફ.

## એસિડ કે તેજાબ, અલ્કલી અને ક્ષાર.

(૧૪૪) એસિડ, અલ્કલી અને ક્ષારનું ઓળખાણ દાખલા સાથે આપો.

જ—અ જે પદાર્થનો સ્વાદ ખાટો છે અને જેમાં નીલા લીટમસ કાગળનો રંગ બદલાઇને રાતો થાય છે તેને એસિડ કે તેજાબ કહે છે. તેમા કેટલાક જલદ કે તીવ્ર અને કેટલાક મંદ હોય છે. ગંધક સુરોખાર, મીઠું એ પદાર્થોના તેજાબો અનુક્રમે સલ્ફયુરીક એસિડ, નાઇટ્રીક એસિડ અને હાઇડ્રોકલોરિક એસિડના નામથી ઓળખાય છે તે જલદ છે, અને ચામડી કે કપડાપર પડતાં તેને બાળી મૂકે છે. કાર્બોનિક એસિડ, દહીં, છાશ, આમલી વગેરેમાં જે એસિડ છે તે મંદ છે.

બ જે પદાર્થ સ્વાદે તીક્ષ્ણ હોઇ રાતા લીટમસ કાગળને નીલો કરે છે તે અલ્કલી છે, તેનો ગુણ એસિડથી વિરૂદ્ધ જાતનો છે. તે પણ બે જાતનો છે, જલદ અને મંદ, એમોનિઆ, ( ચુનોઅ નવસાર) કાસ્ટિક પોટાસ, કાસ્ટિક સોડા એ જલદ છે અને લુગડાં

ધોવાનો સોડા, પાપડખાર, કેળના થાંભલાને બાળીને કરેલી રાખોડી એ મંદ અલ્કલી છે.

क જે પદાર્થનો સ્વાદ ખાટો અથવા તીક્ષ્ણ નથી, અને એસિડ તથા અલ્કલીનો સંયોગ થવાથી બને છે તે ક્ષાર છે તેમાં લીટમસ કાગળનો રંગ બદલાતો નથી, મતલબ કે એસિડ કે અલ્કલી બન્નેમાથી એકેનો ગુણ રહેતો નથી તે ક્ષાર છે. જેમકે કાસ્ટિક પોટાસ અલ્કલી છે તેમાં પાણી ભેળવેલો નાઇટ્રીક એસિડ નાંખીએ તો બન્નેનો ગુણ નાશ પામી સુરોખાર બને છે, તેમજ કાસ્ટિક સોડામા મંદ કરેલો મીઠાનો તેજાબ નાંખીએ તો બન્નેના ગુણ નાશ પામી ખાવાનું સાધારણ મીઠું બનશે.'

(૧૪૫) એસિડથી અલ્કલીના અને અલ્કલીથી એસિડના ગુણ નાશ પામે છે તે પ્રયોગ સાથે સમજાવો.

જ—પાણી નાખી મંદ કરેલા આમોનિઆના દ્રાવણમાં થોડો એસિડ નાંખી તેમા રાતો લીટમસ કાગળ બોળીશુ તો તે નીલો થશે અને જાસવદનો રંગ લીલો થશે. તેથી કહી શકીશું કે તે દ્રાવણમાં અલ્કલી વધારે હોવાથી તેણે એસિડના ગુણનો નાશ કર્યો છે; કારણ કે એસિડનો ગુણ હોય તો રાતો લીટમસ નીલો થઇશકે નહિ, પરંતુ તેજ દ્રાવણમાં જોઇએ તેટલો એસિડ નાખશો તો અલ્કલીનો ગુણ નાશ પામી એસિડનો ગુણ રહેશે, એટલે નીલા લીટમસ કાગળનો રંગ રાતો થશે. વળી તેજ દ્રાવણમાં આમોનીઆનું થોડુંક વધારે દ્રાવણ નાંખવાથી એસિડનો ગુણ નાશ પામી અલ્કલીનો ગુણ રહેશે, એટલે તેમાં રાતા લીટમસનો રંગ નીલો થશે. આ પ્રમાણે એસિડ તથા અલ્કલી એક બીજાના ગુણનો નાશ કરે છે.

# ફૉસ્ફરસ અને દીવાસળી.

(૧૪૬) ફૉસ્ફરસ કેટલી જાતનો છે? કયો કયો? તે દરેકના ગુણ લખો.

જ—બે જાતનો છે, ૧ પીળો, ૨ રાતો. પીળા ફૉસ્ફરસનો હવામાંના ઓક્સિજન સાથે સંયોગ થાય તો તે સળગી ઉઠે છે, માટે તેને પાણીમાં રાખી મૂકે છે. રાતો ફૉસ્ફરસ પીળા ફૉસ્ફરસ માફક ઝટ સળગી ઉઠતો નથી. તેને ઘર્ષણની અગર હરકોઈ પ્રકારની ગરમી આપે તોજ તે સળગી ઉઠે છે, માટે તેને પાણી વગરની શીશીમાં રાખી મૂકાય છે.

(૧૪૭) સાધારણ દીવાસળી બનાવવામાં ફૉસ્ફરસનો ઉપયોગ ક્યાં, કેવી રીતે અને શા માટે કરવામાં આવે છે?

જ—સાધારણ દીવાસળી બનાવવામાં પીળો ફૉસ્ફરસ વાપરવામાં આવે છે. ગંધક જવાળાગ્રાહી પદાર્થ છે એટલે તેને સેહેજ આંચ મળતાં તે સળગી ઉઠે છે, માટે દીવાસળીને મથાળે પ્રથમ ગંધક ચોપડવામાં આવે છે. દીવાસળીનું લાકડું પણ ઝટ સળગે એવુંજ લેવામાં આવે છે. આ લાકડાના છેડને ગંધકમાં બોળી તે છેડા ઉપર પીળો ફૉસ્ફરસ ચઢાવવામાં આવે છે, પણ તેને હવામાંનો ઓક્સિજન ન લાગે તે માટે ઉપર રોગાન ચડાવવામાં આવે છે. એટલે દીવાસળી તૈયાર થાય છે. પછી તે દીવાસળીને ખરબચડા પૃષ્ટપર ઘસવાથી કે અફાળવાથી તે ઉપરનો રોગાન ઉખડી જઈ દીવાસળીને છેડે લગાડેલો ફૉસ્ફરસ હવામાં ખુલ્લો થાય છે તેથી તેને હવામાંના ઓક્સિજનનો સંયોગ થવાથી તે સળગે છે તે સળગવાથી ગંધક સળગે છે અને ગંધક સળગી દીવાસળીને

(૧૪૮) સાધારણ દીવાસળી કોઇ જગાએ ઘસાય કે અથ-ડાય તો સળગી ઉઠે છે માટે હાલ કઇ જાતની દીવાસળી બનાવ-વામાં આવી છે ?

જ—અભય અથવા નિર્ભય દીવાસળી.

(૧૪૯) સાધારણ દીવાસળી અને અભય દીવાસળી વચ્ચે-નો તફાવત સમજાવો.

જ—ઉપર કહ્યું તેમ સાધારણ દીવાસળીને છેડે પીળો ફોસ્ફ-રસ લગાવવામાં આવે છે તેથી તે કોઇ ખરબચડી સપાટી ઉપર ઘસાય કે અથડાય તો સળગી ઉઠે છે. પરંતુ અભય દીવાસળી એ રીતે સળગતી નથી. એ દીવાસળીના છેડાપર ફોસ્ફરસ ન હોતાં ઝટ સળગી ઉઠે એવી કેટનીક વસ્તુઓ હોય છે. પરંતુ પેટીની બા-જુપર કાગળ ચોટાડેલો હોય છે. તેપર રાતા ફોસ્ફરસના ભૂકાનું અને કેટલાક જ્વાળાગ્રાહી પદાર્થોનું પડ ચડાવેલું હોય છે. એ કા-ગળ ઉપર અભય દીવાસળી ઘસવામાં આવે છે ત્યારે થોડોક રાતો ફોસ્ફરસ તેના છેડાને ચોંટી જઇ સળગે છે, અને છેડાપરના મિશ્રણ ને સળગાવે છે. આ પ્રમાણે અભય દીવાસળીને તે પેટી ઉપરના કાગળ સાથે ઘસવામાં આવે તોજ તે સળગે છે. બીજી વસ્તુઓ સાથે ઘસાવાથી તે સળગતી નથી માટે તેને અભય દીવાસળી કહે છે. સાધારણ દીવાસળી તો હરેક કરકરી વસ્તુ સાથે ઘસવાથી સળગે છે.

(૧૫૦) રાતા ફોસ્ફરસની દીવાસળીથી બીજો શો લાભ થયો છે ?

જ—પીળા ફોસ્ફરસનો ધુમાડો ઘણો ઝેરી છે, તેથી પીળા ફોસ્ફરસવાળી દીવાસળી બનાવવાના ધંધામાં જે લોકો કામે લાગે

છે તેમની તંદુરસ્તીને નુકસાન થાય છે. પણ રાતા ફોસ્ફરસનો ઉપ યોગ કર્યાથી તેમ થતું નથી અને ઘણા માણસોના જીવ બચ્યા છે.

(૧૫૧) ફોસ્ફરસ ક્યાંથી મળી આવે છે?

જ—કુદરતનો નિયમ છે કે સૃષ્ટિનું રક્ષણ કરવું. તે પ્રમાણે પૃથ્વિ ઉપર ઓક્સિજન તો દરેક જગાએ છેજ અને ફોસ્ફરસ પણ છૂટો મળી આવતો હોત તો દરેક જગાએ અગ્નિ પ્રગટત. પરંતુ તે તેવી રીતે નહિ મળતાં બીજાં તત્ત્વો જોડે ભળેલો હોય છે. એ પદાર્થોમાંનો અતિ અગત્યનો પદાર્થ ચુનાનો ફોસ્ફેટ છે. જ્વાળામુખી પર્વતોના કેટલાક ખડકો ચુનાના ફોસ્ફેટના બનેલા છે. એ ખડકો ભાંગીને ભૂકો થઇ આપણી રસાળ જમીન બને છે, અને એ ભોંયમાં છોડવા ઉગે છે, તે છોડવાઓ ફોસ્ફરસના મિશ્રણવાળા પદાર્થોનું શોષણ કરે છે, અને એ છોડવા તથા તે ઉપરનું અનાજ પ્રાણીઓનો ખોરાક છે, તેથી પ્રાણીઓના શરીરમાં એટલે મુખ્યત્વે કરીને હાડકાંમાં અને મગજમાં ફોસ્ફરસનો ભાગ રહેલો હોય છે. હાડકું બાળવાથી ધોળો છિદ્રાળુ પદાર્થ પાછળ રહે છે તેને હાડકાંની રાખ કહે છે. એ રાખમાંથી ફોસ્ફરસ કાઢી શકાય છે.

## દહન અને શ્વાસોચ્છ્વાસ.

(૧૫૨) દહન એટલે શું? દહનક્રિયાથી વસ્તુ નાશ પામે છે કે નહિ, તે પ્રયોગ સાથે સમજાવો.

જ—દહન એટલે બળવું. દુનીઆમાંની કોઇપણ ક્રિયાથીકાંઇ પણ વસ્તુનો નાશ થતો નથી, માત્ર તેનું રૂપાંતર થાય છે. પ્યાલામાં મૂકેલું પાણી વરાળ થઇ ઉડી જાય તો આપણે કહીશું કે તે નાશ પામ્યું, પણ ખરૂં જોતાં તે નાશ પામ્યું નથી પણ પાણીની વરાળ થવાથી અદૃશ્ય થયું; એટલે માત્ર રૂપાંતર થયું. તેજ પ્રમાણે

દહનક્રિયાથી પણ જે વસ્તુ બળે છે તેનો નાશ થતો નથી. જેમકે મીણબત્તી કાર્બન અને હૈડ્રોજનની બનેલી છે. જ્યારે તે બળે છે ત્યારે તેમાંના કાર્બનનો હવામાંના ઓક્સિજન જોડે સંયોગ થઇ કાર્બોનિક એસિડ ગ્યાસ બની તથા હૈડ્રોજન અને હવામાંના ઓ. ક્સિજનનો સંયોગ થઇ પાણીની વરાળ બની હવામાં ભળી જાય છે, તેથી આપણે મીણબત્તી બળી ગઇ એમ કહીએ છીએ; પણ બળીને ગઇ નથી પણ તેમાંનાં તત્ત્વોનું રૂપાંતર થઇ નવા અદૃશ્ય મિશ્ર પદાર્થો બન્યા છે, તેજ પ્રમાણે લાકડું, કોયલો અથવા દીવો બળે છે ત્યારે એમજ થાય છે. લોઢાને પણ ઓક્સિજન વાયુમાં બાળી શકાય છે, લોઢું બળે છે ત્યારે હવામાના ઓક્સિજન સાથે તેનો સંયોગ થઇ લોઢાનો કાટ બને છે. રસાયની મિશ્ર પદાર્થો બનવામાં ગરમી અને પ્રકાશની જરૂર છે તથા પૃથક્કરણમાં પણ તેની જરૂર છે. તે બન્ને ક્રિયાઓ વખતે દહન ક્રિયાની ગરમી મળે છે તેથી પૃથક્કરણ તથા મિશ્રણ બને છે.

(૧૫૩) શ્વાસમાં ઓક્સિજન લઇએ છીએ તેનો શો પુરાવો છે? અને એ ઓક્સિજનનું શું થાય છે?

જ—એ હવામાનો ઓક્સિજન લેવાથીજ પ્રાણીઓ જીવી શકે છે, અને ઓક્સિજન પુરો ન મળે તો તે મરી જાય છે. તેના દાખલા કલકત્તાના કારાગૃહમાં થએલાં મરણ, તથા બંધ કરેલી બરણીમાં ઉંદરના મરણ ઉપરથી સૌના જાણવામાં છે. ઉપર પ્રશ્ન ૧૫૨ ના જવાબમાં જણાવી ગયા છીએ કે દહનક્રિયામાં ઓક્સિજન ખપી જાય છે. માટે જ્વાળામુખી પર્વતને મથાળે દહનક્રિયા ચાલતી હોવાથી તેવા પ્રદેશોમાં પૂરતો ઓક્સિજન નહિ મળવાથી તથા કોયલાની ખાણોમાં પુરતો ઓક્સિજન નહિ જઇ શકવાથી ઘણા માણસોના જીવ ગએલા છે.

ઘ આપણા શરીરમાં નિરંતર રસાયની સંયોગ ચાલે છે કારણ કે આપણા શરીરમાં નિરંતર ગરમી ઉત્પન્ન થાય છે, આપણા શરીરના મુખ્ય ઘટકાવયવોમાં કાર્બન અને હૈડ્રોજન છે, અને શ્વાસમાં ઓક્સિજન લઇએ છીએ તેથી કાર્બન સાથે ઓક્સિજનનો સંયોગ થવાથી કાર્બોનિક એસિડ ગ્યાસ અને હૈડ્રોજન સાથે સંયોગ થવાથી પાણી બને છે. આ રીતે બનેલા બન્ને નકામા પદાર્થોને લોહી ફેફસામાં લઇ જાય છે. એ પદાર્થોને લીધે લોહી જાંબુઆ રંગનું અને અસ્વચ્છ થાય છે. અહીં એ વાયુઓ રક્તવાહિનીઓમાં થઇને બહાર નીકળી જાય છે, અને તેમને ઠામે હવામાંનો શ્વાસમાં લીધેલો ઓક્સિજન આવી લોહીને રાતું અને સ્વચ્છ બનાવે છે. પછી કાર્બોનિક એસિડવાયુ, પાણીની વરાળ અને શ્વાસમાં લીધેલા વાનો બાકીનો ભાગ બહાર વાતાવરણમાં નીકળી જાય છે.

(૧૫૪) શ્વાસમાં ઓક્સિજન એકલો લઇએ છીએ કે બધા વાયુઓ લઇએ છીએ?

જ—વાયુમાંથી ઓક્સિજન છૂટો પાડીને એકલો લેતા નથી, પણ ઓક્સિજન સહિતનો તમામ વાયુ લઇએ છીએ. પછી તે તમામ વાયુ શરીરમાં દાખલ થઇ ફેફસામાં જઇ ઉપર જણાવ્યું તેમ ઓક્સિજનનું રૂપાંતર થઇ બાકીના વાયુઓ જેવા લીધેલા તેવાજ પાછા કાઢીએ છીએ.

(૧૫૫) ઉચ્છ્વાસમાં કાઢેલા કાર્બોનિક એસિડ ગ્યાસને ચુનાના નીતર્યાં પાણીમાં દાખલ કરવાથી શું થાય છે?

જ—દૂધ જેવો પ્રવાહી બને છે, અને વધારે દાખલ કરીએ તો ફરીને ચાક બને છે.

(૧૫૬) આપણા શરીરમાં ગરમી કેવી રીતે રહેલી છે?

જ—આપણું શરીર બળતા દીવા જેવું છે, પણ તેમાં ભડકો કે પ્રકાશ બળતા દીવાની પેઠે દીઠામાં આવતો નથી; કારણ કે મીણબત્તીની વાટ જેટલી થોડી જગામા બળે તેટલી થોડી જગામાં દહન ચાલતું નથી. લોહી આખા શરીરમા ફરી વળે છે તેથી દહનની ઉષ્ણતા બધે પ્રસરે છે.

(૧૫૭) પ્રાણીઓને દરરોજ ખોરાક ખાવાની શામાટે જરૂર પડે છે?

જ—સ્નાયુઓ, મગજ ઇત્યાદિ શરીરના ભાગોના વપરાશથી મતલબ કે ઓક્સિજન જોડે કાર્બન અને હૈડ્રોજનનો સંયોગ થવાથી કાર્યો થાય છે. એમાનો ઓક્સિજન હવાંમાથી મળે છે; પરંતુ શરીરના ખપી ગએલા દ્રવ્યને ઠામે ખોરાક જવો જોઇએ, માટે શરીરનો ઘસારો પૂરો પાડવાને ખોરાકની જરૂર છે.

## કાર્બન અને કાર્બોનિક એસીડ ગ્યાસ.

(૧૫૮) કાર્બન શું છે, અને તે ક્યાં ક્યાં હોય છે?

જ—કાર્બન એ ખનિજ કોયલો અથવા સાધારણ કોયલાના જેવી વસ્તુ છે. પ્રાણી તથા ઝાડના ઘટકાવયવો જે દ્રવ્યનાં બનેલાં છે તેમાં કાર્બન મુખ્ય છે. વળી પુષ્કળ ખડકો અને પથરામા તેમા વિશેષે કરીને ચૂર્ણ પાષાણ. આરસ, ચાક, ઇત્યાદિમાં તેમજ ખાડ લાકડુ, દૂધ, ધાન્ય વગેરે વસ્તુઓમાં કાર્બન હોય છે.

(૧૫૯ કાર્બન કેટલાં રૂપમાં મળી આવે છે, તે કાર્બનનાં જ રૂપ છે એ શાથી કહો છો?

જ—ત્રણ રૂપમાં મળી આવે છે (૧) સૃષ્ટિમાં જુદા જુદા

સેન્દ્રિય પદાર્થો (બળે તેવા પદાર્થો) બાળવાથી કોયલા રૂપે જે સાધારણ કાર્બન બને છે તે. (૨) ગ્રેફાઇટ કે જેમાંથી પેન્સિલો બને છે તે. (૩) હીરા. આ ત્રણે પદાર્થો બાળવાથી કાર્બોનિક એસિડ વાયુ નામે એકજ પદાર્થ બને છે, વળી તે ત્રણેમાંથી પ્રત્યેકનું સરખું પ્રમાણ લઇ બાળવાથી તેમાંથી જે કાર્બોનિક એસિડગ્યાસ નીકળે છે, તેનું વજન સરખું હોય છે. આ કારણથી આપણે કહીશું કે તે ત્રણે જાતના પદાર્થો કાર્બનનાંજ રૂપ છે.

(૧૬૦) હીરા એ શુ છે, કયાંથી કેવા રૂપમાં નીકળે છે અને તેનો શો ઉપયોગ છે?

જ—હીરા એ ખનિજ પદાર્થ કાર્બનનું એક રૂપ છે. તે જમીનમાંથી નીકળે છે. તેને ખોદી કાઢવામાં આવે છે ત્યારે તેનાપર ઘણું કરીને અપારદર્શક પડ બાઝેલું હોય છે. એ પડને કાઢી નાંખે છે એટલે હીરા ચળકવા માડે છે. જે પદાર્થો જાણવામાં છે તેઓમા એ સૌથી સખત છે. તેને કાપીને તેના ઉપર ઓપ ચઢાવે છે ત્યારે તે ઘરેણાંમાં વાપરવાના ઉપયોગમાં આવે છે તે અતિશયકઠણ હોવાથી હીરા, કાચ અને કઠણ પથરા કાપવાના કામમાં આવે છે.

(૧૬૧) ગ્રેફાઇટ એ શું છે, ક્યાંથી કેવા રૂપમાં મળી આવે છે અને તેનો ઉપયોગ શો છે?

જ—ગ્રેફાઇટ એ કાળો અને ચળકતો ખનિજ પદાર્થ કાર્બનનું એક રૂપ છે. એનો ઝીણો ભૂકો કરીને દાબે છે એટલે તેનાં ગચીઆં પડે છે. એ ગચીઆંમાંથી પેન્સિલોને માટે પાતળી સળીઓ વહેરી કાઢી પેન્સિલ બનાવવામાં આવે છે. વળી સોનું રૂપું વગેરે ધાતુઓ ગાળવાની કુલીઓ બનાવવામાં તથા કાટ ન ચડે તે માટે લોઢાના વાસણોપર રોગ ચઢાવવામાં કામ લાગે છે.

(૧૬૨) ખનિજ કોયલો કેવા રૂપમાં મળી આવે છે? એ કાર્બનનું કયું રૂપ છે?

જ—એ હજારો વર્ષપર દટાઇ ગએલી વનસ્પતિનો બનેલો છે. એ કાર્બનનું ત્રીજું રૂપ છે. કોયલો, મેશ વગેરે કાર્બનના જુદા જુદા પ્રકાર છે.

(૧૬૩) કાર્બોનિક એસિડગ્યાસ શેનો બને છે, અને સૃષ્ટિમાં તેનો શો ઉપયોગ છે?

જ—એક ભાગ કાર્બન અને બે ભાગ ઓક્સિજન મળીને થએલો છે. જ્યાં શ્વાસોચ્છ્વાસ, બળવું અને કહોવું એ ક્રિયાઓ ચાલતી હોય ત્યાં તે ઉત્પન્ન થાય છે. વનસ્પતિના જીવનનો તે મુખ્ય આધાર છે.

(૧૬૪) રસાવણ જળ કોને કહે છે અને તે શી રીતે બને છે?

જ—જે પાણીમાં ચુનાનો કાર્બોનેટ ઓગળેલો હોય તે રસાવણજળ કહેવાય છે. તે પાણી ચળકતું હોય તેમાં વિશેષ સ્વાદ હોય છે. વરસાદ વરસે છે ત્યારે હવામાનો થોડોક કાર્બોનિકએસિડ ગ્યાસ વરસાદના પાણીમાં ઓગળી જાય છે. વળી પૃથ્વી જોડે તે પાણીનો સંસર્ગ થાય છે, ત્યારે તેમાંથી તેને એનાથીએ વધારે કાર્બોનિક એસિડ ગ્યાસ મળે છે. એ પાણીથી બનેલાં ઝરણોમાં કાર્બોનિક એસિડ વાયુ હોવાથી તેઓ જે ખડકપર થઇને વહે છે, તેઓમાંના ચુનાના કાર્બોનેટને ઓગાળે છે, તેથી ઘણે વર્ષે તે ખડકો કોરાઇને તેમાં એટલા મોટા ખાડા પડી જાય છે કે તેમાં મોટાં ભોંયરાં બને છે. જે પ્રદેશોમાં ચાક અથવા ચુનાના પત્થર હોય છે તે પ્રદેશોમાં નદીઓ ઘણીવાર જમીનમાં થોડી અથવા ઘણી અદૃ-

રૂપ થઇ ધરું છેટે સપાટીપર પાછી દેખાવ દે છે. એવી નદીઓનાં પાણી તે રસાવણુજળ કહેવાય છે.

(૧૬૫) પાણીમાં કાર્બોનિક એસિડ વાયુ ભળવાના ગુણ ઉપરથી શું શું બનાવવામાં આવે છે?

જ—સોડાવોટર, લેમોનેડ વગેરે.

## સૂર્યમાળા અને ગ્રહો.

(૧૬૬) સૂર્યમાળા કોને કહે છે અને તેમાં શું શું હોય છે?

જ—સૂર્ય અને તેની આસપાસ ફરનારા સર્વે પદાર્થો મળી સૂર્યમાળા કહેવાય છે. એમાં ગ્રહો, ઉપગ્રહો, ખરતાતારા, ધુમકેતુ અને રાશી ચક્રનો પારો છે.

(૧૬૭) ગ્રહો અને ઉપગ્રહો કોને કહે છે?

જ—જેઓ આપણી પૃથ્વીની માફક મધ્યે રહેલા સૂર્યની આસપાસ ફરે છે તે ગ્રહ છે અને જેઓ આપણા ચંદ્રની પેઠે ગ્રહો-ની આસપાસ ફરે છે તે ઉપગ્રહ છે.

(૧૬૮) અંદરના અને બહારના ગ્રહ કોને કહે છે અને તે કયા કયા છે? તથા તેના ઉપગ્રહો કેટલા છે તે લખો.

જ—ગ્રહો અને ઉપગ્રહો ઉપરાંત કોઇ મ્હોટા ગ્રહોના ભાગી ને ઝીણા કકડા થએલાનું મંડળ સૂર્યની આસપાસ ફરે છે તે લઘુ ગ્રહ કહેવાય છે. સૌથી વચમાં સૂર્ય છે. તેની આજુબાજુ ફરનારા ચાર ગ્રહો છે. તે અંદરના ગ્રહો કહેવાય છે, તેની પછી લઘુગ્રહો અને તેની પછી ચાર ગ્રહો છે. એ લઘુગ્રહની પછીના ગ્રહો તે બહારના ગ્રહો કહેવાય છે. તે ગ્રહો તથા દરેકને કેટલા ઉપગ્રહ છે તેનો કોઠો નીચે આપેલો છે.

| અંદરના કે બહારના. | નંબર | ગ્રહનું નામ. | ઉપગ્રહ કે ચંદ્રની સંખ્યા. |
|---|---|---|---|
| અંદરના ગ્રહો | ૧ | બુધ | ૦ |
| | ૨ | શુક્ર. | ૦ |
| | ૩ | પૃથ્વી. | ૧ |
| | ૪ | મંગળ. | ૨ |
| | | લઘુ ગ્રહો | ૦ |
| બહારના ગ્રહો | ૫ | બૃહસ્પતિ. | ૫ |
| | ૬ | શનિ. | ૮ કેટલાક ૯ માને છે. |
| | ૭ | યુરેનસ. | ૪ |
| | ૮ | નેપચ્યુન. | ૧ |

આ પ્રમાણે સૂર્ય અને લઘુગ્રહો વચ્ચેનાને અંદરના ગ્રહો અને લઘુગ્રહોની બહારનાને બહારના ગ્રહો કહે છે.

કેટલાક ખગોળવેત્તાએ સૂર્યથી પૃથ્વી સુધીનાને અંદરના ગ્રહો અને પૃથ્વી પછીના બાકીના પાંચ (મગળ, બૃહસ્પતિ, શનિ, યુરેનસ, નેપ્ચ્યુન) ને બહારના ગ્રહો ગણેલા છે. વાચનમાળાની ચોપડીઓમાં તે પ્રમાણે અંદરના ત્રણ અને બહારના પાંચ ગણેલા છે.

(૬૯) ઉપર જે આઠ ગ્રહો ગણાવ્યા તે દરેકનું સૂર્યથી અંતર, પોતાની ધરી ઉપર ફરવાનો વખત (રાત્રિદિવસ મળી કેટલા કલાકનાં થાય છે તે), સૂર્યની આસપાસ ફરી રહેવાનો કાળ (કેટલા દિવસનું વર્ષ થાયછે તે), તેના કદનું માપ અને વિશેષ હકીકત આપો

| ગ્રહનું નામ. | સૂર્યથી અંતર માઈલમાં. | ધરીની ઉપરફરી રહેવાનો કાળ | સૂર્યની આસપાસ ફરીરહેવાનોકાળ | પૃથ્વીના આકાશમાં દેખાતું કદ. | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|---|
| બુધ. | ૩ા કરોડ. | ૨૪ કલાક. | ૮૮ દિવસ | ૫૦. | બધા ગ્રહો કરતા એ નાનો છે. સૂર્યથી ઘણો નજીક હોવાથી કોઇ કોઇ વખતે સૂર્ય ઉગતા પહેલાં તથા આથમ્યા પછી માલમ પડે છે. આપણા કરતાં તેના ઉપર સૂર્યનો તાપ સાતગણો પડે છે. તેના પૃષ્ટપર ૧૦ મેલ ઉંચા પર્વતો દૂરબીનવડે માલમ પડેલા છે. એની કક્ષા વધારે લંબગોળ છે. |
| શુક્ર. | ૬ાાા કરોડ. | ૨૩ કલાક | ૨૨૪ દિવસ. | ૫૮. | બધા ગ્રહો કરતાં તે વધારે તેજસ્વી છે તે એટલો બધો તેજસ્વી છે કે બધા ગ્રહો સૂર્યના તેજથી ઢંકાઇ જાય છે પણ એ ગ્રહ કોઇ કોઇ વખતે દિવસે પણ નજરે પડે છે. બુધની પેઠે આ ગ્રહ પણ પોતાની કળા બદલે છે. દૂરબીનવડે તેના પૃષ્ટ ઉપર પણ પર્વતો દીઠામા આવે છે. પૃથ્વી કરતા તેનાઉપર બમણો તાપ પડે છે અને તે ઉપર ઋતુઓનો પણ ફેરફાર થાય છે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| પૃથ્વી. | ૯।। ક્રોડ. | ૨૪ કલાક | ૩૬૫ દિવસ. | ૧ | પૃથ્વી પણ એક ગ્રહ છે. પૃથ્વી ઉપર રહીને બીજા ગ્રહો જેમ તારા જેવા નજરે પડે છે, તેમ બીજા ગ્રહ ઉપર જઇને આપણી પૃથ્વીને જોઇએ તો તે પણ એક તારા જેવી જ માલુમ પડે. પૃથ્વી વિષેની બાકીની હકીકત સૌના જાણવામાંજ છે તે ઉપર ચાર ભાગમાં પાણી અને એક ભાગમાં જમીન છે. |
| મંગળ. | ૧૪ ક્રોડ ૫૦ લાખ. | ૨૪।। કલાક | ૬૮૭ દિવસ. | ૨. | એ રતાશ પડતો જણાય છે. તે ઘણી વાતે આપણી પૃથ્વીને મળતો આવે છે એને દૂરબીનમાંથી જોતાં એની સપાટી ચળકતી જણાય છે, અને તેમાં વચ્ચે વચ્ચે કાળો ભાગ જણાય છે. જે ચળકતું જણાય છે તે પાણી અને કાળું જણાગ છે તે જમીન છે. મંગળ રાતો પ્રકાશિત જણાય છે. તેનું કારણ એવું ધારવામાં આવે છે કે એની જમીનમાં આપણી રાતી માટીના જેવું પુષ્કળ રાતું દ્રવ્ય છે બન્ને ધ્રુવની આસપાસની સપાટી ધોળી દેખાય છે તે ઉપરથી એવું અનુમાન થાય છે કે ધ્રુવ આગળ બરફ હોવો જોઇએ. એક ધ્રુવની ધોળી સપાટીનો વિસ્તાર વધે છે ત્યારે બીજા ધ્રુવની ધોળી સપાટીનો વિસ્તાર ઘટે છે, તે ઉપરથી એવું અનુમાન થાય છે કે એક ધ્રુવમાં ઉનાળો હોય ત્યારે બીજા ધ્રુ- |

વમાં શિયાળો હોવો જોઇએ. મંગળ ઉપર ચાર ભાગમાં જમીન અને એક ભાગમાં પાણી છે. પૃથ્વી કરતાં તેના ઉપર અર્ધો તાપ પડે છે. પૃથ્વી કરતાં તે નાનો છે. મંગળને બે ઉપગ્રહ છે એક ૩૦ કલાકમાં ને બીજો ૭$\frac{2}{3}$ કલાકમાં એક ફેરો ફરે છે.

| | | | | |
|---|---|---|---|---|
| બૃહસ્પતિ. | ૪૮ કરોડ. | ૧૦ કલાક. | પૃથ્વીનાં ૧૨ વર્ષે એક ફેરો ફરે છે. | ૧૨૩૩ |

એનુ બીજું નામ ગુરૂ (મોટા) છે તેથી એમ કહેવાય કે તે બધા ગ્રહો કરતાં મોટો હોવાથી બધા ગ્રહોનો નાયક છે. એનુ દ્રવ્ય પૃથ્વીના દ્રવ્ય કરતાં હલકું છે. પૃથ્વીથી ૧૨૩૩ ગણો મોટો છતાં પોતાની ધરીપર૧૦ કલાકમાં ફરી રહે છે માટે તેના પૃષ્ઠનો પ્રત્યેક ભાગ પૃથ્વીના પૃષ્ઠના પ્રત્યેક ભાગ કરતાં ૨૭ ગણા વેગથી ફરે છે. તે ધ્રુવ આગળ ચપટો દેખાય છે એના પૃષ્ટપર કેટલાક પટા અને ચિન્હો જોવામાં આવે છે, અને તે નિરંતર બદલાયા કરે છે. તેઓ વાદળાંમાંનાં બાફ્ક્ષાં હોય એવું સંભવે છે. તેને પાંચ ઉપગ્રહ છે, તેઓ અનુક્રમે $\frac{1}{2}$, ૨, ૩$\frac{1}{2}$, ૭$\frac{1}{2}$ અને ૧૧$\frac{3}{4}$ દિવસમાં બૃહસ્પતિની આસપાસ ફરી રહે છે બૃહસ્પતિની ધરીની વાંકાશ બહુ થોડી હોવાથી એમાં જણાઈ આવે એવો ઋતુઓનો ફેરફાર થતો નથી અને આપણી પૃથ્વીના $\frac{1}{25}$ જેટલી ગરમી મળે છે મતલબ કે પૃથ્વીના

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | | | | છું જેટલો તાપ એના ઉપર પડે છે એ ધ્રુવ આગળ ચપટા છે તેથી તથા બીજાં કારણો- થી એમ ધારી શકાય છે કે એના પૃષ્ટપર પૃથ્વીના જેવો નક્કર પોપડો બંધાય એટલો તે ઠંડો પડ્યો નથી. એ સ્વપ્રકાશક છે, વળી તેની આજુબાજુ ફરનારા પાંચ ઉપગ્રહ છે તેથી તેને નાનો સૂર્ય પણ કહી શકાય. |
| શનિ. | ૮૮ાા કરોડ. | ૧૦ાા કલાક. | પૃથ્વીના ૨૯ાા વર્ષ જેટલો વખત. | ૬૯૭ | શનિ સ્વપ્રકાશિત છે. એને ફરતી જુદા જુદા રંગની મેખલાઓ (કંદોરા) છે તેથી તેનો આકાર ચકરડી પાઘડી જેવો જણાય છે એ મેખલાઓનો રંગ ધ્રુવ આગળ આસમાની, મધ્યમા ધોળો અને બીજા ભગોમાં પીળો છે. એના ઉપર ભુરા, જાંખુડા અને બીજા જાત જાતના રંગોના ડાઘા દેખાય છે. એગોળાના મધ્ય ભાગને જુદા જુદા રંગનાં ત્રણ ચક્ર વિંટાએલાં જોવામાં આવે છે. એક ચક્ર મધ્ય ભાગની અડોઅડ અને પારદર્શક છે. બીજાં બે ચક્ર અતિ તેજસ્વી હોઈ એક એકથી વીખુટાં છે. વચલા ચક્રનું તેજ ઘણું છે અને તેનો રંગ કોઈવાર જાંખુડો દેખાય છે. હર્શલ નામના ખગોળવેત્તાએ એવું અનુમાન કર્યું હતું કે એ ચક્રો નાના ઉપગ્રહો અથવા ખરતા તારાનાં ઝુમખાં છે અને તેઓ મુખ્ય |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | | | | ગ્રહની આસપાસ ફર્યાં કરે છે. તેમનાપર થોડા ડાઘા છે તે ઉપરથી તે ચક્રનો ફરવાનો કાળ તેણે નક્કી કર્યો હતો, તે શનિના ફરવા ના કાળની માફક ૧૦।। કલાકનો માલમ પડેલો છે. તેના ચક્રનો વેગ પણ બૃહસ્પતિના વેગની માફક વધારે છે. શનિ ઉપર પૃથ્વીના જેવો ઋતુભેદ થાય છે, પણ તેની ઋતુ આ પણી ઋતુ કરતાં લગભગ ૩૦ ગણી લાંબી છે. તેના ઉપર વાતાવરણ છે અને એના ધ્રુવમાં બરફ છે એવું હર્શલે શોધી કાઢયું હતું એનો ગોળો બૃહસ્પતિની માફક ધ્રુવ આગળ ચપટો છે. સામટે મેળે જોતાં બૃહસ્પતિ અને શનિ ઘણી બાબતમાં મળતા આવે છે. શનિ પૃથ્વી કરતાં ૬૯૭ ગણો મોટો છે, છતાં માત્ર ૯૦ ગણો ભારે છે. ઘણું કરી એના પૃષ્ટપર પણ બૃહસ્પતિની માફક હજુ પોપડો બધાયો નથી. |
| યુરેનસ. | ૧૭૮ કરોડ. | ૯।। કલાક. | પૃથ્વીનાં ૮૪ વર્ષ. | ૭૨ | આ ગ્રહને પણ હર્શલે શોધી કાઢયો. તેની ધારણા પ્રથમ એવી હતી કે તે ધુમકેતુ છે પરંતુ સારા દુરબીનથી તપાસી જોતાં ૧૭૮૧ ની સાલમાં તેને તે ગ્રહ માલમ પડેલો છે. પૃથ્વી કરતાં તે ૭૨ ગણો મોટો છે તે નરી આંખે દેખાતો નથી. |

| |
|---|
| નેપચ્યુન. |
| ૨૭૮ કરોડ. |
| માલમ પડ્યો નથી. |
| પ્રદક્ષિણા ૧૬૪ વર્ષે. |
| ૭૭. |

યુરેનસ ગ્રહ સૂર્યની આસપાસ ફરતાં તેની કક્ષામાં વિષમતા એટલે લંબગોળપણા-માંથી આઘો પાછો થતાં જણાયો. તે ઉપરથી અનુમાન થયું કે સામી બાજુ તેને કોઇ મોટા ગ્રહનુ ખેંચાણ થાય છે. તેની તપાસ કરતાં નેપચ્યુનગ્રહ માલમ પડ્યો. તે નરી આંખે દે-ખાતો નથી. આ ગ્રહ જડ્યા પછી તે પોતાની કક્ષાના ચોથા ભાગમાં પણ ફરી વળ્યો નથી

(૧૭૦) ગ્રહોના ફરવાના વેગનો શો નિયમ છે?

જ—સૂર્યથી હરકોઇ ગ્રહનું અંતર જેમ વધારે તેમ તેના ફરવાનો વેગ ઓછો.

## નેબ્યુલા અથવા નિહારિકા.

(૧૭૧) બ્રહ્માંડનો પ્રાચીન ઇતિહાસ એટલે શું?

જ—બ્રહ્માંડમાં જે જે જોવામાં આવે છે તેઓ સૂળની સ્થિ-તિમાંથી હાલની સ્થિતિમાં આવતા સુધીનું વર્ણન તે પ્રાચીન ઇતિહાસ.

(૧૭૨) બ્રહ્માંડમાં શું શું જોવામાં આવે છે?

જ—સૂર્યમાળા, સ્થિર તારા અને ધોળાં વાદળાંના જેવા પ્રકાશિત ધાબાં.

(૧૭૩) સ્થિર તારાઓ વિષે જે જાણતા હો તે લખો અને તેમની સૂર્યની સાથે સરખામણી કરો.

જ—આકાશમાં જે તારાઓ આપણે જોઇએ છીએ તે આ-પણા સૂર્ય જેવડા તથા તે કરતાં પણ મોટા હોય છે, પરંતુ ઘણે

દૂર હોવાથી તારારૂપે નજરે પડે છે. એ તારાઓની સંખ્યા ઘણીજ છે, પરંતુ નરી આંખે દેખી શકાય એવા શુમારે ૬૦૦૦ માલમ પડેલા છે, અને નરી આંખે એક તારો જોઇ શકાય તે સ્થળે દૂરબીનમાંથી હજારો તારા નજરે પડે છે, અને દુરબીનમાંથી પણ ન દેખી શકાય એવા બીજા કેટલા તારા હશે તે નક્કી કહી શકાતું નથી. એ સઘળા તારા તે બધા સૂર્યો છે. કેટલાક તો સૂર્ય કરતાં પણ મોટા છે તેમ છતા નાના દેખાવાનું કારણ ઉપર આપેલું છે. એમની અને આપણી વચ્ચેનું અંતર તપાસવા બેસીએ તો નવાઈ ઉપજ્યા સિવાય રહેતી નથી. સૂર્ય પૃથ્વીથી ૯ા કરોડ માઇલ દૂર છે તો તેના પ્રકાશને પૃથ્વીપર આવતા આઠ મિનિટ લાગે છે. હવે ઉપર જે તારાઓનુ વર્ણન કર્યું તેમાના પાસેમાં પાસેના તારાના પ્રકાશને પૃથ્વી ઉપર આવતા ૩ા વરસ લાગે છે, અને કેટલાક તારાના પ્રકાશને તો પૃથ્વીપર આવતા ત્રણ ચાર હજાર વર્ષ લાગે છે. છતા તે તારા આપણે દેખી શકીએ છીએ તો તે સૂર્ય કરતાં કેટલા બધા મોટા હશે તેનો વિચાર કરતાં આપણે વિસ્મય પામ્યા સિવાય રહેતા નથી. તે બધા સૂર્યો હોવાથી સ્વપ્રકાશિત હોઇ અંધારી રાતે તેમના તરફથી સેહેજસાહાજ પણ અજવાળું મળે છે. તેઓ પૃથ્વીની પાસે હોત તો પૃથ્વીને બાળીને ભસ્મ કરી નાંખત.

(૧૭૪) નેબ્યુલા અથવા નિહારિકા કોને કહે છે, તેના સ્વરૂપનું વર્ણન કરો.

જ—સ્થિર તારા પછીની બ્રહ્માંડમાંની ત્રીજી બાબત જે ચક્રાંકિત વાયુ અથવા વરાળના મોટા સમૂહ જણાય છે તેને નેબ્યુલા અથવા નિહારિકા કહે છે. તે નરી આંખે દેખાતા નથી પણ સ્પે-

ક્ટ્રોસ્કોપ નામે યંત્રમાંથી જણાય છે. નરી આંખે જે ચકચકિત ધાબાં જેવું દેખાય છે તે દૂરબીનમાંથી તારાનાં ઝુમખાં માલમ પડે છે, પરંતુ જે નરી આંખે નહિ પણ સ્પેક્ટ્રોસ્કોપમાંથી ચકચકિત ધાબાં જેવું દેખાય છે તે નેબ્યુલા અથવા નિહારિકા છે. તેમનાં રૂપ ભિન્ન ભિન્ન છે, કેટલાંક માત્ર મોટાં વાદળાં છે, અને કેટલાક વધારે ચળકતા હોઇ વધારે નાના છે. વળી કેટલાંક નિહારિકાનાના તારાનાં ઝુમખા છે. કેટલાક મોટા તારા હોઇ તેમની આસપાસ વાદળાં વીંટળાએલાં છે કેટલાકના આકાર સરખા અને કેટલાકના જુદા છે આકાર માટે જુઓ સાતમી ચોપડી પાઠ ૯૬ની આકૃતિ

(૧૯૫) ખગોળવેત્તા હર્શલે તારાની ઉત્પત્તિ વિષે શું વિવેચન કરેલુ છે ?

જ—હર્શલે નિહારિકાની વર્ગણી કરી ત્યારે તેણે ધાર્યું કે તારાનુ પ્રથમ સ્વરૂપ નિહારિકા છે. મતલબ કે નિહારિકામાંથી તારો થયો છે. આપણે ઉપર જણાવી ગયા છીએ કે ચકચકિત વાયુ અથવા વરાળના મોટા સમૂહ તે નિહારિકા છે. એ નિહારિકામાંની વરાળ હળવે હળવે ટાઢી પડી છેવટે ઘટ થાય છે, અને તેનો તારો અથવા તારાનું ઝુમખું બને છે. આ ઉપરથી તે એમ અનુમાનકરે છે કે જે નિહારિકા ઝાંખા માલમ પડે છે તેમાં ઘનીકરણ ( વરાળ વગેરેનુ ઘટ થવું તે) નો આરંભ થયો છે, અને જે નિહારિકા નાના હોઇ વધારે ચળકતા દેખાય છે તેમાં વિશેષ ઘનીકરણ થયું છે. કારણ કે જેમ જેમ ઘનીકરણ થતુ જાય તેમ તેમ તે નાના થતા જાય અને તેનો પ્રકાશ વધતો જાય. એમ કરતાં કરતાં પૂરેપૂરૂં ઘનીકરણ થઇ રહે ત્યારે તારો અથવા તારાનું ઝુમખું નજરે પડે.

(૧૭૬) આ ફેરફાર થતો માણસ પ્રત્યક્ષ જોઇ શકે છે કે નહિ ?

જ—આવો ફેરફાર થવા માંડ્યા પછી એટલે નિહારિકામાંથી તારો બનવાને અસંખ્ય વર્ષો લાગે છે. તેટલી મુદત માણસ જીવી શકતો નથી. પણ વિદ્વાનોના આ અનુમાન છે.

## નિહારિકારાંથી ગ્રહો વગેરેનું બનવું.

(૧૭૭) આપણી સૂર્યમાળાનું મૂળ સ્વરૂપ નિહારિકા હશે તેને માટે શા શા પુરાવા રજુ થઈ શકે છે ?

જ—નિહારિકામાંના વાયુઓ અને વરાળના ઘનીકરણથી તારા બનેલા છે તેજ નિયમાનુસાર આપણી સૂર્યમાળા એક મોટા નિહારિકા હોઇ તેનો વિસ્તાર નેપચ્યુનની કક્ષા પર્યન્ત અથવાકદાચ તેની પેલીમેર હતો. તે ધીમે ધીમે ભ્રમણ કરી મધ્યાકર્ષક (મધ્ય બિંદુમાંથી થતા આકર્ષણ) ને લીધે ધીમે ધીમે સંકોચાતો અને ઠંડો પડતો ગયો. જેમ જેમ સંકોચન થતું ગયું તેમ તેમ ભ્રમણનો વેગ વધતો ગયો, અને ઝડપથી દોડતી ગાડીનાં પૈડાંથી કાદવ ઉડીને દૂર પડે છે તેમ મધ્યોત્સારી બળ (છૂટા પડવાનું બળ) મધ્યાકર્ષક બળ કરતાં વધારે હોવાથી નિહારિકાનું થોડુક દ્રવ્ય છૂટું પડયું; પણ વચલા મોટા ગોળાની આસપાસ આ દ્રવ્યનું એટલે છૂટા પડેલા ભાગોનું ભ્રમણ ચાલુ રહ્યું, અને વળી તેની તેજ દિશામાં તેમણે પોતાની ધરીપર ફરવા માંડયું. વળી તેઓ મધ્યમાંના મોટા ગોળા કરતાં ઘણા વહેલા ઠંડા પડવા માંડ્યા. એ ઠંડા પડેલા ભાગો તે ગ્રહો બન્યા, અને વચલા મોટા ગોળાનો સૂર્ય થયો. એવીજ રીતે ગ્રહોમાંથી છૂટા પડેલા ભાગોના ઉપગ્રહો બન્યા.આને

મળતો પુરાવો એ થાય છે કે ગ્રહોની વિશેષ હકીકતમા જણાવી ગયા છીએ કે બૃહસ્પતિ, શનિ, યુરેનસ, નેપચ્યુન વગેરે બહારના ગ્રહોના પૃષ્ટપર પૃથ્વીના જેવો નક્કર પોપડો બંધાય તેટલા એ અદ્યાપિ ઠંડા પડ્યા નથી, અને સ્વપ્રકાશિત છે, તે ઉપરથી ઉપરનું અનુમાન ખરૂ કહી શકાય છે. તે ઉપરથી નીચેનો પુરાવો પણ તેની સાબિતિ આપે છે.

(૧૭૮) સૂર્યમા હજુ પણ ઘનીકરણ થાય છે તેનો શો પુરાવો છે ?

જ—સૂર્યમા વાયુઓનુ નિરંતર ઘનીકરણ થાય છે તેથી તેનું કદ ઘટે છે, અને વાયુઓના ઘનીકરણથી જે ગરમી ઉત્પન્ન થાયછે. તે કિરણરૂપે સૂર્યમાથી જે ગરમી નીકળી જાય છે તેની ખોટ પૂરી પાડે છે. એની એવી ગણતરી થઇ શકે છે કે સૂર્યનો વ્યાસ દરવર્ષે ૨૨૦ ફૂટ સકોચાય છે તેને લીધે દરવર્ષે તેમાથી નીકળતી ગરમીની ખોટ પૂરી પાડે છે

(૧૭૯) સૂર્યમા ઘનીકરણ થવાનુ ક્યાંસુધી ચાલશે અને છેવટ પરિણામ શુ આવશે ?

જ—સૂર્યનુ નક્કર રૂપ અદ્યાપિ થયુ નથી, પણ અર્ધ વાયુરૂપ છે. તે તમામ વાયુરૂપી પદાર્થ ઘટ થયા પછી ( ઘનીકરણ થઈ રહ્યા પછી ) નવી ગરમી ઉત્પન્ન થશે નહિ, અને સૂર્ય વધારે ઠંડો પડી આપણી પૃથ્વીપર જેવો પોપડો બાઝ્યો છે, તેવો નક્કર પોપડો તેપર બંધાશે. પછી સૂર્ય હમણાં જેવો પ્રકાશ આપે છે તેવો પ્રકાશ આપશે નહિ, અને ચંદ્ર જેમ લાંબા સમયથી ઠંડો પડી ગયો છે તેના જેવી સ્થિતિ છેવટે તેની થશે.

(૧૮૦) સૃષ્ટિનું મૂળ સ્વરૂપ નિહારિકા છે, તો નિહારિકાનું મૂળ સ્વરૂપ શું હશે!

જ—એને માટે એવું અનુમાન કરવામાં આવે છે કે બ્રહ્માંડમાં પ્રથમ એકજ વાયુ પદાર્થ હતો તેમાંથી હૈડ્રોજન ઉત્પન્ન થયો. અને એ વાયુમાથી અગ્નિનનાં ભિન્ન ભિન્ન તત્ત્વોવાળી રજકણો બની. એ રજકણો એકઠી મળી નિહારિકા થયા.

## પૃથ્વીનો ઈતિહાસ.

(૧૮૧) પૃથ્વી ઉપર પોપડો બંધાતા પહેલાંના પૃથ્વીના સબંધમાં થએલા ફેરફાર જણાવો.

જ—પ્રશ્ન ૧૭૭ ના જવાબમાં જણાવ્યુ છે તે વાચો, તે ઉપરથી સમજાશે કે જે નિહારિકામાંથી સૂર્યમાળા બની છે તેજ નિહારિકાનુ ઘનીકરણ થતા ભ્રમણને લીધે સૂર્યમાંથી મધ્યોત્સારી બળને લીધે અમુક દ્રવ્ય છૂટું પડયુ, અને તેનુ વધારે ઘનીકરણ થવાથી પૃથ્વીનો પોપડો બંધાયો. એ પોપડો બંધાતા પહેલાં પૃથ્વી વાયુઓનો ઉષ્ણ ગોળો હતો તેથી તેના ઉપર કોઇ રહી શકતું નહિ અને વનસ્પતિ પણ નહોતી.

(૧૮૨) પૃથ્વીનો પોપડો બંધાયો તે બંધાયો તે વખતનો ઇતિહાસ શા ઉપરથી નક્કી થઇ શકે છે?

જ—પોપડામાના ખડકોનાં તથા જમીનમાંનાં જુદાં જુદાં પડ ઉપરથી,

(૧૮૩) એ પડોમાં શી શી રચના જોવામાં આવે છે, અને તે ઉપરથી કઇ કઇ બાબતો માલમ પડે છે?

જ—કોઇ કોઇ જગાએ કોયલાના થર જોવામાં આવે છે તે

ઉપરથી પહેલા કઇ કઇ જાતના છોડવા ઉગતા તે જાણી શકાય છે. કારણ કે તે કોયલો બળવાથી નહિ પણ દટાવાથી અને જમીનમાં ઘણો વખત રહેવાથી બનેલા છે, તેથી કેટલાક છોડવાનાં પાંદડાં વગેરેના આકાર તેમાં માલમ પડે છે. કોઇ કોઇ જગાએ દરીઆઇ પ્રાણીઓના ખોખાં તથા તેના અવશેષો માલમ પડે છે તે ઉપરથી એવું અનુમાન થાય છે કે પ્રાચીન સમયમાં તે સ્થળે દરીઓ હોઇ તેમાં જીવતાં પ્રાણી વસતાં હતાં. આવી આવી બાબતો તપાસવાને ખડકોના વર્ગ પાડ્યા છે તે ઉપરથી પૃથ્વીનો ઇતિહાસ માલમપડેછે.

(૧૮૪) પૃથ્વીનો ઇતિહાસ જાણવાને ખડકોના વર્ગ પાડવામા આવ્યા છે, તો તે વર્ગ શા ઉપરથી પાડ્યા છે ?

જ—તેમાં જીવતાં પ્રાણીઓના શેષો હોય છે કે નથી હોતાતે પ્રમાણે, અને એવા શેષોના સ્વરૂપ પ્રમાણે ખડકોના વર્ગ પાડ્યાછે.

(૧૮૫) એ વર્ગ શી રીતે પાડ્યા છે, અને તે દરેકમાં શુંશું જોવામાં આવે છે ?

જ—ખડકોના છેક તળીઆના અને જુના થરોમાં પ્રાણી કે વનસ્પતિની કંઈ પણ નિશાની દેખાતી નથી; પરતુ એ થરો બંધાયા ત્યારે પ્રાણી કે વનસ્પતિ નહોતાં એમ કહી શકાય નહિ. ગરમી અને દબાણથી તેમનુ એટલું તો રૂપાન્તર થયું છે કે તેમની મૂળ રચના ભુસાઇ ગઇ છે, અને તેઓમાં જીવતી વસ્તુઓની નિશાનીઓ હશે તોપણુ તે હવે દેખાતી નથી.

એ થરોના ઉપલા થરોમાં સેન્દ્રિય પદાર્થના શેષો હોય છે, અને કોઇ કોઇ થરોમાં ફર્ન, શેવાળ વગેરે અપુષ્પ વનસ્પતિ તથા સીપમાં રહેનારા અને કરોડ વગરનાં પુષ્કળ પ્રાણીઓ દીઠામાં આવ છે.

તેથી ઉપલા થરોમાં હાલના કરતાં જુદી જાતના માછલા, અને પેટે ચાલનારાં કેટલાંક પ્રાણીઓ નજરે પડે છે.

હવે તેથી ઉપરના બીજા વર્ગના ખડકોમાં પેટે ચાલનારાં પ્રાણીઓ અને ગરોળીઓ દીઠામાં આવે છે, પછી જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ ગરોળીઓનાં કદ વધતાં જઇ ૮૦ ફૂટ લાંબુ અને ૩૦ ફૂટ ઉંચુ પ્રાણી બન્યું તેની આંખો થાળી કરતાં પણ મોટી હતી. પછી પક્ષી ઉત્પન્ન થયા, શરૂઆતનાં પક્ષી પેટે ચાલનારાં પ્રાણીઓનાં જેવા હતા. તે પક્ષીઓને દાંત હતા અને ગરોળીના જેવી લાંબી પૂછડી હતી, અને કરોડની ચુડીમાંથી લખવાની ક્વિલ અને પીછાં નીકળતા હતાં.

તે પછીના ખડકોમાં હાલના જેવી વનસ્પતિ તેમાં થતી હતી અને આંચળવાળાં પ્રાણીઓની જાત હતી. પછી આંચળવાળાં પ્રાણીઓની જાત વધતી ગઇ, અને છેવટે માણસ જાતને મળતું પ્રાણી વાનર ઉત્પન્ન થયુ, અને તેમાંથી ફેરફાર થતાં હાલના સમયનું માણસ બન્યું.

(૧૮૬) ખડકોના વર્ગ પાડી તેની સહાયતાથી શી શી બાબતો માલમ પડી તે ટુંકામા લખો.

જ—ઘણા પ્રાચીન કાળમાં સાદી સેન્દ્રિય રચનાથી આરંભ થઇ વનસ્પતિ અને પ્રાણીનાં વધારે વધારે વૃદ્ધિ પામેલાં સેન્દ્રિયરૂપો બન્યાં, અને છેવટે વિચારવંત, ઉદ્યોગી અને ચંચળવૃત્તિવાળું મનુષ્ય બન્યું. એ પરાક્રમી મનુષ્ય, બીજાં પ્રાણી, વનસ્પતિ વગેરે શી રીતે ઉત્પન્ન થયાં તે ખડકોની સહાયતાથી જાણી શકીએ છીએ.

(૧૮૭) મનુષ્ય જાતિ હાલ શું શું કરી શકે છે?

જ—કુદરતની શક્તિઓને અનુભવે છે, તેના નિયમો :ખોળી કાઢે છે, અને તે નિયમો પ્રમાણે વર્તતાં શીખે છે, તથા એક પછી એક શક્તિઓને વશ કરે છે.

---

## પરીક્ષાના પ્રશ્ન.

વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં સને ૧૯૦૮ સુધી અને પ્રાવેશિક પરીક્ષામાં સને ૧૯૦૫ સુધી, આરોગ્ય વિદ્યાનો વિષય લેવાતો હતો, પ્રાવેશિક પરીક્ષામાં સને ૧૯૦૬ અને ૧૯૦૭ માં જુની સાતમી ચોપડીમાથી વિદ્યાનો વિષય લેવાયા બાદ ફાઇનલ પરીક્ષામાં સને ૧૯૦૯ થી અને પ્રાવેશિક પરીક્ષામાં સને ૧૯૦૮ થી નવી વાંચનમાળા મુજબ વિદ્યાનો વિષય લેવાનો શરૂ થયો છે, અને હવેની પરીક્ષાઓ આપનારને તેજ પ્રશ્નો જાણવાની જરૂર છે, માટે તે મુજબ વિદ્યના પ્રશ્નો નીચે આપેલા છે.

## વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા.

### ૧૯૦૯

(૧) પડઘો અને અજવાળાનુ પરાવર્ત્તન એ બેની ક્રિયા સમજાવો.

જ—સ૦ ૫૮, ૭૪, ૭૫, ૭૬ જુઓ.

(૨) સાઇફનની રચના ને તેનો ઉપયોગ લખો.

જ—સ૦ ૨૧ જુઓ.

(૩) વીજળી ઉત્પન્ન કરવાનાં સાધન લખો.

જ--સ૦ ૧૦૪ જુઓ.

(૪) બલૂન હવામાં ઉડે છે તેનુ કારણ સમજાવો તથા તેની

ઉડવાની ગતિ કોઇવાર ઉતાવળી અને કોઇવાર ધીમી હોય છે એનું કારણુ શું ?

જ—સ૦ ૫૦, ૫૧ જુઓ.

(૫) પૃથ્વીના પડ ઉપર ઇતિહાસિક સમયના પહેલાંના વખતમાં જે જે ફેરફાર થયા તે દેખાડવાના શાં શાં સાધન છે?

જ—પ્રશ્ન ૧૮૧, ૧૮૨ જુઓ.

૧૯૧૦

(૧) કાર્યશક્તિના ચારે રૂપ વિગતવાર સમજાવો.

જ—જુઓ સ૦ ૪

(૨) કેશાકર્ષણુના ચમત્કારનો ખુલાસો કરો.

જ—જુઓ સ૦ ૩૭

(૩) સ્વધારણુ યંત્રની રચના અને કામ ની સમજ પાડો.

જ—જુઓ સ૦ ૬૦

(૪) ઝળગળુ, મેઘધનુષ્ય અને મૃગજળ થવાની સમજુતી આપો.

જ—જુઓ અનુક્રમે સ૦ ૭૯, ૮૭, ૮૩

(૫) દહન અને શ્વાસોચ્છ્વાસની ક્રિયા વિષે જે જાણુતા હો તે લખો.

જ—જુઓ સ૦ ૧૫૨, ૧૫૩, ૧૫૪.

૧૯૧૧

(૧) આર્કિમિડિસનો નિયમ સમજાવો.

જ—જુઓ સ૦ ૩૨

(૨) ગ્રહો અને તારા વચ્ચે શો ભેદ છે? ગ્રહોના નામ લખી સૂર્યના સંબંધમાં સ્થાન બતાવો.

જ—ગ્રહો ફરતા છે અને તારા સ્થિર છે. ગ્રહો સૂર્ય કરતાં નાના છે અને કેટલાક તારા તો સૂર્ય જેવડા બલકે તેથી પણ મોટા છે, પણ ઘણે દૂર હોવાથી નાના દેખાય છે અને તેમનું તેજ પણ દૂરને લીધે ઝાઝું જણાતું નથી.

સવાલના બીજા ભાગને માટે જુઓ સ૦ ૧૬૮, ૧૬૯. આ સ્થળે સૂર્યમાળા ચીતરી તેમાં જેટલે અંતરે ગ્રહો હોય તેના પ્રમાણમાં અંતર રાખી ગ્રહો મૂકી બતાવવા.

(૩) વિદ્યુત ઉત્પન્ન કરનારી એક રીત વર્ણવો, અને ક્રિયા સમજાવો.

જ—જુઓ સ૦ ૯૭, ૧૦૩.

(૪) પાણીનું બંધારણ જાણવાનો એક પ્રયોગ લખો.

જ—જુઓ સ૦ ૧૨૪.

(૫) મૃગજળ એટલે શું? તે ક્યાં અને શાથી દેખાય છે?

જ—સ૦ ૮૩ જુઓ.

૧૯૧૨

૧ તત્ત્વ અને મિશ્ર પદાર્થો, રસાયની પૃથક્કરણ અને રસાયની સંયોગ, પ્રકૃતિ વિકાર અને રસાયન વિકારની વ્યાખ્યાઓ સાથે એક એક દાખલો આપો.

જ—સ૦ ૧૧૪, ૧૦૯, ૧૧૦ જુઓ.

૨ મેઘ ધનુષ્ય શાથી થાય છે તે સમજાવો.

જ—સ૦ ૮૭ જુઓ.

૩ એસીડ, અલ્કલી અને ક્ષારમાં શો ફેર છે તે લખો. એ ત્રણેની પરીક્ષા કરવાની ઉત્તમ રીત કઇ? સોડા, પાપડખાર, ચુનો અને મીઠું ઉપરના ત્રણમાંથી કયા વર્ગમાં છે?

જ—સ૦ ૧૪૪, ૧૪૫ જુઓ.

૪ દહનક્રિયાથી પદાર્થ નાશ પામે છે કે નહિ તેના પ્રયોગના વર્ણન સાથે સમજાવો.

જ—સ૦ ૧૫૨ જુઓ.

૫ બલૂનની રચના સમજાવો. તે શાથી હવામા ઉંચે ચડે છે? બલૂનનો ઉપયોગ શું છે?

જ—સ૦ ૪૯, ૫૦, ૫૨ જુઓ.

## પ્રાવેશિક પરીક્ષા.

### ૧૯૦૮

(નીચેના સાત મવાલમાંથી ગમે તે ૫ ના જવાબ લખવા.)

(૧) આર્કિમીડીસનો નિયમ પ્રયોગ સહિત સમજાવો.

જ—સ૦ ૩૨ જુઓ,

(૨) મૃગજળના વિચિત્ર દેખાવની બરાબર સમજુતી આપો જે કારણથી આ દેખાવ થાય છે તેજ કારણથી બીજા જે જે દેખાવ થતા હોય તેની સચિત્ર સમજુતી આપો.

જ—સ૦ ૮૩ ૮૨ જુઓ.

(૩) કેશાકર્ષણ, રસાયનપ્રીતિ, રસાયનવિકાર, પરમાણુ અને અણુની સમજુતી આપો.

જ—સ૦ ૩૭, ૧૧૮, ૧૦૯, ૧૧૦ જુઓ.

હરકોઈ વસ્તુના નાનામાં નાના એવા ભાગ કરીએ કે ગમે તેવા યાંત્રિક સાધનથી પણ તે કરતાં નાના ભાગ થઇ શકે નહિ, આવા નાનામાં નાના ભાગ તે **પરમાણુ** છે. પરમાણુઓનો પરસ્પર સંબંધ થવાથી અણુ થાય છે, અને એ અણુસમૂહ તે રજકણ છે.

(૪) ભેજમાપક યંત્રનુ વર્ણન આપો અને તેનો ઉપયોગ કરવાની રીતિનું વિવેચન કરો.

જ—સ૦ ૧૪૩ જુઓ.

(૫) રાતા અને પીળા ફોસ્ફરસ વચ્ચેનો તેમજ સાધારણ અને નિર્ભય દીવાસળી વચ્ચેનો ભેદ સમજાવો.

જ—સ૦ ૧૪૬, ૧૪૯ જુઓ.

(૬) કાર્બન કયા કયા રૂપમા મળી આવે છે? એ બધા પદાર્થો કાર્બનજ છે એ કેવી રીતે સિદ્ધ કરશો?

જ—સ૦ ૧૫૯ જુઓ.

(૭) પ્રખ્યાત ખગોળવેત્તા હર્ષલે તારાની ઉત્પત્તિ વિષે જે વિવેચન કર્યું છે તેની ટુકમાં સમજુતી આપો.

જ—સ૦ ૧૭૫ જુઓ.

૧૯૦૯

(૧) કાર્ય શક્તિમાં કદી લાભ કે ટોટો થતોજ નથી એ દાખલા આપી સમજાવો.

જ—સ૦ ૧૭ જુઓ.

(૨) બડ નળી નામના યત્રની રચના અને ઉપયોગ સમજાવો.

જ—સ૦ ૨૧ જુઓ.

(૩) કેટલાક પદાર્થ પાણીપર તરે છે અને કેટલાક તેમાં ડુબી જાય છે તેનુ કારણ સમજાવો.

જ—સ૦ ૨૫ જુઓ.

(૪) સાધારણ દીવાસળી અને અભય દીવાસળી વચ્ચેનો

તફાવત સમજાવો. "ગ્રેફાઇટ" એ શું છે? તેનો ઉપયોગ શો?

જ—સ૦ ૧૪૯, ૧૬૧ જુઓ.

(૫) શનિ વિષે જે જાણતા હો તે લખો.

જ—સ૦ ૧૬૯ જુઓ.

## ૧૯૧૦

(૧) સામટે મેળે જોતાં યંત્રાનો ઉપયોગ કરવાથી વાસ્તવિક લાભ મળે છે કે નહિ તે સમજાવો.

જ—સ૦ ૧૭ મો જુઓ.

(૨) સાયફન કે બક નળીની ક્રિયા તેમજ ઉપયોગ સમજાવો

જ—સ૦ ૨૧ જુઓ.

(૩) વજનની ઘટનો આધાર તે વસ્તુ જે દ્રવ્યની બનેલી છે તે પર ન હોતા બૂડેલા ભાગના કદ ઉપર છે, આનો ખુલાસો કરો.

જ—જુઓ સ૦ ૩૦, ૩૧, ૩૨

(૪) પરાવર્તન, વક્રીભવન, રસાયનપ્રીતિ અને સંબંધાકર્ષણ એ શબ્દો દાખલા આપી સમજાવો.

જ—પરાવર્તન જુઓ સ૦ ૭૪

વક્રીભવન જુઓ સ૦ ૭૭

રસાયનપ્રીતિ જુઓ સ૦ ૧૧૦, ૧૧૧, ૧૧૩

સંબંધાકર્ષણ જુઓ સ૦ ૧૧૯

(૫) લાલ અને પીળા ફોસ્ફરસનો ઉપયોગ સમજાવો.

જ—જુઓ સ૦ ૧૪૬, ૧૪૯, ૧૫૦

(૬) બૃહસ્પતિ વિષે જે જાણતા હો તે લખો.

જ—જુઓ સ૦ ૧૬૯

૧૯૧૧

(૧) નીચેના શબ્દોની વ્યાખ્યા આપો.

યંત્ર, મૃગજળ, રસાયન વિકાર, પ્રાકૃતિક વિકાર.

જ—જુઓ અનુક્રમે સ૦ ૨૫, ૮૩, ૧૦૯, ૧૦૯

(૨) કાર્યશક્તિના રૂપ ગણાવો.

કાર્યશક્તિનુ એક રૂપ બદલી બીજુ રૂપ કરી શકાયછે આ વાક્ય ઉદાહરણો સાથે સમજાવો.

જ—કાર્યશક્તિનાં રૂપ માટે જુઓ સ૦ ૪

(૩) ઉદય અને અસ્ત વખતે સૂર્ય સામું જોઇ શકાય છે પણ બપોરે તેમ થઇ શકતું નથી આ વાક્યનુ ખરાખોટાપણું કારણ સાથે સમજાવો.

જ—સૂર્યોદય અને સૂર્યાસ્ત વખતે સૂર્ય ક્ષિતિજમા હોય છે, અને ક્ષિતિજમાંના વાતાવરણનો થર આપણા માથાપરના આકાશમાંના વાતાવરણના થર કરતાં ઘણો જાડો અને ઘટ છે તેથી તેમાં થઇને આવતાં પ્રકાશના કિરણોની તીવ્રતા ૧૩૦૦ ગણી ઓછી થઈ જાય છે તે કારણથી એટલે કિરણનુ જોર સવારે અને સાંજે આપણને વધારે માલમ પડતું નથી માટે તેના સામું જોઇ શકાય છે. પરંતુ બપોરે તો પાતળા થરમાં થઇને પ્રકાશ આવતો હોવાથી તેની તીવ્રતા ઘણી હોય છે માટે તે સામું જોઇ શકાતું નથી.

(૪) લીલાં કીરણોમાં રાતાં ભેળવવાથી અને નારંગી રંગનાને વાદળી સાથે ભેળવવાથી કયાં પરિણામ નીપજશે તે કારણ સાથે સમજાવો.

જ—લીલાં કિરણ વાદળી અને પીળાં કિરણનું મિશ્રણ હો-

વાથી તેમને રાતાં કિરણોમાં ભેળવીએ તો જેમ સાત રંગ મેળવવા થી ધોળો રગ થાય છે તેમ આ ત્રણ મૂળ રંગો ભેગા થવાથી ધોળા રંગનો ભાસ થશે; તેમજ નારંગી રંગનાં કિરણો રાતાં અને પીળાં કિરણોનું મિશ્રણ હોવાથી તેમને વાદળી રંગનાં કિરણોમાં ભેળવીશું તોપણ ધોળાનોજ ભાસ થશે.

(૫) એસિડ, અલ્કલિ અને ક્ષારના ગુણ લખો. તે દરેકનાં ઉદાહરણો આપો

જ—જુઓ સ૦ ૧૪૪

**૧૯૧૨**

(૧) **અ** સાઇફનમાં થતી ક્રિયા સમજાવો.

જ—જુઓ પ્રશ્ન ૨૧

**બ** જમીનની સપાટીથી **અ** કુવો ૪૦ ફૂટ ઉંડો છે અને **બ** કુવો ૫૦ ફૂટ ઉંડો છે. સાઇફનવડે **અ** નું પાણી **બ** માં લઇ જઇ શકાશે કે નહિ તે કારણ સાથે સમજાવો.

જ—નહિ લઇ જવાય, કારણ કે વાંકી નળી એવી રાખવી જોઇએ કે એક તરફ ૪૦ ફૂટ અને બીજી તરફ ૫૦ ફૂટ. હવે ૪૦ ફૂટ લાંબી નળીવાળો છેડો **અ** કુવામાં મુકીશું તો તે પાણી ૩૪ ફૂટ ઉંચું ચડશે, તેથી વધારે ચડશે નહીં, ૪૦ ફૂટ સુધી ચડે તો જ બીજા કુવામાં પડી શકે, પણ આજુબાજુના પાણીપર હવાનું દબાણ એટલું છે કે **અ** કુવામાંની નળીમાં ૩૪ ફૂટ ઉંચેજ પાણી જઇ શકે, ૪૦ ફૂટ સુધી જાય નહિ તો બીજા કુવામાં લેવાય પણ નહિ.

(૨) વક્રીભવન એટલે શું? તે ક્યારે થાય, અને થવામાં કયા નિયમો પ્રવર્તે છે.

જ—જુઓ પ્રશ્ન ૭૭

(૩) अ વિજળીના તારનુ યંત્ર કયા મૂળતત્ત્વને આધારે ચાલે છે?

જ—નેગેટિવ અને પોઝિટિવ નામની બે વીજળીનો સંયોગ કરવાથી વિદ્યુતપ્રવાહ ચાલુ થાય છે તે માટે જુઓ પ્રશ્ન. ૧૦૩, ૧૦૫.

ब પાણીમા ખાંડ ઓગળેલી છે, આ પાણીને પીવા લાયક શી રીતે બતાવશો?

જ—ખાંડવાળા પાણીને એક દેગડામા ભરી તેનું મો બંધ કરી તેના ઉપર સજ્જડ વાંકી નળી બેસાડવી, એવી કે હવા પણ જઇ શકે નહિ. પછી તે વાંકી નળીનુ મો બીજા વાસણમાં રાખવું, વાંકી નળીના બીજા વાસણ તરફ નમેલા ભાગપર ભીનુ લુગડું મૂકી રાખવું, પછી પાણી ભરેલા દેગડા નીચે તાપ કરી તે પાણીની વરાળ કરવી, તે વરાળ નળી વાટે બીજા વાસણમાં જતા ભીના લુગડાને લીધે રસ્તામાંજ પાણી થઇને બીજા વાસણમાં પડશે. એમ બધા પાણીની વરાળ થવાથી પ્રથમના વાસણમાં ખાડ પડી રહેશે અને બીજા વાસણમાં પીવા લાયક ચોકખું પાણી થશે.

क અભય દીવાસળી અને સાદી દીવાસળીની બનાવટમાં શો ફેર છે?

જ—જુઓ પ્રશ્ન ૧૪૯

# આરોગ્યવીદ્યા.

## વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા.

### ૧૯૦૧

૧ હવા કયાં કયા કારણોથી બગડે છે? દરેક કારણનું ટુંકામાં વર્ણન કરો.

૨ કુવાનુ પાણી ન બગડે તેને માટે શી શી ગોઠવણો કરવી જોઇએ? કેવા કુવાનુ પાણી પીવામા સારૂ ગણાય?

૩ જંગલ જેવે ઠેકાણે ચોખ્ખું પાણી પીવાનુ ન મળી શકતું હોય તો પાણીને કેમ ચોખ્ખું કરવું?

૪ શરીર ઉપર વાળા નીકળે છે, ફોલ્લા વગેરે થાય છે, તેનું શું કારણ? તે અટકાવવા સારૂ શું કરવુ જોઇએ?

૫ સુવાના ઓરડામાં સઘડી રાખવાનો રિવાજ છે તેથી શું નુકસાન થવાનો સંભવ છે? તેથી ઓરડાની હવાપર શી અસર થાય છે?

૬ તાવ ન આવે માટે શી સાવચેતી રાખવાની જરૂર છે?

### ૧૯૦૨

૧ વાતાવરણમા કયાં કયાં તત્ત્વો મળેલાં છે તે શા પ્રમાણમાં છે? એ પ્રમાણોમાં કોઇ જગાએ ફેરફાર થવાનો સંભવ હોય તો તે કારણ સહિત લખો.

૨ "ખોરાકનો રાજા દૂધ" આમ કહેવાનાં કારણ લખોઃ— ઘઉં, ચોખા, ઘી, માંસ એ દરેક પ્રાણીનાં શરીરમાં કયા પદાર્થોની વૃદ્ધિ કરનારા છે તે કારણ સહિત લખો.

૩ ઉંઘવાની જરૂર શા માટે છે? ઉંઘે નહિ તેને શાં નુકસાનો થવાનો સંભવ છે? ઉંઘતી વેળા શી સાવચેતી રાખવી?

૪ ડુબેલા માણસને સાવચેત કરવાની ક્રિયાનું વર્ણન કરો. તેને શ્વાસ લેવામાં મદદ શા માટે અને કેવી રીતે કરવી?

૫ સુધરાઇ ખાતું અને શીતળા કહાડનારૂં ખાતું એ દરેકની ફરજો વર્ણવો. એ ખાતાં ન હોય તો શાં નુકસાનો થાય તે કારણો સાથે લખો.

## ૧૯૦૪

૧ શેહેરોની અને ગામોની આરોગ્યતાની સંભાળ લેવાની ફરજ કોની છે? તે અધિકારીઓનાં કર્તવ્ય શાં છે? ઇંગ્લાંડમાં અને આ દેશમાં ગામ ગંદવાડનો નીકાલ શી રીતે કરવામાં આવે છે?

૨ ઉત્તમ કૂવો ક્યારે જાણવો? આ દેશના કુવા વિષે સામાન્ય ખોડ શી છે? કઇ જુદી જુદી રીતે કૂવાનાં પાણીમાં બગાડ થાય છે તે કહો.

૩ કસરતથી શા શા ફાયદા થાય છે તે સમજાવો.

૪ સરકાર હમણા જન્મમરણના આંકડા માગે છે તેનું કારણ શું? એ નોંધ કોણ કરે છે અને ક્યારે? પુષ્કળ મરણ થાય છે ત્યારે સરકાર શું કરે છે?

૫ મલેરીઆ તાવ મુખ્યત્વે કરીને ક્યાં ઉત્પન્ન થતો માલમ પડે છે? તથા શરીરમાં શી રીતે દાખલ થતો જણાવવામાં આવે છે? એ અટકાવવાના થોડાક સહેલા ઉપાય સૂચવો.

## ૧૮૭૫

૧ હવા કયા કયા કારણથી બગડે છે? તે દરેક કારણનું ટુંકામાં વર્ણન કરો.

૨ પાણી સ્વચ્છ કરવાના ઉપાયો લખો.

૩ સારાં ઘર બાંધવામાં કયી કયી બાબતો લક્ષમાં લેવાની જરૂર છે તેનું વર્ણન કરો.

૪ ઉંઘવાની જરૂર શામાટે છે? ઉંઘતી વેળા શી સાવચેતીઓ રાખવી જોઇએ?

૫ સુધરાઇ ખાતાના અમલદારોની શી ફરજો છે?

૬ તાવ ચાલતો હોય તે વખતે તેથી બચવાને કયા નિયમો પાળવા જોઇએ?

## ૧૮૮૬

૧ મલેરિઆનો તાવ કેવા સંજોગોમાં ઉત્પન્ન થાય છે ને તે ચાલતો હોય ત્યારે તેને અટકાવવાના શા ઉપાયો લેવા?

૨ જન્મ મરણનુ પત્રક રાખવાનાં કારણો લખો. એ પત્રક રાખવાની કોની ફરજ છે અને એ પત્રક રાખવાથી દેશની આબાદી ઉપર શી અસર થાય છે?

૩ માણસને ઉંઘની શામાટે જરૂર છે? ઉજાગરા કરવાથી શા ગેરફાયદા થાય છે?

૪ શહેરની અને ગામડાની આરોગ્યતાની સંભાળ લેવાની કોની ફરજ છે? અને તે ફરજો કઇ કઇ તે જણાવો.

૫ હવા સ્વચ્છ કરવાની કઇ કઇ રીતો છે. તે દરેક રીતનું ટુંકામાં વર્ણન આપો.

## ૧૯૦૭

૧ કાર્બોનિક એસિડ ગ્યાસ, મલેરિઆ, અને ગો શિતળા વિષે જાણુતા હો તે વિસ્તારથી લખો.

૨ શ્વાસોચ્છ્વાસમાં કેટલી ક્રિયાઓ થાય છે? અને તેથી શરીરમાં શી અસર થાય છે?

૩ હવાને સુધારવામાં વનસ્પતિ શું કામ કરે છે? તે સ્પષ્ટ રીતે સમજાવો.

૪ ઉંઘ, કસરત, રમતગમતથી શા શા લાભ થાય છે?

૫ તાવના વાવર ચાલતા હોય ત્યારે તાવથી બચવાને આપણે શી શી સભાળ લેવી?

૬ મ્યુનિસિપાલીટીની શી શી ફરજો છે તે વિસ્તારથી લખો.

૭ આપણા દેશમાં માંદાની બરદાસ કરવાની રીતમાં કઇ કઇ ખામીઓ છે?

## ૧૯૦૮

૧ આરોગ્યતાની વ્યાખ્યા લખો તથા માંદા પડવાનાં મુખ્ય કારણો સમજાવો.

૨ ડુબવાથી માણુસ મરી જાય છે તેનુ શું કારણુ? અને ડુબવાથી લગભગ મરી ગએલો માણુસ સાજો થઇ જીવે તેને માટે કયા ઉપાય લેવા જોઇએ?

૩ કયા રોગો ચેપી અને ઉડતા ગણાય છે? તેમની ઉત્પત્તિ શી રીતે થાય છે? એવા રોગો ફેલાતા અટકાવવા સાવચેતીના શું શું ઉપાયો યોજવા જોઇએ?

૪ નહાવાથી શા લાભ થાય છે તે સવિસ્તર લખો.

૫ જન્મ મરણુની નોધ તથા વસ્તિપત્રક કરવાના શા હેતુ છે?

## ૧૯૦૯

૧ પાણી મળવાનાં સાધનો કયાં કયાં છે? અને અસ્વચ્છ પાણીને સ્વચ્છ કરનારા ઉપાયોનુ વર્ણન કરો.

૨ લોક સુખાકારી જાળવવાને મ્યુનિસિપાલિટીની ફરજો શી છે?

૩ નિચેના અકસ્માતો વખતે શુ કરવું તે જણાવો:—
ઘા, લચક, કોઇ વસ્તુનું ગળામાં અટકવું, સાપ વગેરેનુ કરડવું, ઝેર કે વિખ.

૪ તાવથી બચવાને શુ શુ નિયમ પાળવા જોઇએ?

૫ તાજી હવા શી રીતે મેળવવી?

## ૧૯૧૦

૧ આરોગ્યવિદ્યા શીખવાથી શું લાભ થાય છે, અને તે કેવી રીતે?

૨ હવા અસ્વચ્છ અને સ્વચ્છ કેવી રીતે અથવા શાથી થાય છે તે વિગતવાર સમજાવો.

૩ પાણીનાં સાધનો વિષે અને તેની યોગ્ય સંભાળ રાખવા વિષે એક નાના ગામડાના લોકોને શું બોધ કરશો તેજણાવો

૪ આરોગ્યવિદ્યાના જ્ઞાનને આધારે તમારા રીવાજથી ચાલતી આવેલી ખોરાકની કઇ ચીજો બંધ કરવાની જરૂર છે, અથવા તેમાં શું શું ફેરફાર કરવા યોગ્ય છે?

૫ માંદાની માવજત વિષે જે જાણુતા હો તે લખો.

## ૧૯૧૧

૧ સુખાકારી ઘર કેવું હોવું જોઇએ અને કેવે ઠેકાણે બાંધવું જોઇએ? તમે જે જગ્યા પસંદ કરો તે પસંદ કરવાનાં કારણો લખો.

૨ જ્યારે કોલેરા ચાલતો હોય ત્યારે તેમાંથી બચવાને શા ઉપાયો યોજના?

૩ કસરત કરવાથી શા ફાયદા થાય છે તે કહો કસરત ક્યારે અને ક્યાં કરવી?

૪ ગામમાં પ્લેગ ચાલતો હોય તેમાથી બચવાને શા ઉપાયો કામે લગાડવા?

૫ શહેર સુખાકારીની બાબુતમા મ્યુનિસિપાલિટીની શી શી ફરજો છે? તે ફરજો બજાવવાનુ તેને સુગમ પડે માટે દરેક શહેરીએ કેવી રીતે વર્તવું?

૧૯૧૨

૧ ઉઘવાની શી જરૂર છે? તમારી તંદુરસ્તી સાચવવા માટે સુવાના ઓરડામા કઇ કઇ જાતની ગોઠવણ રાખશો?

૨ શ્વાસોચ્છ્વાસથી હવા બગડવી જોઇએ, તેમ છતા દુનિયાપરની હવા કેમ બગડતી નથી?

૩ મલેરિયા ચાલતો હોય તે વખતે તેમાથી બચવા માટે નાના ગાંમડાના લોકોને શો બોધ કરશો?

૪ હિંદુસ્થાનમાં કસરત તરફ કોને અનાદર હોય છે? અને આવ અનાદરથી શાં માઠાં પરિણામ નીપજે છે?

૫ શહેર તથા ગામડામા વસ્તીના જન્મ અને મરણની નોંધ કેવી રીતે રાખવામા આવે છે? અને તેથી શા લાભ છે?

# ભૂગોળ.

હાલના જમાનાને અનુસરતા પરીક્ષાઓમાં નહિ આવેલા પણ નવી શોધોના કેટલાક સવાલો તથા સને ૧૯૦૧ થી ૧૯૧૧ સુધીના વર્નાક્યુલર ફાઇનલ તથા પ્રાવેશિક પરીક્ષામાં આવેલા સવાલ તેના જવાબ સાથે.

૧ સ—મુખ્યત્વે કરીને હિંદુસ્તાનની કઇ કઇ ચીજો પરદેશ જાય છે અને પરદેશમાથી કઇ કઇ ચીજો હિંદુસ્તાનમા આવે છે?

જ—**હિંદુસ્તાનમાંથી પરદેશ જતો માલઃ**—સુતર, કાપડ, રૂ, ધાન્ય, શણુ, ગળી, ખુંદ, ચા, અફીણુ, હળદર, કોપરૂં, તેલીબીયા, ઉન, મીણુ, ચામડાં, શીંગડા, ખરી, હાડકાં, હરડાં, ગુંદર, કાથો, લાખ વગેરે.

**પરદેશથી હિંદુસ્તાનમાં આવતો માલઃ**—કાચ, કાગળ, કાપડ, કલાઇ, સોનું, રૂપુ, યંત્રો, રમકડાં, ખાંડ, હીંગ, ઘડિઆળ, કેરોસીન, હાથીદાંત.

૨ સ—હિંદુસ્તાનની બ્રિટિશ રાજ્યપદ્ધતિ ટુંકામાં વર્ણવો અને હિંદુસ્તાનની બહારની કઇ કઇ જગાએ હિંદુસ્તાનના વાઇસરોયની સત્તા ચાલે છે.

જ—ઇંગ્લાંડના મહારાજા હિંદુસ્તાનના શહેનશાહ છે. તેમના તરફથી આખા હિંદુસ્તાન ઉપર દેખરેખ રાખવાને વાઇસરોય કે ગવર્નર જનરલ નીમેલો છે. તેને મદદ કરવા બે મંડળી હોય છે. (૧) કારભાર કરનાર, (૨) કાયદા બાંધનાર. કારભાર કરનાર મંડળમાં વાઇસરોય સાથે ૧૦ સભાસદ હોય છે, અને કાયદા બાંધનાર

મંડળમાં ૭૦ સભાસદ હોય છે. ગવર્નર જનરલના હાથ નીચે મુંબાઇ, મદ્રાસ અને બંગાળામાં ગવર્નર અમલ ચલાવે છે. આ ગવર્નરોને મદદ કરનાર પણ બે મંડળો હોય છે. (૧) કારભાર કરનાર (૨) કાયદા બાંધનાર. કારભાર ચલાવનારે મંડળમાં ગવર્નર સાથે ચાર સભાસદ હોય છે, અને કાયદા બાંધનાર મંડળમાં ૪૬ સભાસદ હોય છે. સંયુક્તપ્રાંતો, પંજાબ. ઓઢીઆ અને બ્રહ્મદેશપર લેફ્ટેનેન્ટ ગવર્નર અમલ ચલાવે છે. મધ્યપ્રાંતો, સરહદપરનો વાયવ્ય પ્રાંત, અજમેર, કુર્ગ આંદામાન, નિકોબાર અને બલુચિસ્તાન-માં ચીફ કમિશ્નર રાજ્ય કરે છે હિંદીપ્રધાન, વાઇસરોય, મુંબાઈ, મદ્રાસ અને બંગાળાના ગવર્નર, કારભારી મંડળીના સભાસદો, અને હાઇકોર્ટના જડજોની નીમણુંક શહેનશાહ પોતે કરે છે. લેફ્ટેનેન્ટ ગવર્નર અને ચીફ કમિશ્નરની નીમણુક વાઇસરોય કરે છે, આ ઉપરાત હૈદ્રાબાદ, મધ્ય હિંદ એજન્સિ, રજપુતાના, નેપાળ, ભરતખંડ માંહેલાં બીજાં સંસ્થાનોના અને ભરતખંડની સીમાની બહારનાં ઘણાં રાજ્યો, જેવાકે આફ્રિકામાનાં ઝાંઝીબાર, અરબસ્તાનમામસ્કત, ઇરાન, અફઘાનિસ્તાન, તાતાર, તિબેટ, શિઆમ, વગેરેના રેસિડેન્ટ કે પોલિટિકલ એજન્ટો છે. લંકાબેટ બાદ કરતા ભરતખંડના આ-સપાસના બીજા બેટ ઉપર પણ ગવર્નર જનરલની સત્તા પહોંચે છે.

૩ સ—હિંદુસ્તાનમા વધારેમા વધારે અને ઓછામાં ઓછો વરસાદ ક્યાં વરસે છે તે કારણ સાથે લખો.

જ—હિંદુસ્તાનમાં વધારેમાં વધારે (૫૨૭ ઈંચ) વરસાદ ચેરાપૂંજીમાં વરસે છે અને ઓછામાં ઓછો (૨ ઇંચ) સિંધમા વ-રસે છે.

કારણ:—બંગાળી ઉપસાગરમાંથી ઉત્પન્ન થએલી વરાળ ઉત્તર તરફ જાય છે તે વખતે ચેરાપૂંજી આગળ ઘણા પર્વતો હોવાથી તે ઠંડી પડી વરસાદ રૂપે પડે છે પણ આગળ જવા પામતી નથી. (૨) ચેરાપૂંજી આગળ ઘણી વનસ્પતિ હોવાથી ત્યાં ઘણી વરાળ ઉત્પન્ન થાય છે; માટે ત્યાં વરસાદ વધારે પડે છે; પરંતુ બન્ને કારણોમાંનું એક પણ કારણ સિંધમાં નહિ હોવાથી ત્યાં વરસાદ ઓછો પડેછે.

૪ સ—હિંદુસ્તાનનો ઘણો ભાગ કેમ માંસાહારી નથી?

જ—(૧) હિંદુસ્તાન દેશ સમશીતોષ્ણ કટિબંધમાં આવેલો હોવાથી અનાજ તેમજ ળફૂલની પેદાશ જોઇએ તેવી થાય છે અને ચોમાસું નિયમિત રીતે આવે છે. (૨) હિંદુસ્તાન સમશીતોષ્ણ કટિબંધમા હોવાથી ગરમ વસ્તુ ખાવાની જરૂર નથી.

૫ સ—હિંદુસ્તાનના સ્વરૂપ ઉપરથી કયા કયા સ્વાભાવિક ભાગ થઇ શકે છે તે ગણાવો.

જ—વિંધ્યાચળ પર્વતે બે ભાગ કરેલા છે. એમાંના ઉત્તરના ભાગનું નામ (૧) હિંદુસ્તાન, અને દક્ષિણના ભાગનું નામ (૨) દક્ષિણ (દખણ) છે.

હિંદુસ્તાનતા ૭ ભાગ કરી શકાય છે. (૧) હિમાલયની તળેટીનો ઢળતો પ્રદેશ. (૨) સિંધુ નદીનો પ્રદેશ, (૩) રેતીનું રણ, (૪) મધ્ય હિંદુસ્તાનનો અને થોડો રજપૂતાનાનો ઉચો પ્રદેશ, (૫) ગંગાનો પ્રદેશ, (૬) બ્રહ્મપુત્રનો પ્રદેશ.

દક્ષિણના ચાર સ્વાભાવિક ભાગ થઇ શકે છે. (૧) નર્મદાનો પ્રદેશ, (૨) શુદ્ધ દક્ષિણ, (૩) પૂર્વ કાંઠાનો નીચાણનો પ્રદેશ, (૪) પશ્ચિમ કાંઠાનો નીચાણનો પ્રદેશ.

૬ સ—હિંદુસ્તાનમાં કયા કયા ખનીજ પદાર્થો કઇ કઇ જગાએથી નીકળે છે તે જણાવો.

જ—સોનું:—દીલ્હી જીલ્લો, મદ્રાસ, સહ્યાદ્રિ પર્વત, બ્રહ્મદેશ, હૈદ્રાબાદથી બાર માઇલ છેટે, મૈસુર, બંગાળાની નદીઓ, પંજાબની નદીઓ અને લંકા.

રૂપુ:—પંજાબ, આસામ, સહ્યાદ્રિપર્વત અને મદ્રાસ ઇલાકો.

લોઢું:—મધ્યપ્રાંત, મુંબાઇ ઇલાકો, બંગાળા ઇલાકો, પંજાબ, ખાનદેશ, વાયવ્યપ્રાંત, આસામ, બ્રહ્મદેશ, મદ્રાસ અને લંકા.

તાંબુ:—ભાવલપુર, જેસલમીર, બંગાળા, બ્રહ્મદેશ, મદ્રાસ અને સીકીમ.

અબરખ:—છોટા નાગપુર અને બહાર

પ્લંબેગો:—ત્રાવણકોરમા.

મેંગેનીઝ:—મદ્રાસ ઇલાકો, ગુજરાત વગેરે.

પારો:—મદ્રાસ

સીસું:—મુલતાન ભણી, વાયવ્યપ્રાંત, બ્રહ્મદેશ અને બગાળા

કલાઇ:—સિંધપ્રાંત, ઉત્તર સરકાર અને બ્રહ્મદેશનાનેનાસરીમ

કોયલા:—બંગાળા, મદ્રાસ, મધ્યપ્રાંત, ઓઢીઆ, હૈદ્રાબાદ, બ્રહ્મદેશ, રાણીગંજ, વર્ધા અને આસામ.

મીઠું—પંજાબના મીઠાના ડુંગરમાંથી નીકળે છે.

હીરા:—અર્ચ તેહરી, પન્ના, હૈદ્રાબાદ, ગોવળકોંડા અને કોલર સરોવરની આસપાસ.

કેરોસીન:—બ્રહ્મદેશમાથી નીકળે છે.

૭ સ—અમદાવાદ કરતાં મુંબાઇમાં ટાઢ અને તાપ ઓછાં લાગે છે તેનું શું કારણ?

જ—સૂર્યના તાપથી જમીન તથા પાણી તપે છે. જમીન ક- રતાં પાણી મોડું તપે છે અને મોડું ઠંડું પડે છે. હવે જે સ્થળ જમીનની વચ્ચે આવેલું છે તેને જમીન ઉપરની હવા મળવાની. ઉનાળામાં જમીન વહેલી તપવાથી તેના ઉપરના પવનને તે તપવે છે તેથી તાપ વધારે લાગે છે, શિઆળામાં જમીન પાણી કરતાં વહેલી ઠંડી પડે છે તેથી તેના ઉપરની હવા પણ વહેલી ઠંડી થાય છે, તે કારણથી શિયાળામાં ટાઢ વધારે લાગે છે, દરીઆ ઉપરના સ્થળમાં દરીઆના પાણી ઉપરની હવા મળે છે, ઉપર જણાવ્યું તેમ પાણી ઝટ તપતું નથી તેથી તેના ઉપરની હવા પણ બહુ તપતી નથી તેથી ઉનાળામાં વધારે તાપ લાગતો નથી; તેમજ શિ- આમાં ઝટ ટાઢી પડતી નથી માટે વધારે ટાઢ પણ લાગતી નથી. અમદાવાદ જમીન વચ્ચે આવેલુ છે અને મુંબાઇ દરીઆ કીનારે છે માટે ઉપર જણાવેલો તફાવત પડે છે.

૮ સ—પાનામાની ખાડી ખોદી નહેર કરે તો શો લાભ થાય ?

જ—સ્વેઝની ખાડીથી જુની દુનીઆના લોકોને લાભ થયોછે તેમ પાનામાની ખાડીથી નવી દુનીઆના લોકોને લાભ થાય; કારણ કે તેથી બે મોટા સમુદ્રો જોડાઇ જાય. જર્મન ને ચીન, ફ્રાન્સ ને હિંદુસ્તાન, ને ઇંગ્લાંડ અને જાપાન વચ્ચે મોટા વેપારનું સાધન એ ખાડી થઈ પડે. મુખ્યત્વે કરીને યુનેટેડસ્ટેટસના વેપારને એટલે રનાં, લોઢાનાં અને વહાણ બાંધવાનાં કારખાનાંને ઉત્તેજન મળેઅને ઇંગ્લિશ ચાનલ તથા યુનેટેડસ્ટેટસનાં ઇશાન બંદરોથી પાસિફિક સમુદ્રનાં જુદાં જુદાં બંદરો સુધીનો રસ્તો ઘણો ટૂંકો થાય.

૯ સ—હિંદુસ્તાનના કયા કયા પ્રાંતમાં રૂ તથા અફીણની નીપજ થાય છે અને તે કયાં ચઢે છે તે લખો.

જ—કાનમ, વરાડ, માળવા, પંજાબ, સંયુક્ત પ્રાંતો અને અયોધ્યાપ્રાંતમાં રૂની નીપજ થાય છે અને તે ઇંગ્લાંડ જાય છે.

માળવામાં અફીણની નીપજ થાય છે અને તે ચીન જાય છે.

૧૦ સ—હિંદુસ્તાનથી ઇંગ્લાડ જવાના કેટલા રસ્તા છે અને તે કયા કયા ?

જ—હિંદુસ્તાનમાંથી ઇંગ્લાંડ જવાના પાંચ રસ્તા છે.

(૧) કેપ ઓફ ગુડ હોપનો રસ્તો:—મુંબઇથી હિંદી મહાસાગરમાં થઇ આફ્રિકાના દક્ષિણ કાંઠે કેપ કાલોની આગળ થઈ આફ્રિકાનો પશ્ચિમ કાંઠો ઓળંગી પોર્ટુગાલના પશ્ચિમ કાંઠે અવાય છે ને ત્યાંથી બિસ્કેના ઉપસાગરમા થઇ ઇંગ્લાંડના સોધામ્પટણ બંદરે ઉતરાય છે. આ રસ્તે ત્રણ માસ લાગે છે. પ્રથમ આ રસ્તે અંગ્રેજ આવતા હતા.

મુંબઇથી અરબી સમુદ્રમાં થઇ એડન, બંદરે ઉતરે ત્યાંથી બાબલમાંડપની સામુદ્રધુની આગળ થઈ રાતા સમુદ્રમાં થઇ સુવેજની નહેરમાં થઇ ભુમધ્ય સમુદ્રના અલેકઝાંદ્રીઆ બંદરે ઉતરાય છે. અહીંથી ચાર રસ્તે જવાય છે.

(૨) જીબ્રાલ્ટરનો રસ્તો:—આલેકઝાંડ્રીઆ બંદરેથી ભૂમધ્ય સમુદ્રમાં થઇ જીબ્રાલ્ટરના સામુદ્રધુનીમાં થઇ, આટલાંટિક મહાસાગરમાં થઇ, ઇંગ્લિશ ચાલનની ખાડીમાં થઇ ત્યાથી ઇંગ્લાંડના જે બંદરે જવું હોય તે બંદરે જવાય છે. આ રસ્તે જતાં ૨૬ દિવસ લાગે છે.

(૩) માર્સેલ્સનો રસ્તોઃ—આલેકઝાંડ્રીઆ બંદરેથી ભુમધ્ય સમુદ્રગાં થઇ ફ્રાન્સની દક્ષિણે માર્સેલ્સ બંદરે થઈ આગગાડીમાં બેસી ફ્રાન્સમાં થઈ કેલેજ બંદરે ઉતરે. ત્યાંથી વહાણમાં બેસી ઇંગ્લાંડના ડોવર બંદરે જાય. પછી આગગાડીમાં બેસી લંડન જવાય છે. આ રસ્તે જતાં ૨૧ દિવસ લાગે છે.

(૪) વેનિસનો રસ્તોઃ—આલેકઝાંડ્રીઆ બંદરેથી ભુમધ્ય સમુદ્રમાં થઇ, આડ્રિઆટીક સમુદ્રમાં થઇ, વેનિસ બંદરે ઉતરે ત્યાંથી ઇટાલી, સ્વીટ્ઝર્લાંડ અને જર્મનીમાં થઇ બેલજીઅમના ઓસ્ટેન્ડ બંદરે. ઉત્તરે ત્યાંથી આગબોટમાં બેસી ઈંગ્લાંડના જે બંદરે જવું હોય બંદરે જવાય છે. આ રસ્તે જતાં ૧૯ દિવસ લાગે છે.

(૫) બ્રીન્ડીશીનો રસ્તોઃ—આલેકઝાંડ્રીઆ બંદરે થઇ ભુમધ્ય સમુદ્રમાં થઇ ઇટાલીના બ્રીન્ડીસી બંદરે ઉતરે ત્યાંથી આગગાડીમાં બેસી ઇટાલી સ્વીટ્ઝર્લાંડ અને ફ્રાન્સમાં થઇ કેલેજ બંદરે ઉતરે અને ત્યાંથી ડોવરની સામુદ્રધુનીમાં થઇ ઈંગ્લાંડના જે બંદરે જવું હોય તે બંદરે જવાય છે. આ રસ્તે જતાં ૧૬ દિવસ લાગે છે. હાલમાં માણુસો આ રસ્તે જાય છે.

**૧૧ સ**—કાઠિઆવાડની નદીઓ ઉત્તર હિંદુસ્તાનની નદીઓ જેવી મોટી શા માટે નથી તેનું કારણ કહો.

જ—કાઠિઆવાડની અંદર શેત્રુંજો, ગીર, ગીરનાર વગેરે પર્વતો હોવાથી ત્યાથી નદીઓ ઉત્પન્ન થાય છે, અને પાસે દરીઓ હોવાથી તે થોડે સુધી વહી તરતજ તેને મળે છે માટે તે મોટી નથી. તેની પેઠેજ કોકણુની નદીઓ પણુ મોટી નથી.

**૧૨ સ**—બ્રહ્મપુત્રા અને સિંધુ નદી એકજ સ્થળેથી નીકળે છે છતાં બન્ને નદીઓનો પ્રવાહ જુદીજુદી દિશામાં જવાનું કારણુ શું?

જ—આ બન્ને નદીઓનાં મૂળ ટિબેટમાં છે, પરંતુ તે બન્નેનાં મૂળ વચ્ચે પહાડ આવેલો છે. ને પહાડનો એક ઢાળ પૂર્વનો અને એક પશ્ચિમનો છે તેથી પૂર્વના ઢાળે બ્રહ્મપુત્રા અને પશ્ચિમના ઢાળે સિંધુ નદી વહે છે.

૧૩ સ—વિષુવવૃત એટલે શું, અને તે કયા કયા દેશોમાં જાય છે?

જ—બન્ને ધ્રુવથી સરખે અંતરે પૃથ્વીની સપાટી ઉપર જે મહદ્વર્તુલ દોરેલું છે તેને **વિષુવવૃત** કે **ભુમધ્યવૃત** કહે છે.

વિષુવવૃત ઉપર આવેલા દેશોઃ—મિક્રોનેશીઆ, એક્વાડોર, બ્રાઝીલ, નીચલોગીની, મધ્યઆફ્રિકા, પૂર્વ આફ્રિકા, સોમાલી, બોર્નીઓ અને સેલીબીસ.

૧૪ સ—નીચેના શબ્દો સમજાવો.

અક્ષાંસ, અક્ષાંસવૃત, રેખાંશ, રેખાંશવૃત, ધ્રુવ, ધ્રુવવૃત, સંક્રાન્તિવૃત, ક્રાંતિવૃત અને વિષુવબિંદુ.

જ—વિષુવવૃતથી ઉત્તર કે દક્ષિણમાં કોઇ જગાનું અંતર તે તે જગાના **અક્ષાંસ** કહેવાય છે.

વિષુવવૃતથી સમાન્તર ઉત્તર દક્ષિણમાં જે લઘુ ગોળ દોરીએ તેને **અક્ષાંસવૃત** કહે છે.

મુકરર કરેલા રેખાંશવૃતથી પૂર્વ કે પશ્ચિમમાં કોઇ જગાનું અંતર તે તે જગાના **રેખાંશ** કહેવાય છે.

વિષુવવૃતને કાટખૂણે છેદે અને બંને ધ્રુવમાં થઇને જાય એવા મહદ્વર્તુલને **રેખાંશવૃત** અથવા **યામ્યોત્તરવૃત** કહે છે.

આંસના છેડાને ધ્રુવ કહે છે. ઉત્તર તરફનાને **ઉત્તરધ્રુવ** અને દક્ષિણ તરફનાને **દક્ષિણધ્રુવ** કહે છે.

દરેક ધ્રુવથી ૨૩॥ અંશને અંતરે જે અક્ષાંસવૃત દોરેલાં હોય છે તેમને **ધ્રુવવૃત** કહે છે.

વિષુવવૃતથી ઉત્તરે ૨૩॥ અંશ અને દક્ષિણે ૨૩॥ અંશ ઉપર જે બે અક્ષાંસવૃત દોરેલાં હોય છે તેમને અયનવૃત અથવા **સંક્રાન્તિવૃત** કહે છે. ઉત્તર તરફનાને **મકર સંક્રાન્તિવૃત** અને તરફનાને **કર્ક સંક્રાન્તિવૃત** કહે છે.

જે માર્ગમાં સૂર્ય ફરતો જણાય છે તે માર્ગ બનાવવાને કૃત્રિમ ગોળા ઉપર જે વર્તુળ કાઢેલું હોય છે તેને **ક્રાંતિવૃત** કહે છે.

ક્રાન્તિવૃત અને વિષુવવૃત જે બિંદુએ મળે છે તે બિંદુને **વિષુવબિંદુ** કહે છે.

**૧૫ સ**—પૃથ્વી ગોળ છે તેનાં કારણ આપો.

**જ**—(૧) જેમ જેમ આપણે ઉત્તરમાં જઇએ તેમ તેમ ઉત્તર ધ્રુવનો તારો ઉંચો આવતો જાય છે. (૨) ઉત્તર અથવા દક્ષિણમાં ઘણે દૂર સુધી જઇએ તો, નવા તારા નજરે પડે છે, અને જુના દેખાતા બંધ પડે છે ઉપરનાં બે કારણોથી જણાય છે કે પૃથ્વી ઉત્તર દક્ષિણ ગોળાકાર છે. (૩) માગેલાન, ડ્રેક, કુક અને એ વગર બીજા પણ કેટલાક વહાણવટીઓ પૂર્વ પશ્ચિમ પૃથ્વી પ્રદક્ષિ- ણા કરીને જે ઠેકાણેથી નીકળ્યા તેજ ઠેકાણે આવી પહોંચ્યા છે. (૪) પૃથ્વી ઉપર સૂર્ય એકી વખતે ઉગતો કે આથમતો નથી. ઉ- પરનાં ૩-૪ કારણોથી જણાય છે કે પૃથ્વી પૂર્વ પશ્ચિમ ગોળ છે. (૫) ઘણે દૂરથી વહાણ, પર્વત, ઝાડ, વગેરે ઉંચા પદાર્થોનાં શિખર પ્રથમ જણાય છે. પછી જેમ જેમ પાસે આવતા જઇએ તેમ તેમ મધ્યભાગ અને છેક નજીકે તળેટી દેખાય છે. પૃથ્વી ઉપર બધે ઠેકાણે દરેક દિશામાં આમ થાય છે. (૬) ચંદ્રગ્રહણ વખતે ચંદ્ર

ઉપર પૃથ્વીની છાયા ગોળાકાર પડે છે. ઉપરનાં ૫-૬ કારણોથી જણાય છે કે પૃથ્વી બધી તરફથી ગોળ છે.

**૧૬ સ**—રાત્રિ દિવસ અને ઋતુભેદ થવાનાં કારણ લખો અને તેમની લંબાઈમાં ફેર પડવાનું કારણ સમજાવો.

જ—પૃથ્વીની દૈનિક ગતિને લીધે તથા અપારદર્શકપણાને લીધે રાત્રિ દિવસ થાય છે.

વળી પૃથ્વી ગોળ છે માટે અર્ધા ભાગપર અંધારૂં ને અર્ધા ભાગપર અજવાળું પડે છે. બધી જગાએ રાત્રિ દિવસ સરખાં નથી, પણ સૂર્યના ફેરફારને લીધે લાંબા ટૂંકી થાય છે. જે ગોળાર્ધમાં સૂર્ય હોય છે તેના દિવસ લાંબા ને રાત ટૂંકી હોય છે. જે ગોળાર્ધમાં સૂર્ય નથી હોતો ત્યાં રાત લાંબી ને દિવસ ટૂંકા હોય છે. દરેક ધ્રુવ આગળ પારદર્શક ગોળને લીધે ત્યાં છ મહીનાની રાત ને છ મહીનાનો દિવસ હોય છે. તા. ૨૧ માર્ચ અને તા. ૨૩ સપટેમ્બરે સૂર્ય બરાબર વિષુવવૃત્ત ઉપર હોય છે, માટે તે દિવસે આખી પૃથ્વીપર રાત દિવસ સરખાં થાય છે. તા. ૨૧ ડીસેમ્બરથી તા. ૨૧ જુન સુધી સૂર્ય ઉત્તરમાં હોય છે. તા. ૨૧ મી જુને ઉત્તર ગોળાર્ધમાં દિવસ લાંબામાં લાંબો ને રાત ટૂંકામાં ટૂંકી હોય છે.

**ઋતુભેદ થવાનાં કારણ**—(૧) પૃથ્વીની વાર્ષિક ગતિ, (૨) (૨) પૃથ્વીની ધરી તેની કક્ષા સાથે ૬૬ાા અંશનો ખૂણો કરેછે (૩) પૃથ્વીની ધરી હંમેશાં પોતાને સમાન્તર એકજ દિશામાં રહે છે.

**૧૭ સ**—ગ્રહણ થવાનાં કારણો લખો તથા દર પૂનમે અને દર અમાસે કેમ ગ્રહણ થતાં નથી તે સમજાવો.

જ—ગ્રહણ બે જાતનાં છે. (૧) સૂર્યગ્રહણ અને ચંદ્રગ્રહણ.

**સૂર્યગ્રહણ થવાનું કારણઃ**—સૂર્ય અને પૃથ્વીની વચ્ચે ચંદ્ર આવે છે ત્યારે સૂર્યગ્રહણ થાય છે. સૂર્યગ્રહણ ત્રણ જાતનાં છે. (૧) ખગ્રાસ, (૨) ખંડગ્રાસ, (૩) કંકણાકૃતિ.

ચંદ્રગ્રહણ થવાનું કારણઃ—સૂર્ય અને ચંદ્રની વચ્ચે પૃથ્વી આવે ત્યારે ચંદ્રગ્રહણ થાય છે. ચંદ્રગ્રહણ બે જાતનાં છે, (૧) ખગ્રાસ, (૨) ખંડગ્રાસ.

**દર પૂનમે અને દર અમાસે ગ્રહણ નહિ થવાનું કારણઃ**—દરપૂનમે અને અમાસે પૃથ્વી, ચંદ્ર તથા સૂર્ય એક સીધી લીટીમાં આવતાં નથી પરંતુ ચંદ્ર ૫ અંશ નીચો અથવા ઉચો રહે છે તેથી દર પુનમે ને દર અમાસે ગ્રહણ થતાં નથી.

**૧૮ સ**—ભરતી ઓટ એટલે શું અને તે બબે ઘડી મોડી થાય છે તેનુ કારણ સમજાવો.

જ—દરીઆનું પાણી દિવસમાં બે વખત ચઢે છે તેને **ભરતી** અને ઉતરે છે તેને **ઓટ** કહે છે.

**ભરતી ઓટ થવાનું કારણઃ**—સૂર્ય અને ચંદ્રનું આકર્ષણ પાણી ઉપર થાય છે તેમાં ચંદ્રનું આકર્ષણ વિશેષ લાગે છે તેથી ભરતી ઓટ થાય છે. જે સ્થળે માથે ચંદ્ર આવે છે તે સ્થળે ભરતી થાય છે અને તે વખતે સામી બાજુએ પણ ભરતી થાય છે. મોટી ભરતી પૂનમને દિવસે થાય છે; કારણ કે તે દિવસે સૂર્ય અને ચંદ્ર સામસામી બાજુએ હોય છે તેથી આકર્ષણ બન્ને બાજુએ થાય છે. સાતમ આઠમે નાની ભરતી થાય છે કારણ કે સૂર્ય અને ચંદ્ર કાટખૂણે હોય છે.

દરરોજ ભરતી બબે ઘડી મોડી થવાનું કારણઃ—પૃથ્વી દરરોજ પોતાની કક્ષામાં ૧ અંશ આગળ જાય છે, અને ચંદ્ર પૃથ્વી-

ની આસપાસ ફરવામાં રોજ ૧૩ અંશ ચાલે છે. એટલે આજ બપોરે ચંદ્ર જે જગા ઉપર હોય તેના કરતાં કાલ બપોરે ૧૩-૧= ૧૨ અંશ આગળ ગએલો હોય છે. માટે પૃથ્વી એક દિવસ ચાલ્યા પછી ૧૨ અંશ વધારે ચાલે ત્યારે તે જગા બીજે દિવસે ચંદ્ર નીચે આવે. પૃથ્વીને ૧૨ અંશ ચાલતાં ૪૮ મિનિટ લાગે એટલે આજ કરતાં કાલે ૪૮ મિનિટ અથવા બે ઘડી મોડો તેજ જગા ઉપર ચદ્ર આવે. આ કારણથી ભરતી દરરોજ બબે ઘડી મોડી થતી જાય છે.

૧૯ સ—ધરતીકંપ તથા જ્વાળામુખીનાં કારણ લખો અને તેથી થતા લાભાલાભ સમજાવો. પૃથ્વીઉપરના જ્વાળામુખી લખો

જ—**ધરતીકંપ તથા જ્વાળામુખી થવાનાં કારણો:—** પૃથ્વીની અંદરના ભાગમાં ઘણી ગરમી રહેલી છે તેથી ખનીજ પદાર્થો પીગળીને તેનો રસ થાય છે. ઘન પદાર્થ કરતાં પ્રવાહી પદાર્થને રહેવા જગા વધારે જોઇએ તે પ્રમાણે થએલા રસને વધારે જગા જોઇએ તે મેળવવા તે પ્રયત્ન કરે છે તેથી ધરતી કંપે છે તેને ધરતીકંપ કહે છે. વધારે જોર કરી પર્વતને ફાડી તે બહાર નીકળે ત્યારે જ્વાળામુખી થયો કહેવાય છે.

**જ્વાળામુખી ફાટવાથી નીપજતાં પરિણામો:—**(૧) જ્વાળામુખી પર્વતની પડોશમાં ધરતીકંપના આચકા લાગે છે. (૨) મોટી ગર્જનાઓ સંભળાય છે. (૩) પર્વતમાથી વરાળના ગોટા નીકળે છે, (૪) પીગળેલા પત્થરનો રસ નદીરૂપે વહે છે અને તેઓના માર્ગમાં જે કંઈ આવે છે તેને બાળી નાંખે છે.

**જ્વાળામુખી પર્વતો:—**સીસીલીમાં એટના, ઇટાલીમાં વિ-

**સુવિઅસ**, આઇસલાંડ બેટમાં **હેકલા**, લિપારી બેટમાં **સ્ટ્રામ્બોલી** અને ચીલીમાં **કોતોપાક્ષી**.

**ધરતીકંપથી થતા લાભાલાભ:**—(૧) મનુષ્યનો નાશ કરે છે. (૨) મોટાં મોટાં શહેરો દટાઇ જાય છે (૩) કેટલીક જગાએ જમીન ઉપસી આવે છે એટલે પાણીની જગાએ જમીન અને જમીનની જગાએ પાણી બને છે.

**૨૦ સ**—નદીનું પાત્ર, આર્ટિઝીઅન વેલ, એસ્ચૂઅરી, સમૂમ, જીસર્ઝ, બાર, ઓએસીઝ, આઇસબર્ગ અને ડેલ્ટા કોને કહે છે તે દાખલા સહિત સમજાવો.

જ—જે જગાએ નદી વહેતી હોય તેને **નદીનું પાત્ર** કહે છે. જેમકે આમાઝોનનું પાત્ર.

જમીનની સપાટીએ ઉભરાતા કૂવા હોય તેને **આર્ટિઝીઅન વેલ** કહે છે.

સહરાના રણમાં જે એક જાતનો ઝેરી પવન વાય છે કે જેથી ઘણા માણસ મરી જાય છે તેને **સમૂમ** કહે છે.

આઇસલાંડમાં જે ગરમ પાણીના ઝરા છે તેને **જીસર્ઝ** કહે છે

નદી સમુદ્રને મળે છે તે વખતે તેના મોઢા આગળ જે રેતીના મોટા ઢગલા થાય છે તેને **બાર** કહે છે.

રણની અંદર કોઇ કોઇ વખતે મુસાફરી કરતાં ફળદ્રુપ જગા જડી આવે છે તેને **ઓએસીઝ** અથવા **રણદ્વીપ** કહે છે. જેમકે સહરાના રણમાં ફેઝાન.

બરફની હારો પર્વત ઉપરથી ખસી પડી દરીઆમાં તરતી માલમ પડે છે તેને **આઇસબર્ગ** કહે છે.

નદી એક અથવા વધારે મુખે સમુદ્ર અગર મહાસાગરો મ-

ળતી વખતે જે ત્રિકોણાકાર પ્રદેશ બને છે તેને **ડેલ્ટા** કહે છે. જેમકે નીલ નદીનો ડેલ્ટા, ગંગાનો ડેલ્ટા.

**૨૧ સ—નીચેની વ્યાખ્યાઓ લખો.**

જળક્ષેપ પ્રદેશ, ઉચ્ચ પ્રદેશ, સામુદ્રધુની, સંયોગી ભૂમિ, ભૂશિર, અખાત, ઉપસાગર ને જળાશય પ્રદેશ.

જ—જે ઉંચી જગાએથી જુદી જુદી દિશાએ પાણી વહેતું હોય તેને **જળક્ષેપ પ્રદેશ** કહે છે. જેમકે ટીબેટ, સ્વીટઝર્લાન્ડ.

જે પ્રદેશ દરીઆની સપાટીથી ઘણો ઉંચો હોય તેને **ઉંચપ્રદેશ** કહે છે. જેમકે ટીબેટ.

પાણીના બે મોટા ભાગને સાંધનારા પાણીના નાના ભાગને **સામુદ્રધુની** કહે છે.

જમીનના બે મોટા ભાગને સાંધનારા જમીનાના નાના ભાગને **સંયોગીભૂમિ** કહે છે-

જમીનની અણી લાંબી થઇને ઘણા ગાઉસુધી સમુદ્રમાં ગએલી હોય તેને **ભૂશીર** કહે છે.

સમુદ્રની અણી લાંબી થઇને ઘણા ગાઉ સુધી જમીનમાં ગએલી હોય તેને **અખાત** કહે છે.

જે પ્રદેશમાં ઘણીજ નદીઓ વહેતી હોય તેને **જળાશય પ્રદેશ** કહે છે.

**૨૨ સ—કટિબંધ એટલે શું ? તે કેટલા છે તથા તેમાંના દરેકની હદ લખો.**

જ—હવા અને ગરમીના પ્રમાણમાં પૃથ્વીના પૃષ્ટના જે પાંચ ભાગ કરેલા છે તેને **કટિબંધ** કહે છે. કટિબંધ પાંચ છે.

વિષુવવૃત્તથી ઉત્તરે ૨૩॥ અંશ અને દક્ષિણે ૨૩॥ અંશ

એટલે કર્કવૃત્ત અને મકરવૃત્તની વચ્ચેના ભાગને **ઉષ્ણકટિબંધ** કહે છે. તેણે ૪૭ અંશ જગા રોકી છે.

કર્કવૃત્ત અને ઉત્તરધ્રુવવૃત્ત વચ્ચેના ભાગને **ઉત્તરસમસીતોષ્ણ કટિબંધ** કહે છે. તેણે ૪૩ અંશ જગા રોકી છે.

મકરવૃત્ત અને દક્ષિણધ્રુવવૃત્ત વચ્ચેના ભાગને **દક્ષિણ સમસીતોષ્ણ કટિબંધ** કહે છે. તેણે ૪૩ અંશ જગા રોકી છે.

ઉત્તરધ્રુવવૃત્ત અને ઉત્તરધ્રુવ વચ્ચેના ભાગને **ઉત્તરસીત કટિબંધ** કહે છે. તેણે ૨૩।। અંશ જગા રોકી છે.

દક્ષિણધ્રુવવૃત્ત અને દક્ષિણધ્રુવ વચ્ચેના ભાગને **દક્ષિણસીત કટિબંધ** કહે છે. તેણે ૨૩।। અંશ જગા રોકી છે.

**૨૩ સ**—ઉષ્ણ કટિબંધમાં આવેલો મૂલક લખો.

જ—દક્ષિણ અમેરિકાનો ઉત્તર ભાગ, વેસ્ટ ઇંડીયાના દ્વીપો, મેક્સિકોનો દક્ષિણ ભાગ, ઉત્તર અને દક્ષિણ આફ્રિકા સિવાય આખો આફ્રિકા, અરબસ્તાનનો દક્ષિણ ભાગ, હિંદુસ્તાનનો દક્ષિણ ભાગ, હિંદીચીન, મલયદ્વીપો અને આસ્ટ્રેલેશિઆનો ઉત્તર ભાગ.

**૨૪ સ**—ઉત્તર સમશીતોષ્ણ કટિબંધમાં આવેલો મૂલકલખો.

જ—ઉત્તર ભાગ સિવાય આખો કાનડા, યુનૈટેડસ્ટેટસ, મેક્સિકોનો ઉત્તર ભાગ, ઉત્તર અમેરિકાના ઉત્તર અને દક્ષિણ ભાગ સિવાય આખો ઉત્તર અમેરિકા, રૂશિઆના ઉત્તર ભાગ સિવાય આખો યુરોપ, આફ્રિકાનો ઉત્તર ભાગ, એશિઆના દક્ષિણ ભાગ સિવાય આખો એશિઆ.

**૨૫ સ**—દક્ષિણ સમશીતોષ્ણકટિબંધમાં આવેલો મૂલક લખો

જ—દક્ષિણ અમેરિકાનો દક્ષિણ ભાગ, દક્ષિણ આફ્રિકા ને આસ્ટ્રેલિયાનો દક્ષિણ ભાગ.

૨૬ સ—ઉત્તરશીત કટિબંધમાં આવેલો મૂલક લખો.

જ—કાનડાનો ઉત્તર ભાગ, આલીઆસ્કા, નોર્વેનો ઉત્તરભાગ અને રૂશિઆનો ઉત્તર ભાગ.

૨૭ સ—ઉષ્ણ કટિબંધમાં આવેલો અંગ્રેજનો મૂલક લખો.

જ—ફીજી દ્વીપો, હાંડુરાસ, ગીયાના, બહામા, જામેકા, ત્રીનીદાદ બાર્બેદોજ, આશેન્સન, સેંટહેલીના, મોરીસ, સૈચલ, સોકોટ્રા, સાંગલુઇ, બાથર્સ્ટ, કેપકોસ્ટકાસલ, પીરમ, એડન, હિંદુસ્તાનનો ઘણો ખરો ભાગ, લંકા, લક્ષદ્વીપ, માલદ્વીપ, અંદામાન, નીકોબાર, બ્રહ્મદેશ, ઉત્તર આસ્ટ્રેલિયા, સારાવાક, લાબુઅન વગેરે.

૨૮ સ—ઉત્તર સમસીતોષ્ણ કટિબંધમાં આવેલો અંગ્રેજનો મૂલક લખો.

જ—કાનડાનો ઘણોખરો ભાગ, નોવાસ્કોશીઆ, પ્રીન્સએડવર્ડ, વોનકુવર, કેપબ્રિટન, હાંડુરાસ, ગ્રેટબ્રિટન, આયર્લાન્ડ, જીબ્રાલ્ટર, માલ્ટા, ગોઝો, કોમીનો હેલીગોલાંડ, હોંગકોંગ.

૨૯ સ—દક્ષિણ સમશીતોષ્ણ કટિબંધમાં આવેલો અંગ્રેજનો મૂલક લખો.

જ—ન્યુઝીલાંડ, ફાકલાંડ. કેપકાલોની, નાતાલ, આરેંજ, ત્રાંસવાલ, દક્ષિણ આસ્ટ્રેલિઆ, ટાસ્માનીઆ વગેરે.

૩૦ સ—પૃથ્વી ઉપરના મહાસાગરો ગણાવો અને તે દરેકનો વિસ્તાર જણાવો.

(૧) પાસિફિક મહાસાગરનો ૭ કરોડ અને ૨૧ લાખ ચોરસ માઇલનો છે.

(૨) આટલાંટિક મહાસાગરનો ૩ કરોડ અને ૫૦ લાખ ચોરસ માઇલનો છે.

(૩) હિંદી મહાસાગરનો ૨ કરોડ અને ૫૦ લાખ ચોરસ માઇલનો છે.

(૪) ઉત્તર મહાસાગરનો ૫૦ લાખ ચોરસ માઇલનો છે.

(૫) દક્ષિણ મહાસાગરનો ૮૦ લાખ ચોરસ માઇલનો છે.

**૩૧ સ**—પાસિફિક મહાસાગરમાં આવેલા બેટ ગણાવો.

જ—સગેલીઅન, નીફોન, યસો, સીકોપ, કીસ્યુ, હેનાન, ફાર-મોસા, હોંગહોંગ, ચુસન, મકાઉ, લુચ્ચુ, કુચ્યુ, પીનાંગ. સીંગાપુર, આલુશીઅન, વેનકુવર, ચીલોઇ, જુવાનફર્નાંડીઝ અને ઓશિયાન્યામાં પોલીનીશીઆ સિવાયના તમામ.

**૩૨ સ**—આટલાંટિક મહાસાગરના બેટ ગણાવો.

જ—એસલાંડ, ફેરો, ગ્રેટબ્રિટન, આયર્લાંડ, આર્કની, શેટલાં-ડ, હેબ્રીડીસ, આજોર્સ, મદીરા, કેપવર્ડ, ફર્નાંદોપો, અનાબોન, પ્રિન્ચટાપુ. સેંટ ટામસ, આશેન્સન, સેંટહેલીના, પ્રીન્સ એડવર્ડ આં-નિકાસ્તી, કેપબ્રિટન, ન્યુફાઉલાંડ, વેસ્ટ ઇંડિયાનાં તમામ દ્વીપો, મોટાં આંટીલીસ અને નાનાં આંટીલીસ.

**૩૩ સ**—હિંદી મહાસાગરમાં આવેલા બેટ લખો.

જ—પીરમ, એડન, લક્ષદ્વીપ, માલદ્વીપ, અંડામાન, નીકોબાર લંકા. પ્રીન્સવેલ્સના ટાપુ, જાંજીબાર, માડાગાસ્કર, કોમોરો, બુર્બોન, મોરીસ, સૈચલ, સોકોટ્રા, કરક, કિસ્મ, હોર્મજ.

**૩૪ સ**—ઉત્તર મહાસાગરમાં આવેલા બેટ લખો.

જ—સ્પીસ્ટબર્ગ નોવાઝેમ્બલા, માજીરો, લોફોડન, ગ્રીન્લાંડ અને ન્યુસૈબિરીઆ.

**૩૫ સ**—દક્ષિણ મહાસાગરમાં આવેલા બેટ લખો.

જ—ટેરાડેલફુએગો, સ્ટેટન, ફાકલાંડ, જોર્જીઆ ને પોલિનિશિયાના તમામ બેટ.

૩૬ સ—ભૂમધ્ય સમુદ્રમાં આવેલા બેટ લખો.

જ—કાર્શીકા, હીરીજ, બલ્યારી ટાપુઓ (માર્જોર્કા, મિનાર્કા, ઐવીઝા, ફારમેન્ટરા) સીસીલી, સાર્ડિનીઆ, એલ્બા, માલ્ટા, ગોઝો, ક્રીટ અથવા કાંડીઆ, લેમનોસ આયોનિયન, નીગ્રોપોંઈટ, સેકલેડીસ ક્રામીનો, લીપારી. લીસ્બોન, સામોસ, કોસ, રોડસ. સૈપ્રસ.

૩૭ સ—બાલ્ટિક સમુદ્રમાં આવેલા બેટ લખો.

જ—ઝીલાંડ, ફ્યુનાંન, લાલાંડ, ગોથલાંડ, ઓલાંડ અને રૂગે।

૩૮ સ—જર્મન સમુદ્રમાં આવેલા બેટ લખો.

જ—બાલકેરન, ટેકસલ ને હેલીગોલાં'.

૩૯ સ—પાસિફિક મહાસાગરને મળનારી નદીઓ ક્યાંથી નીકળી ક્યાં ક્યાં વહે છે, અને તેના ઉપરના મુખ્ય શહેર લખો.

જ—

| નદીનું નામ. | ક્યાંથી નીકળે છે | ક્યાં વહે છે. | તેનાઉપરનાંશહેર. |
|---|---|---|---|
| પેહહો. | ચીનના પર્વતમાંથી. | ચીન. | પેકીન. |
| હોઆંગહો. | „ | „ | |
| યાગસે કયાગ. | „ | „ | નાનકીન. |
| કંતાન. | „ | „ | કંતાન. |
| આમુર. | આલતાઇ પર્વત. | એ. રૂશિઆ. | ... |
| કામ્બોડીઆ. | „ | કોચીન ચીન. | સાઇગોન. |
| મેનામ. | „ | હિંદી ચીન. | બાંકોક, યુથીઆ |
| યુકોન. | રાકી. | યૂનેટેડ સ્ટેટસ. | ... |
| રીઓકોલોરાડો | અલીધાની. | „ | ... |

૪૦ સ—આટલાંટિક મહાસાગરને મળનારી નદીઓ ક્યાંથી નીકળી ક્યાં ક્યાં વહે છે, તથા તેના ઉપરનાં શહેર લખો.

જ—

| | | | |
|---|---|---|---|
| શીનાન. | મોર્ન. | આયર્લાંડ. | લીમરીક. લંડનડરી |
| લુઓર. | આલ્પ્સ. | ફ્રાન્સ. | નાન્ટસ. |
| ગારોન. | ,, | ,, | બોર્ડો, તુલુઝ. |
| ડુરો. | સ્પેનના પર્વત | સ્પેન,પોર્ટુગાલ. | ઓપોર્ટો. |
| ટેગસ. | ,, | ,, | ટે.લીડો, લીસ્બોન. |
| સેનીગાલ. | કાંગ. | સેનીગાંબિઆ. | સાંગલુઇ. |
| ગાંબીઆ. | ,, | ,, | બાથર્સ્ટ. |
| રિઓગ્રાન્ડ. | ,, | ,, | ... |
| નૈજર. | ,, | સુદાન. | સેગો, તિમ્બકતુ. બોચ્યાગ. |
| કાંગો કે ઝેર. | | પશ્ચિમ આફ્રિકા | ... |
| આરેંજ. | દ૦ આ૦ પર્વત | દક્ષિણ આફ્રિકા | ... |
| સેંટ લારેન્સ. | રાકી. | કાનડા. | ટોરાંટો, માટ્રીઆલ ને કવીબેક. |
| મીસીસીપી. | અલિઘાની. | યુનેટેડ સ્ટેટસ. | ન્યુઓર્લિયન્સ. |
| મીસુરી. | ,, | ,, | સે ટલુઇસ. |
| ઓહીઓ. | ,, | ,, | ... |
| લાલ. | ,, | ,, | ... |
| રિઓગ્રાન્ટડલનાર્ટ | ,, | ,, | બાલ્ટીમાર. |
| ઓરીનોકો. | આંડેજ. | વેનેઝુએલા. | ... |
| આમાઝોન. | ,, | બ્રાઝીલ | ... |
| સાનફ્રાન્સિસકો | ,, | ,, | ... |

૪૧ સ—હિંદી મહાસાગરને મળનારી નદીઓ ક્યાંથી નીકળી ક્યાં ક્યાં વહે છે, અને તેના ઉપરનાં શહેરો લખો.

જ—

| | | | |
|---|---|---|---|
| સિંધુ. | હિમાનય. | કાશ્મિર, પંજાબ ને સિંધ. | મુલ્તાન, હૈદ્રાબાદ. કરાંચી. |
| નર્મદા. | વિંધ્યાચળ. | હૈદ્રાબાદ,ગુજરાત | ચાણોદ, ભરૂચ. |
| તાપી. | સાતપૂડા. | " " | સુરત. |
| ગોદાવરી. | સહ્યાદ્રિ. | હૈદ્રાબાદ, મદ્રાસ ઇ. | નાશીક, ત્રંબક. |
| મહી. | મધ્ય પ્રાંતના ડુંગરમાંથી. | ઓઢિઆ. | જગન્નાથ. |
| કૃષ્ણા. | સહ્યાદ્રિ. | હૈદ્રાબાદ મદ્રાસ. ઈ. | મછલીપટ્ટણ. |
| ગંગા. | હિમાલય. | વાયવ્ય પ્રાંતને બંગાળામાં. | કાશી, અલ્હાબાદ. |
| બ્રહ્મપુત્રા. | " | ટિબેટ | ગોહત્તી. |
| ઇરાવતી. | " | હિંદીચીન | માંદલેજ. |
| જામ્બેઝી. | આલાટીકા. | પૂર્વ આફ્રિકા | ... |

૪૨ સ—ઉત્તર મહાસાગરને મળનારી નદીઓ ક્યાંથી નીકળી ક્યાં ક્યાં વહે છે, અને તેનાં ઉપરનાં શહેર લખો.

જ—

| | | | |
|---|---|---|---|
| ઓબી. | આલતાઈ. | એશિઆઇરૂશિયા | તોબોલ્સ્ક. |
| એનેસી. | " | " | ... |
| લીના. | " | " | ઇર્કુટ્સ્ક. |
| ઉત્તર ડ્વીના. | " | યુરોપિ રૂશિઆ | આર્કેન્જલ. |
| માકેન્ઝી. | રાકી. | કાનડા. | ... |

૪૩ સ—ભુમધ્ય સમુદ્રને મળનારી નદીઓ ક્યાંથી નીકળી ક્યાં ક્યા વહે છે, અને તેના ઉપરનાં શહેર લખો.

જ—

| | | | |
|---|---|---|---|
| હ્રોન. | આલ્પ્સ. | ફ્રાન્સ. | લેઓન્સ. |
| ઇબ્રો. | પીરીનીઝ. | સ્પેન. | સારાગોસા. |
| આર્નો. | ઇટાલીનાપર્વત. | ઇટાલી. | ફ્લોરેન્સ, પૈઝા. |
| ટૈબર. | ,, | ઇટાલી. | રોમ. |
| નીલ. | વીકટોરિઆ ન્યાઝા. | મીસર. ,, | કાયરો, રોસેટા, દામીએટા, આલેક-ઝાંદ્રીઆ, ખાર્તુમ |

૪૪ સ—બાલ્ટિક સમુદ્રને મળનારી નદીઓ કયાંથી નીકળી ક્યાં કયા વહે છે, અને તેના ઉપરનાં શહેર લખો.

જ—

| | | | |
|---|---|---|---|
| ઓડર. | આલ્પ્સ. | જર્મની. | બેરલીન, ફ્રાન્કફોર્ટ, સ્ટેટીન. |
| વિશ્ચુલા | ,, | ,, | વાર્સા, ડાન્ટઝીક. |
| પશ્ચિમ દ્વીના. | ,, | યુરોપી રૂશીઆ | રેગા. |
| નીવા. | ,, | ,, | સેંટપીટર્સબર્ગ કો-ન્સ્ટંટ |

૪૫ સ—જર્મની સમુદ્રને મળનારી નદીઓ ક્યાંથી નીકળી ક્યાં ક્યાં વહે છે, અને તે ઉપરનાં શહેર લખો.

જ—

| | | | |
|---|---|---|---|
| ટેમ્સ. | ઇંગ્લાંડના પર્વત. | ઇંગ્લાંડ. | લંડન. |
| ટ્વીડ. | સ્કાટલાંડનાપર્વત | સ્કાટલાંડ. | ... |
| ફોર્થ. | ,, | ,, | ... |
| ડી. | ,, | ,, | ... |
| સ્પે | ,, | ,, | ... |
| નેસ. | ,, | ,, | ... |

| ટે | ,, | ,, | ... |
|---|---|---|---|
| મ્યુસ. | આલ્પ્સ. | હોલાંડ. | રોટરડામ |
| શેલ્ટ. | ,, | બેલ્જીયમ. | આન્ટવર્પ ને ઘેન્ટ. |
| વાહ્‌લ. | ,, | હોલાંડ. | આમ્સ્ટર્ડામ. |
| ર્‌હાઇન. | ,, | જર્મની. | સ્ટ્રાસબર્ગ નિકોલોન. |
| એલ્બ. | ,, | ,, | માગડીબર્ગ, હામ-બર્ગ, આલ્ટોના, ડ્રે-સ્ડન. |
| વિસર | ,, | ,, | બ્રેમેન. |

૪૬ સ—કાળા સમુદ્રને મળનારી નદીઓ કયાંથી નીકળી કયા કયા વહે છે, અને તેના ઉપરનાં શહેર લખો.

જ—

| નીપુર. | આલ્પ્સ. | યૂરોપી રૂશીઆ | |
|---|---|---|---|
| ડાન્યુબ. | ,, | આસ્ટ્રીઆ ને હંગરી. | વિએના, પ્રેસબર્ગ, બ્યૂડા, બેલગ્રેડ. |

૪૭ સ—એશિઆ ખંડમાનો અંગ્રેજનો, ફ્રેન્ચનો અને વલંદાનો મૂલક લખો.

જ—**એશિઆખંડમાં અંગ્રેજનો મુલક**—પીરમ, એડન, સીલોન, હિંદુસ્તાનનો ઘણોખરો ભાગ, પ્રિન્સ ઓફ વેલ્સના ટાપુ, મલાકા, વેલેસ્લી, પીનાંગ, સીંગાપુર, હોંગકોંગ, સૈપ્રસ, લક્ષદ્વીપ, માલદ્વીપ, અંદામાન, નીકોબાર બ્રહ્મદેશ, કરેટા વગેરે

**એશિઆખંડમાં ફ્રેંચ તાબાનો મુલક**—ચંદ્રનગર, યાનાન કારીકલ, માહી, પાંદેચરી, સાઇગોન, કામ્બોડીઆ નદીની આજુબાજુનો મુલક વગેરે.

**એશિઆખંડમાં વલંદા તાબાનો મૂલક**—ચીન્સુરા.

૪૮ સ—યુરોપખંડમાંનો અંગ્રેજનો, ફ્રેંચનો અને વલંદાનો મૂલક લખો.

જ—યુરોપખંડમાં અંગ્રેજ તાબાનો મૂલક—ગ્રેટબ્રિટન, આયર્લાંડ, જીબ્રાલ્ટર, માલ્ટા, ગોઝો, કોમીનો, હોલીગોલાંડ.

યુરોપખંડમાં ફ્રેંચ તાબાનો મૂલક—ફ્રાન્સ, કોર્શીકા. હી- રીજ ને અશન્ટ.

યુરોપખંડમાં વલંદા તાબાનો મૂલક—હોલાંડ, આમ્સ્ટેરન ટેકસલ.

૪૯ સ—આફ્રિકાખંડમાંનો, અંગ્રેજનો, ફ્રેંચનો અને વલંદા તાબાનો મૂલક લખો.

જ—આફ્રિકાખંડમાં અંગ્રેજ તાબાનો મૂલક:—મગદલા બાથર્સ્ટ, સીએરાલીઓન, કોપકોસ્ટકાસલ, કેપકાલોની, નાતાલ, અ- સેન્સન, આરેંજનદીનું રાજ્ય, ટ્રાંસવાલ, ક્રીટોન, સેંટહેલીના, મો- રીસ, સૈશ્ચલ્સ, સોકોટ્રા વગેરે.

આફ્રિકાખંડમાં ફ્રેંચ તાબાનો મૂલક:—પ્રાંગ્રબુધ, બુર્બોન, અલજીરીઆ.

૫૦ સ—અમેરિકા ખંડમાંનો અંગ્રેજનો, ફ્રેંચનો અને વ- લંદા તાબાનો મૂલક લખો.

જ—અમેરિકા ખંડમાં અંગ્રેજ તાબાનો મૂલક:—કાન- ડાનો ઘણોખરો ભાગ, નોવાસ્કોશિઆ, પ્રીન્સ એડવર્ડ, વેનકુવર, કેપબ્રિટન, હાંડુરાસ. ન્યુફોલાંડ. ત્રીનીદાદ, બાર્બેદોઝ, જામેકા, બ- ર્મુડા, બહામા, ફાકલાંડ. બ્રિટિશ ગિયાના, વગેરે.

**અમેરિકા ખંડમાં ફ્રેંચ તાબાનો મૂલક:**—માર્ટીનીક, ગ્વાડેલૂપ અને ફ્રેંચ તાબાનો ગિયાના.

**અમેરિકા ખંડમાં વલંદા તાબાનો મૂલક:**—વલંદા તાબાનો ગિયાના.

**૫૧ સ**—ઓશિયાન્યામાંનો અંગ્રેજ, ફ્રેંચ અને વલંદા તાબાનો મૂલક લખો.

**જ—ઓશિયાન્યામાં અંગ્રેજ તાબાનો મૂલક:**—આસ્ટ્રેલીઆ, ટાસ્માનીઆ, ન્યુઝીલાંડ, ફીજીદ્વીપો, સારાવાક અને લાબુઅન.

**ઓશિયાન્યામાંમાં ફ્રેંચ તાબાનો મૂલક:**—ન્યુકયાલેડોનીઆ સોસાયટી, ને માર્કવિસાસ.

**ઓશિયાન્યામાં વલંદા તાબાનો મૂલક:**—પડાંગ. બેન્કુલીન, જાવા. બોર્નીઓ, સેલીબીસ, મસાલાના ટાપુ અને ન્યુગીની.

**૫૨ સ**—નીચેના દેશોમાં મુખ્યત્વે કરીને કઇ કઇ વસ્તુઓ બને છે.

ફ્રાન્સ, રૂશીઆ, તુર્કસ્તાન, ચીન અને જાપાન.

**જ—ફ્રાન્સ**—દ્રાક્ષનો દારૂ, રેશમી, શણનું અને ઉનનુ કાપડ. ફોર. કાચ, આભૂષણ ઇત્યાદિ.

**રૂશિઆ**—ધાન્ય, શણ, ભીંડી, ભરત ભરવાનું લુગડું, દોરડાં ડામર, સરેશ વગેરે.

**તુર્કસ્તાન**—ધાન્ય. ઉન, ગુલાબનું અત્તર, રેશમ. ચામડાં, ઇમારતી લાકડું, મીઠું, તમાકુ, ઇત્યાદિ.

**ચીન**—ચા, ખાંડ, રેશમ, સુતરાઉ કાપડ, રમકડાં, મખમલ, સાટિન, ચીનાઈ વાસણ ઇત્યાદિ.

**જાપાન**—તરવાર, ચીનાઈ વાસણ, લખોટેલાં વાસણ ઇત્યાદિ

**૫૩ સ**—નીચેના ખનીજ પદાર્થો દુનીઆના કયા કયા ભાગમાંથી મળી આવે છે?

લોઢું, સોનું, રૂપું, ત્રાંબુ, જસત, સીસું, કલાઇ, પારો, ગંધક કેરોસીન તેલ, કોયલા, હીરા, ફટકડી, સિંધવ, આરસપહાણ, જવાહિર, ડામર, ચાક, અબરખ, ટંકણખાર, પ્લાટીનમ.

**જ—લોઢું**—લંકા, કપડવણજ, મધ્યપ્રાંત, પંજાબ, બંગાળા આસામ, ઇંગ્લાંડ, સ્કાટલાંડ, સ્વીડન, આસ્ટ્રિઆ ને હંગરી, યુનૈટેડસ્ટેટસ, ફ્રાન્સ ને રૂશિયા.

**સોનું**—જાપાન, જેપુર, આફ્રિકાને પશ્ચિમ કાંઠે, દક્ષિણ આફ્રિકા, પૂર્વ આફ્રિકા, રૂશિયા, કોલંબીયા, યુનૈટેડસ્ટેટસ, આસ્ટ્રેલિઆ, ન્યુઝીલાંડ, બ્રાઝીલ, પેરૂ ને મેક્સિકો.

રૂપું—રજપૂત સંસ્થાન, જાપાન, સ્વીડન, નોર્વે બાબરી સંસ્થાન ને મેક્સિકો.

**ત્રાંબું**—રજપૂત સંસ્થાન, બંગાળા, સંયુક્ત પ્રાંતો, બાબરી સંસ્થાનો, મેક્સિકો, બોલીવિયા, ચીલી, આસ્ટ્રેલિઆ, સ્વીડન, સાકસની, ગ્રેટબ્રિટન, હિંદુસ્તાનમાં અજમેર, અલવર, આર્કાટ, બલારી ભાવલપુર, બુંદેલખંડ, મધ્ય હિંદુસ્તાન, કડપા વગેરે.

**જસત**—મધ્યપ્રાંત, એશિઆઈ રૂશિયા, જર્મની, યુનૈટેડસ્ટેટસ ઇટાલી, ફ્રાન્સ, સ્પેન, સ્વીડન, સાર્ડીનીઆ, ગ્રેટબ્રિટન, કાર્ડીગન.

**સીસું**—એશિઆઇ રૂશિયા, ગ્રીસ, આસ્ટ્રેલિઆ, ઇંગ્લાંડ, વેલ્સ, સ્કાટલાંડ, આયર્લાંડ, ફ્રાન્સ, જર્મની, અમેરિકા, સ્પેન, ગ્રેટબ્રિટન.

કલાઈ—એશિઆઇ રૂશિયા, ઇંગ્લાંડ, સ્કાટલાંડ, બોલેવિઆ, આસ્ટ્રેલિઆ, જર્મની, ચીલી, મેક્સિકો, કોર્નવાલ, યુનેટેડસ્ટેટ્સ, કાલિફોર્નિઆ.

પારો—સ્પેન, કોર્નવાલ, ઇટાલી, દક્ષિણ અમેરિકા, આસ્ટ્રેલિઆ, જર્મની, ન્યુ આલ્મ ડન.

ગંધક—ઇટાલી, માળવા, તુર્કસ્તાન, ઇરાન, મિથ

કેરોસીન તેલ—જર્મની, યુરોપી રૂશિઆ, સ્વતંત્ર સંસ્થાન, બાકુ, બ્રહ્મદેશ, તાર્તરી.

કોયલા—મધ્યપ્રાંત, આસામ, જાપાન, ઇંગ્લાંડ, સ્કાટલાંડ, યુનેટેડસ્ટેટ્સ, આયર્લાંડ, ફ્રાન્સ, જર્મની, સ્વીડન.

હીરા—બુંદેલખંડ, નિઝામના રાજ્યમાં, ઇરાન અને દક્ષિણ આફ્રિકા.

ફટકડી—પંજાબ, કચ્છ, બહાર, સિંધ, બ્રહ્મદેશ, ઇટાલી ને ઇંગ્લાંડ;

સિંધવ—પંજાબ.

આરસપહાણ—મારવાડ.

જવાહીર—ઇંગ્લાંડ, સ્કાટલાંડ, બ્રાઝીલ, અર્ચ, તેહરી, પન્ના ને બુંદેલખંડ.

ડામર—યુરોપી રૂશિયા.

ચાક—પાડિચેરી ને ત્રિચીનાપલ્લીની વચ્ચેના મૂલકમાં, હિમાલયના વાયવ્ય ભાગમાં ને યુરોપમાં.

અબરખ—મદ્રાસ ઇલાકો, વિજાગાપટ્ટણ, બંગાળામાં હજારી બાગ, મુંબાઇ, સાવંતવાડી. બંગાળામાં ગયા, એશિઆમાં સૈબિરિઆ અને અમેરિકામાં પેરૂ.

ટંકણખાર—પંજાબ, ટિબેટ, પેરૂ, કાલિફોર્નીઆ ને લંકા.

પ્લાટીનમ—યુરલપર્વત ને બ્રાજીલ.

૫૪ સ—નીચેના પ્રાણીજ પદાર્થો ક્યાંથી મળી આવે છે?

હાથીદાંત, શાહમૃગનાં પીછાં, ગુવાનો, પરવાળાં, મોતી, ઉન, ચામડાં, રેશમ, વાદળી, કાચબાની ઢાલ ને અંબર.

જ—હાથીદાંત—લંકા, પશ્ચિમ આફ્રિકા, દક્ષિણ આફ્રિકા, પૂર્વ આફ્રિકા ને મધ્ય આફ્રિકા.

શાહમૃગનાં પીછાં—પશ્ચિમ આફ્રિકા, દક્ષિણ આફ્રિકા ને ન્યુગીની.

ગુવાનો—પેરૂ.

પરવાળાં—તુર્કસ્તાન, આસ્ટ્રેલિઆના કારલ સમુદ્રમાં.

મોતી—લંકાની આજુબાજુના દરીઆમાંથી, ઇરાની અખાતમાંથી.

ઉન—રજપૂતસંસ્થાન, કાશ્મિર, બલુચિસ્તાન, ચીન, ઇંગ્લાંડ, ફ્રાન્સ, સ્પેન, પોર્ટુગાલ, જર્મની, યુરોપીરૂશિઆ, આસ્ટ્રેલિઆ, હંગરી, યુરોપીતુર્કસ્તાન, દક્ષિણ આફ્રિકા, પેરૂ, બોલેવિઆ, ચીલી, ઉરૂગુવાઇ, ટાસ્માનીઆ ને ન્યુઝીલાંડ.

ચામડાં—મધ્યપ્રાંત, કાશ્મીર, સંયુક્તપ્રાંત, બલુચિસ્તાન, સ્પેન, યુરોપી તુર્કસ્તાન, યુરોપી રૂશિઆ, બાર્બરી સંસ્થાન, પશ્ચિમ આફ્રિકા, દક્ષિણ આફ્રિકા, કાનડા ઇલાકો, મેક્સિકો, ચીલી, પારાગુવઇ, ઉરૂગુવાઇ, લાપલાટા ને આસ્ટ્રેલિઆ.

રેશમ—પંજાબ, ચીન, હિંદુસ્તાન, ફ્રાન્સ, સ્પેન, પોર્ટુગાલ, બેલ્જીઅમ, સ્વીટ્ઝર્લાંડ, ઇટાલી, યુરોપી તુર્કસ્તાન, હિંદુસ્તાન ને જાપાન.

**વાદળી**—તુર્કસ્તાન.

**ચરબી**—યુરોપિ રશિઆ, ચીલી, લાપલાટા, ઉરૂગુવાઇ ને આસ્ટ્રેલિઆ.

**કાચબાની ઢાલ**—પશ્ચિમ આફ્રિકા.

**અંબર**—જર્મની, દરીઆની માછલીના ઉલટી કરવાથી તથા ડુગાર કરવાથી મળી આવે છે.

**૫૫ સ**—નીચેના ઉદ્‌ભિજ પદાર્થો કયાંથી મળી આવે છે?

કેશર. રબ્બર, રૂ, ચા, બુંદ, કોકમ, ચોખા, હિંગ, દારૂ, અફીણ, ગળી, ખાંડ, તેજાનો, તમાકુ, નાળિએર, સોપારી, સૂકોમેવો, સુખડ, પેરૂની છાલ, દ્રાક્ષ, ગુંદર, શાલ, સાગ, સીસમ, એલચી, મહુડાં, ઘઉં, કાથો, તેલીબીયાં, કસુંબી, બદામ, લાખને અંજીર

**જ—કેશર**—ઇરાન, નેપાળ ને ઇંગ્લાંડ.

**રબ્બર**—કોલંબીયા ને એક્વાડોર.

**રૂ**—હૈદ્રાબાદ, મધ્યપ્રાંત, ગ્વાલીઅર, પંજાબ, અયોધ્યા, સંયુક્તપ્રાંતો, આસામ, લંકા, મિસર, દક્ષિણ આફ્રિકા, યુનેટેડસ્ટેટસ, કોલંબીયા, વેનેજુઇલા, ગિયાના, બ્રાજીલ, ચીલી ને આસ્ટ્રેલિઆ.

**ચા**—તીરાઇ, નીલગીરી પર્વત ઉપર, પંજાબ, આસામ, લંકા, કુમાઉન, દાર્જીલીંગ, કાચાર, કાંગરા, હજીરાબાદ, ચીતાગાંગ, જાપાન, પારાગુવાઇ, દક્ષિણ અમેરિકા, નાતાલ ને આસ્ટ્રેલિઆ.

**કોકમ**—દક્ષિણમાંથી.

**ચોખા**—સંબલપુર, નાગપુર, છત્રીસગઢ, અયોધ્યા, લંકા, હિંદીચીન, પશ્ચિમ આફ્રિકા, યુનેટેડસ્ટેટસ, જોર્જીયા, કારોલેન.

**હિંગ**—અફ્ગાનિસ્તાન, સેઇસ્તપ્રાંતમાંથી, ખોરાસાન, હેરાત, અને હિંદકુશ પર્વતમાં.

**દારૂ**—ઇરાન, તુર્કસ્તાન, ફ્રાન્સ, સ્પેન, પોર્ટુગાલ, જર્મની, આસ્ટ્રિઆ, હંગરી, ઇટાલી, દક્ષિણ આફ્રિકા ને ગિયાના.

**અફીણ**—મધ્યપ્રાંત, માળવા, અયોધ્યા ને તુર્કસ્તાન.

**ગળી**—અયોધ્યા, સંયુક્ત પ્રાંતો, લંકા, ઇરાન, મેક્સિકો, કોલંબીયા ને મલયદ્વીપો.

**ખાંડ**—મૈસુર, ગ્વાલીઅર, પંજાબ, અયોધ્યા, સંયુક્તપ્રાંતો. બંગાળા, ઇરાન, દક્ષિણ આફ્રિકા, અમેરિકા, ગિયાના, બ્રાઝીલ, મલયદ્વિપો, મોરીસ, જર્મની, ચીન, સ્વતંત્રસંસ્થાન, વેસ્ટઇંડિઆના ટાપુ ને આસ્ટ્રેલિઆ.

**તેજાનો**—લંકા, મલયદ્વીપો, ન્યુગીની, મલાક્કા, જાવા, સુમાત્રા, વેસ્ટઇંડિયાના દ્વીપો, હિંદુસ્તાન ને ગિયાના.

**તમાકુ**—મધ્યપ્રાંત, પંજાબ, અયોધ્યા, ગુજરાત, લંકા, એશિઆઇ તુર્કસ્તાન, જર્મની, યુરાપી તુર્કસ્તાન, મિસર, બાર્બરી સંસ્થાન, વર્જીનીઆ, યુનૈટેડસ્ટેટસ, મધ્ય અમેરિકા, પારાગુવાઈ ને મલયદ્વીપો.

**નાળિએર**—મૈસુર, હિંદુસ્તાન. એકવાડોર ને બોલેવિયા.

**સોપારી**—મૈસુર, બંગાળા, આસામ, સીલહટ, કાચાર, મલબાર, લંકા, બ્રહ્મદેશ ને કાનડા.

**સુકોમેવો**—અફ્ગાનિસ્તાન, ઇરાન, તુર્કસ્તાન, ફ્રાન્સ, સ્પેન, પોર્ટુગાલ, આસ્ટ્રિઆ, હંગરી, ઇટાલી, યુરાપી તુર્કસ્તાનને બાર્બરી સંસ્થાન.

**સુખડ**—મૈસુર, હિંદુસ્તાન, ચીન, મલબાર ને ઇટાલી.

**પેરૂઝાડની છાલ**—કોલંબીઆ, એકવાડોર ને બોલેવીઆ.

**દ્રાક્ષ**—અફગાનિસ્તાન, ફ્રાન્સ ને સ્પેન.

**ગુંદર**--અરબસ્તાન ને પશ્ચિમ આફ્રિકા.

**શાલ**—કાશ્મીર ને જર્મની.

**સાગ**—મૈસુર, મધ્યપ્રાંત, સંયુક્તપ્રાંતો, હિંદીચીન, જાવા, ફીલીપાઇન, મલાયા, આર્કિપેલેગો, મલબાર, બ્રહ્મદેશ ને અરવલ્લીના પર્વત આગળ.

**સીસમ**—મૈસુર ને હિંદુસ્તાન.

**એલચી**—મૈસુર, હિંદુસ્તાનમા કેનેડા, કુર્ગ, મલબાર, બ્રહ્મ· દેશ કોચીનચીન, લંકા ને ચીન.

**મહુડાં**—મધ્યપ્રાત, અયોધ્યા ને સંયુક્ત પ્રાંતો.

**ઘઉં**—મધ્યપ્રાંત, અયોધ્યા, સંયુક્તપ્રાત, બંગાળા ને ચીલી.

**કાથો**—ગુજરાતમાં સુરત, પચમહાલ, ભરૂચ, અમદાવાદ જીલ્લામાં, થાણા, કોંકણ. મધ્યપ્રાંતમાં.

**તેલીઆચાં**—સંયુક્તપ્રાંત, વીલાસપુરની આસપાસનો મુલક, નેપાળ ને બ્રહ્મદેશ.

**કસુંબી**—સંયુક્તપ્રાંતમાં.

**બદામ**—કમાઉન, સીન્ધહદ, મસ્કત, આરાકાન, ઈરાન, મક્કા, મદીના, સીરાજ, હિંદીચીન, સ્પેન, પોર્ટુગાલ, ફ્રાન્સ ને ઈટાલી.

**લાખ**—મધ્યપ્રાંત, પંજાબ, સંયુક્તપ્રાંત ને પશ્ચિમ આફ્રિકા.

**અંજીર**—એશિઆમૈનર, સિરિયા, યુરોપ અને આફ્રિકામાં ભૂમધ્ય સમુદ્રના કાંઠા ઉપર અને અરબસ્તાનથી હિંદુસ્તાન સુધીનો અરબીસમુદ્રના કાંઠાનો ગરમ પ્રદેશ છે ત્યાં પણ થાય છે.

**૫૬ સ**—નીચેની વસ્તુઓ કયાં થાય છે ?

**ઘડિઆળ, અત્તર, રંગ, મીઠું, દીવાસળીની પેટી, તુરશર,**

પેરોજ, સુતરાઉ કાપડ, દોરડાં, સ્લેટ, કાચ, યંત્રો, કાગળ, ચીનાઇ વાસણ, વાજીંત્રો ને સરેશ.

જ—ઘડિઆળ—સ્વીટઝર્લાંડ ને અમેરિકા.

અત્તર—કાશ્મીર, ઇરાન, જર્મની ને યુરોપી તુર્કસ્તાન.

રંગ—મેક્સિકો.

મીઠું—ખારાઘોડા, બંગાળા, હિંદીચીન, જર્મની ને યુરોપી તુર્કસ્તાન.

દીવાસળીની પેટી—અમદાવાદ, જાપાન ને સ્વીડન.

તરવાર—અરબસ્તાન, જાપાન, શીરોઇ ને સ્પેન.

પેરોજ—ઇરાન ને અરબસ્તાન.

સાબુ—કપડવણજ, પ્રાંતીજ, તુર્કસ્તાન.

સુતરાઉ કાપડ—અમદાવાદ, મુંબઇ મધ્યપ્રાંત, અયોધ્યા, સંયુક્તપ્રાંત ને ઇંગ્લાંડ.

દોરડાં—હિંદુસ્તાન ને યુરોપીરૂશિયા.

સ્લેટ—બંગાળા.

કાચ—કપડવણજ, ઇંગ્લાંડ, સ્કાટલાંડ ને ફ્રાન્સ.

યંત્રો—ઇંગ્લાંડ, સ્કાટલાંડ, જર્મની ને આસ્ટ્રિઆ હંગરી.

કાગળ—ચીન, ઇંગ્લાંડ ને સ્કાટલાંડ.

ચીનાઇ વાસણ—ચીન, જાપાન ને જર્મની.

વાજીંત્રો—જર્મની.

સરેશ—યુરોપી રૂશીઆ.

૫૭ સ—અમેરિકામાં ચાલતી રાજ્યરીતી અને તેમના ધર્મ વિષે ટુંકામાં વર્ણન કરો.

જ—કાનડામાં અને યુનેટેડસ્ટેટસમાં વસેલા યુરોપી લોક ઘણું કરીને અંગ્રેજી ભાષા બોલે છે ને પ્રોટસ્ટંટ ધર્મ પાળે છે અને

અમેરિકાના બાકીના ભાગમાં જઇ વસેલા લોક ઘણું કરીને સ્પેન કે પોર્ટુગાલની બોલી બોલે છે. (બ્રાઝીલમાં પોર્ટુગાલની ને બાકીના ભાગમાં સ્પેનની), અને રોમન કાથોલિક પંથને માને છે. એમ ધર્મમાં અને ભાષામાં ભેદ હોવાનું કારણ એ છે કે ઉત્તર પ્રાંતોમાં અંગ્રેજ વસ્યા છે અને બ્રાઝીલમાં પોર્ટુગાલથી તથા બાકીના દેશોમાં સ્પેનથી ગયેલા લોક વસ્યા છે. અમેરિકાના રાજ્યો બહુધા પ્રજાસત્તાક છે.

૫૮ સ—યુરોપ તથા અમેરિકાના પ્રજાસત્તાક રાજ્ય લખો.

જ—**યુરોપનાં પ્રજાસત્તાક રાજ્યો**—ફ્રાન્સ ને સ્વીટઝર્લાંડ.

**અમેરિકાનાં પ્રજાસત્તાક રાજ્યો**—યુનેટેડસ્ટેટસ, કોલંબિયા વેનેજૂલા, એક્વાડોર, પેરૂ, બોલિવિયા, ચીલી, લાપ્લાટા, પારાગુવાઇ ને ઉરૂગુવાઇ.

૫૯ સ—યુનેટેડસ્ટેટસ, તુર્કસ્તાન (યુરોપખંડનું) અને ઇંગ્લાંડની રાજ્યપદ્ધતિ કેવા પ્રકારની છે તથા દરેકનું મુખ્ય શહેર લખો.

જ—યુનેટેડસ્ટેટસ એમાં પ્રજાસત્તાક રાજ્ય છે, તેની રાજધાની વોશિંગ્ટન છે. તુર્કસ્તાનમાં રાજાસત્તાક રાજ્ય છે. તેની રાજધાની કોન્સ્ટાંટિનોપલ છે, ઇંગ્લાંડમાં રાજા પ્રજાસત્તાક રાજ્ય છે. તેની રાજધાની લંડન છે.

૬૦ સ—ગ્રેટબ્રિટન એ દુનીઆમાં વેપારનું; સૌથી મોટામાં મોટું મથક થઇ પડયું છે તેનાં કારણ દર્શાવો.

જ—તેને ચોમેર ફરતો દરીઓ હોવાથી જળમાર્ગે વેપાર ચલાવવાની સારી જોગવાઈ મળી છે. (૨) લોકો સાહસિક અને કુશળ છે. (૩) તેનો કિનારો દાંતા દાંતાવાળો છે, તેથી ઠેકાણે ઠેકાણે વહાણો અને બારકસો રહી શકે એવાં ઘણાં બંદરો બની

શકમાં છે. (૪) તે બેટ હોવાથી પરદેશી હુમલાનું સારી રીતે રક્ષણ થઇ શકે છે. (૫) ઠંડી હવાને લીધે લોકોને નિરંતર ઉદ્યોગી થવાની જરૂર પડે છે. (૬) ત્યાંની જમીનમાંથી કોયલા, લોઢું, તાંબુ, કલાઇ વગેરે ખનીજો પુષ્કળ મળી આવે છે. (૭) લોકોને પોતાના દેશ ઉપર અદ્દભુત પ્રીતિ હોય છે. (૮) લોકોનામાં વહેવારિક બુદ્ધિ તેમજ ફરજની લાગણી ઘણી ઉંચી છે.

૬૧ સ—યુરોપની શ્રેષ્ટાઇનાં કારણ અને કાળા સમુદ્રને કાંઠે આવેલાં બંદર લખો.

જ—યુરોપની શ્રેષ્ટાઇનાં કારણ ૬૦ મા સવાલના જવાબમાં છે

કાળા સમુદ્રને કાંઠે આવેલાં બંદર—ત્રેબિઝાંડ નેસિનોપ.

૬૨ સ—એડિનબરો અને મોસ્કો એકજ અક્ષાંસ ઉપર છે તોપણ એડિનબરો કરતાં મોસ્કોમાં ગરમી વધારે પડે છે તેનું કારણ શું?

જ—એડિનબરો ને મોસ્કો બન્ને ઉ. અ. ૫૫ અંશ ઉપર છે પરંતુ એડિનબરો દરીઆને કિનારે છે અને મોસ્કો દેશના મધ્ય ભાગે છે માટે એડિનબરો કરતાં મોસ્કોમાં તાપ વધારે પડે છે.

૬૩ સ—યુરોપના દરેક દેશમાં કયા પ્રકારની રાજ્યનીતી ચાલે છે. અને કયો ધર્મ પાળવામાં આવે છે તે લખો.

જ—યુરોપમાં માત્ર તુર્કસ્તાનમાં મુસલમાની ધર્મ છે, બાકી સર્વ ઠેકાણે ખ્રિસ્તિ ધર્મ ચાલે છે. રૂશિઆ અને ગ્રીસના રહેવાશીઓ તથા યુરોપી તુર્કસ્તાનના બે તૃતિયાંશ લોક ગ્રીક ધર્મ પાળે છે. ગ્રેટબ્રિટન, હોલાંડ, જર્મની, ડેન્માર્ક, સ્વીડન અને નોર્વે તથા સ્વીટઝર્લાંડના લોકો પ્રોટેસ્ટંટ છે, અને બાકીના દેશો ઘણું કરીને રોમનકથલિક છે.

તુર્કસ્થાન અને રૂશિઆમાં રાજાની ઇચ્છા પ્રમાણે રાજ્ય વ્ય- વસ્થા કરવામાં આવે છે. બાકીના દેશોમાં પ્રજાની સંમતિથી કા- યદા બાંધીને તે પ્રમાણે રાજ્ય કરે છે. સ્વીટઝર્લાંડમાં અને ફ્રાન્સમા પ્રજાસત્તાક રાજ્ય છે, તેથી લોકો જેમને પસંદ કરે છે તેઓ રા- જ્ય ચલાવે છે.

૬૪ સ—યુનિવર્સિટી એટલે શું અને તેનાં યુરોપમાં કયાં કયાં સ્થળ છે.

જ—ઉંચા પ્રકારની અંગ્રેજી કેળવણીની તપાસ રાખનારૂં, તેનું ધોરણ નક્કી કરનારૂં તથા પરીક્ષકો નક્કી કરનાર વિદ્વાનોનું મંડળ

**યુરોપમાં યુનિવર્સિટીની જગાઓ**—ઓક્સફર્ડ, કેમ્બ્રિજ, લંડન, ડર્હામ, આબર્ડિન, એડિન્બરો, સેંટઆંડ્રુમ, ગ્લાસ્ગો, ડબ્લિન સાલામાંકા, કોઇમ્બ્રા, લેડન, યુટ્રેક્ટ, ગ્રોનિંગન, બર્લિન, લીપ્ઝીક, હાલ, ગોટિંગન, મ્યુનિચ, અપ્સલા, ઇન્સ્બ્રક, ઝુરિચ ને પાડુઆ.

૬૫ સ—યુરોપ અને આફ્રિકાના કિનારાની હદ અને હવા પાણીમાં શું શું ફેરફારો છે? તે ફેરફારથી બન્ને ખંડની પ્રજાની રીતભાત, ઉદ્યોગ અને કેળવણીપર શી શી અસર થઇ છે?

જ—યુરોપનો કિનારો ખંડિત છે તેથી ત્યાં ઘણાં બંદરો આવેલાં હોવાથી વેપાર સારો ચાલી શકે છે તેવો આફ્રિકાને કિનારે ઘણાં બંદરો આવેલાં ન હોવાથી ચાલી શકતો નથી.

યુરોપની હવા ઠંડી હોવાથી લોકો ચાલાક, સાહસિક અને ઉદ્યોગી છે. પણ આફ્રિકાની હવા ગરમ હોવાથી લોકો આળસુ છે.

૬૬ સ—કોઇપણ જગાની આબો હવા શા ઉપર આધાર રાખે છે તે લખો.

જ—કટિબંધ ઉપર આખો હવાનો આધાર છે. તે ઉપરાંત બીજાં કારણોથી પણ હવાની ઉષ્ણતામાં ફેર પડે છે.

એકજ અક્ષાંસ પરનાં બે સ્થળમાંનું એક રેતાળ વગડામાં હશે અને બીજું સમુદ્રની થડમાં હશે, અથવા એક સ્થળ પર્વતપર હશે અને બીજું ઉંડી ખીણમાં હશે, તો તે સ્થળના ઉષ્ણતામાનમાં ઘણો ફેર પડશે. તેમજ દરીઆની સપાટીથી ઉંચાઇ, સમુદ્રથી તેનું અંતર ચાલતા પવનો, સમુદ્રના પ્રવાહો અને જમીનના ભેજ ઉપર પણ તેનો આધાર રહેલો છે.

૬૭ સ—અસલના વખતમાં યુરોપના કયા દેશના લોક વિદ્યા હુન્નરમાં ચઢિઆતા હતા, અને હાલમાં કયા દેશના છે તે લખો.

જ—અસલના વખતમા ગ્રીસ અને ઇટલી ના લોક ચઢિઆતા હતા, અને હાલમાં ઇંગ્લાંડ, જર્મની, સ્વીડન અને સ્વીટઝર્લાંડના લોક છે.

૬૮ સ—આફ્રિકા ખંડમાથી વેપાર અર્થે પરદેશમાં કઇ કઇ ચીજો જાય છે?

જ—હાથીદાંત, શાહામૃગનાં પીછાં, સુવર્ણરજ, ચામડાં, ખાંડ.

૬૯ સ—નાઇલ નદીથી ઇજીપ્તને શો લાભ થાય છે? હિંદુસ્તાનની કોઇ નદી એ નદીની પેઠે કોઇ મૂલકને લાભ આપતી હોય તો કહો અને તેનો નાઇલ નદીની સાથે મુકાબલો કરો.

જ—મિસરમાં બીલકુલ વરસાદ વરસતો નથી પરંતુ નાઇલ નદીમાં પૂર આવવાથી મિસરમાં ખેતી સારી રીતે થઇ શકે છે. નાઇલ નદીના જેવી હિંદુસ્તાનમાં ગંગા નદી છે. ગંગા નદીમાં પણ ચોમાસામાં પૂર આવવાથી તેમજ તેમાંથી નહેરો કાઢેલી છે તેથી તે અયોધ્યા અને બંગાળાને લાભ આપે છે.

**નાઈલ અને ગંગાનદીનો મુકાબલો**—(૧) નાઇલ નદી સરોવરમાંથી નીકળે છે અને ગગાનદી પર્વતમાંથી નીકળે છે. (૨) નીલનદીના પુરથી ખેતી થાય છે તેમ ગંગાના પુરથી પણ ખેતી થાય છે. (૩) નીલ નદીમાંથી નહેરો કાઢેલી નથી પણ ગંગાનદીમાં થી નહેરો કાઢેલી છે. (૪) નીલનદી સમુદ્રને મળતાં ડેલ્ટા થય છે તેમ ગંગાનદી સમુદ્રને મળતાં ડેલ્ટા થાય છે. (૫) નીલનદીની લંબાઇ ૪૦૦૦ માઇલ છે અને ગંગાનદીની લંબાઇ ૧૫૬૦ માઇલ છે. (૬) નીલનદી દક્ષિણથી ઉત્તર તરફ વહે છે અને ગંગા પશ્ચિમથી પૂર્વ તરફ વહે છે.

૭૦ સ—નીચે લખેલાનો મુકાબલો કરો.

अ ઉત્તર અને દક્ષિણ ગોળાર્ધ.

ब દરીઆ કિનારાના રહેવાશી અને અંદરના દેશના લોકો.

જ—**अ ઉત્તર અને દક્ષિણ ગોળાર્ધનો મુકાબલો**—(૧) ઉત્તર ગોળાર્ધમાં જમીન ઘણી છે અને દક્ષિણ ગોળાર્ધમાં પાણી ઘણું છે. (૨) ઉત્તર ગોળાર્ધમાં દરીઆ કાઠો વાંકો છે અને દક્ષિણ ગોળાર્ધમાં સીધો છે. (૩) ઉત્તર ગોળાર્ધમાં દક્ષિણ ગોળાર્ધ કરતાં આઠ દિવસ સૂર્ય વધારે રહે છે. (૪) ઉત્તર ગોળાર્ધમાં જમીનની અંદર પાણી ગએલું છે અને દક્ષિણ ગોળાર્ધમાં પાણીની અંદર જમીન ગએલી છે (૫) ઉત્તર ગોળાર્ધ કરતાં દક્ષિણ ગોળાર્ધમાં ટાઢ વધારે પડે છે

**ब દરીઆ કિનારાના રહેવાશી અને અંદરના દેશના લોકોનો મુકાબલો**—(૧) પ્રાણી તથા વનસ્પતિને દરીઆની હવા તથા બીજી દરિઆઇ અસરો થાય છે તેની અસરો માહેના લોકોને (નથી થતી ૨) કાંઠાના લોક વેપારી અને અંદરના લોક ખેડુત

હોય છે (૩) કાંઠાની વસ્તી મિશ્ર હોય છે અને અંદરની મિશ્ર હોતી નથી (૪) કાંઠાના લોક સાહસિક, વેપારી અને પૈસાદાર હોય છે પણ અંદરના તેવા હોતા નથી.

**૭૧ સ**—પૃથ્વીપરના દ્વીપકલ્પો લખો તથા ઉત્તરમાં જતા દ્વીપકલ્પો લખો.

**જ**—એશિઆ માઇનર ( લઘુ એશિઆ ), અરબસ્તાન, હિંદુસ્તાન, હિંદીચીન, કોરીઆ, મલાયા, કામસ્કાટકા, આઇબીરીઅન ( સ્પેટ પોર્ટુગાલ ), જટલાંડ, સ્કાન્ડીનેવીઆ ( સ્વીડન નોર્વે ), ક્રીમીઆ, ઇટાલી, ગ્રીસ, મોરીઆ, લાબ્રાડોર, નોવોસ્કોશિઆ, ફ્લોરિડા, આલિઆસ્કા, યુકાટાન અને નીચલો કાલોફોર્નિઆ.

**ઉત્તરમાં જતા દ્વીપકલ્પો**—જટલાંડ ને યુકાટાન.

**૭૨ સ**—ડેલ્ટા એટલે શું? તે કેમ બને છે અને તેથી થતા ફાયદા વર્ણવો. દુનીઆના મુખ્ય ડેલ્ટાનાં નામ આપો.

**જ**—કેટલીક મોટી નદીઓના મુખ આગળ બહુ ફાંટા પડેલા હોય છે એટલે તે ઘણે મુખે સમુદ્રને મળે છે. તે બધાં મુખ ત્રિકોણ આકાર જગા રોકે છે માટે તે જગાને તે નદીનો ત્રિકોણ પ્રદેશ ( ડેલ્ટા ) કહે છે. ડેલ્ટામાં કાંપ ઠરેલો હોવાથી તેની જમીન ઘણી ફળદ્રુપ હોય છે તેથી પાક સારો થાય છે.

**દુનીઆ ઉપરના ડેલ્ટાનાં નામ**—નીલ, ગંગા, વોલ્ગા, હાઇન, ડાન્યુબ ને ઓરીનોકો એ નદીના મુખ આગળ ડેલ્ટા બનેલા છે.

**૭૩ સ**—પૃથ્વીની ચારે દીશા તરફ વહેનારી નદીઓ ખંડવાર લખો.

**જ—એશિઆ ખંડમાં ઉત્તરથી દક્ષિણ તરફ વહેનારી નદીઓઃ**—તેગ્રીસ, યુફ્રેતીસ, સિંધુ, ઇરાવતી, કામ્બોડીઆ, સાબરમતી.

**દક્ષિણથી ઉત્તર તરફ વહેનારી નદીઓ:**—ઓબી, એનેસી ને લીના.

**એશિઆમાં પશ્ચિમથી પૂર્વ તરફ વહેનારી નદીઓ:**—પેઇહો, હોઆંગહો, યાંકસેકયાંગ, કંતાન, આમુર, ગોદાવરી, કૃષ્ણા ને મહા.

**એશિઆમાં પૂર્વથી પશ્ચિમ તરફ વહેનારી નદીઓ:**—નર્મદા, તાપી, સિરદર્યા, આમુ (ઓકસસ).

**યુરોપમાં ઉત્તરથી દક્ષિણ તરફ વહેનારી નદીઓ:**—ડ્રોન, વોલ્ગા, યુરલ ને નિપર.

**યુરોપમાં દક્ષિણથી ઉત્તર તરફ વહેનારી નદીઓ:**—ઉતરદ્વીના, વિશ્યુલા, ઓડર, એલ્બ, વિસર, સેલ્ટ, મ્યુઝ ને સીન.

**યુરોપમાં પશ્ચિમથી પૂર્વ તરફ વહેનારી નદીઓ:**—ટેમ્સ ડાન્યુબ, ઇબ્રો, પો, આંડીજ.

**યુરોપમાં પૂર્વથી પશ્ચિમ તરફ વહેનારી નદીઓ:**—શાનાન, લુઆર, ગારોન, ડુરો. ટેગસ, આર્નો, તૈબર, નીવા ને પશ્ચિમદ્વીના.

**આફ્રિકામાં ઉત્તરથી દક્ષિણ તરફ વહેનારી નદીઓ:**—નૈઝર.

**આફ્રિકામાં દક્ષિણથી ઉત્તર તરફ વહેનારી નદીઓ:**—નીલ, નીલીનીલ ને અત્બારા.

**આફ્રિકામાં પૂર્વથી પશ્ચિમ તરફ વહેનારી નદીઓ:**—સેનીગાલ. ગાંબીઆ, રિઓગ્રાન્ડ, કાંગો કે જેર ને આરેંજ.

**આફ્રીકામાં પશ્ચિમથી પૂર્વ તરફ લહેનારી નદીઓ:**—જામ્બેઝી.

**અમેરિકામાં ઉત્તરથી દક્ષિણ તરફ વહેનારી નદીઓ:—** મીસીસિપી, મિશુરી, રિઓકોલોરાડો, રિઓગ્રાન્ટડલનાર્ટ, ઉરૂગુવાઇ, પારાના ને પારાગુવાઇ.

**અમેરિકામાં દક્ષિણથી ઉત્તર તરફ વહેનારી નદીઓ:—** માકેન્જી, એસ્કીમ્ઓ, સુરીનામ ને માગડાલેના.

**અમેરિકામાં પશ્ચિમથી પૂર્વ તરફ વહેનારી નદીઓ:—** સેંટલારેન્સ, ઓરીનોકો, આમાઝોન, ટોકાન્ટીન્સ ને સાન્ફ્રાન્સિસકો.

**૭૪ સ**—ભૂમધ્ય સમુદ્રને કાંઠે આવેલાં બંદરો લખો.

**જ**—જીબ્રાલ્ટર, બાર્સીલોના, વાલેન્સિઆ, કોરના, માર્સેલ્સ, નીસ, જીનોઆ, લેગહોર્ન, રોમ. નેપલ્સ, બ્રીન્ડિસી, વેનીસ, કોરિંથ, સીડન, ટાયર, એકર. જાફા.

**૭૫ સ**—યુરોપને પશ્ચિમ કિનારે આવેલાં બંદરો લખો.

**જ**—કેડીઝ, લિસ્બોન, આપોર્ટો, બેયોન બ્રેસ્ટ, સબર્ગ, કેલેજ, ઓસ્ટેન્ડ, હેમ, લેડન, એલ્સીનોર, કોપ્નહેગન, સ્ટ્રાલસેન્ડ, રૈગા, સેંટપીટર્સબર્ગ, સ્ટાકહોમ, કાલ્સક્રોના, ગોટનબર્ગ ને આર્કેજલ.

**૭૬ સ**—આફ્રિકાને ઉત્તર કિનારે આવેલાં બંદરો લખો.

**જ**—કાયરો (કેરો), આલેકઝાંદ્રીયા, પોર્ટસેયદ, સુવેજ, રોસેટા, દામીએટા, ત્રીપોલી, અલ્લજીઅર્સ તુનીસ, કાર્થેજ, તાંજીર, તેતુવાન.

**૭૭ સ**—આફ્રિકાને પૂર્વ કિનારે આવેલાં બંદરો લખો.

**જ**—સોફાલા, મોઝાંબિક, જાંજીબાર, મોંબાસ, બર્બરા અને જેલા.

**૭૮ સ**—આફ્રિકાને પશ્ચિમ કિનારે આવેલા બંદર લખો.

**જ**—બાથર્સ્ટ, ફ્રીટાન, સીએરાલીઓન, મનરોવીઆ, સેંટપોલ-દ્લોઆન્ડા, અને બેંગુવિલા.

૭૯ સ—આફ્રિકાને દક્ષિણ કિનારે આવેલાં બંદર લખો.

જ—ગ્રેહામ, ઇલીઝાબેથ, દર્બાન, જાર્જટૌન, મતરવર્થ, પી-તર્મારિત્સબર્ગ.

૮૦ સ—અમેરિકાને પૂર્વ. કિનારે આવેલાં બંદરો લખો.

જ—સેંટજાન, હાલીફાક્સ, બોસ્ટન, બ્રુકલીન. ન્યુઆર્લિયન્સ, તાંપીકો, વેરાક્રુથ. બેલીજ, સાન્જોસે, જાર્જટૌન, પારામારીબો, કાયેન, પેરનામ્બુકો (રીસૈફ), બાહીઆ, રીઓડેજાનેરો ને માન્ટેવીડીઓ.

૮૧ સ—અમેરિકાને પશ્ચિમ કાંઠે આવેલાં બંદરો લખો.

જ—સાન્ફ્રાન્સિસકો, આકાપૂલકો, ગ્વાટેમાલા, સાન્સાલ્વાડોર, માનાગુવા, ગ્વાયાક્વીલ ને બાલપારૈસો.

૮૨ સ—જુની ને નવી ભૂમિનો મુકાબલો કરો.

જ—જુની ભૂમિનો વિસ્તાર, પર્વતોની હારો ને નદીઓની લંબાઇ પૂર્વ પશ્ચિમ છે ને નવી ભૂમિમાં ઉત્તર દક્ષિણ છે. (૨) જુ-ની ભૂમિમાં જમીન ઘણી છે પણ તે નવી ભૂમિ જેવી ફળદ્રુપ નથી. (૩) જુનીમાં દેશ પાસે પાસે હોવાથી વેપારની સુગમતા સારી પડે છે. તેવી નવીમાં પડતી નથી. (૪) જુની કરતાં નવી ભૂમિ કુદરતી દેખાવથી ભરપુર છે. તેમાં મોટાં સરોવરોને ધોધ છે.

૮૩ સ—હિંદુસ્તાનનો નીચેના દેશો સાથે કઈ કઇ ચીજોનો વેપાર ચાલે છે?

જ—

| દેશ. | હિંદુસ્તાનમાં આવતી ચીજો. | હિંદુસ્તાનમાંથી પરદેશ જતી ચીજો. |
|---|---|---|
| ફ્રાન્સ. | કાપડ, દારૂ. | તેલીબીયાં, રૂ, ગળી, ગુંદ, દાણા ને રેશમ. |
| ચીન. | ચા, કાચ, સાકર, રેશમ. | અફીણ, ચોખા, સુતરાઉ કાપડ |
| મસાલાના ટાપુ. | મસાલા, કાચું રેશમ ને કલાઇ. | અફીણ, ચોખા ને સુતરાઉ કાપડ. |
| અમેરિકા. | કેરોશીન તેલ. | શણ, તેલીબીયાં, ગળી ને ચામડાં. |
| લંકા. | ઇમારતી લાકડું, હાથીદાંત | તલીબીયાં, ચામડાં, ઘઉં, ચોખા ને ઢોર |
| બલુચિસ્તાન | ચામડાં ને ઉન. | સુતરાઉ કાપડ, અનાજ ને કાચો માલ. |
| અફઘાનિસ્તાન. | હિંગ ને દ્રાક્ષ. | કાપડ. |
| ઇંગ્લાંડ. | કાચ, કાગળ, યંત્રો, કાપડ, કલાઇ, લોઢાનો સામાન, દવાઓ. | તમામ જાતનો કાચો માલ, રૂ, સુતર. |
| આફ્રિકા. | હાથીદાત, ખાંડ, સુવર્ણરજ, શાહમૃગનાં પીછાં | સુતરાઉ કાપડ, અનાજ. |
| ઇરાન. | મેવા, રેશમી, સુતરાઉ અને ઉનના ગલીચા, શેતરંજી, ચામડાનો બનાવેલો સામાન ઘરેણાં, અત્તર, કેશર, તલવાર, કટાર વગેરે હથિઆર કાચ, બરણીઓ, ઘણી ઉપયોગી ધાતુઓ, સુંદર આરસ અને પેરોજ | ગળી, ખાંડ, હીરા, માણેક, વગેરે રત્ન, વિલાયતી કાપડ તથા બીજો માલ. |

૮૪ સ—ઝાકળ, ધુમસ. વરસાદ, કરા, બરફ, હીમ એટલે શું અને તે બનવાનાં કારણ લખો.

જ—હવામાંની ભીનાશ અથવા પાણીની વરાળ પૃથ્વીની સપાટી ઉપર ઠરીને ટીપાં બંધાય છે તેને **ઝાકળ** કહે છે. ઝાકળ ખેતીવાડીને લાભકારક છે.

કારણ—દિવસે હવામાં ગરમી વધારે હોય માટે પાણીવાળી જગાએથી વધારે વરાળ થાય છે, સૂર્ય આથમ્યા પછી પૃથ્વીને હવા પોતામાંની ગરમી પાછી આપે છે તેમાં પૃથ્વી તે ગરમી ઝટ પાછી આપી દે છે, માટે આસપાસની હવા કરતાં તેની સપાટી વહેલી ઠંડી પડે છે, એટલે જેમ કોઇ ગરમ ઓરડામાં ઠંડા પાણીનો પ્યાલો મૂકીએ તો તે ઓરડામાંની વરાળ પ્યાલાના બહારના ભાગ ઉપર ઠરે છે; તેમ પૃથ્વીની સપાટી ઉપર આસપાસની હવામાંની વરાળ ઠરીને તેનાં ટીપા બંધાય છે, આસપાસની હવા કરતાં ઝાડ, ઘાસ વગેરેની સપાટી ઘણી ઠંડી છે માટે ત્યાં ઝાકળ વધારે ઠરે છે.

ધુમસ—હવામાંની વરાળના ઉષ્ણતામાન કરતાં હવામાંનું ઉષ્ણતામાન ઓછું હોય ત્યારે તે વરાળ ઘટ્ટ થઇને ધુમાડા જેવી નજરે દેખાય છે તે. પર્વત તરફ, નદીના માર્ગમાં અને સમુદ્ર કિનારા ઉપર પાસેની જમીન અને પાણીના ઉષ્ણતામાનમાં ફેરફાર હોવાને લીધે ધુમસ વધારે પડે છે.

વરસાદ—પાણીની વરાળ થઇ ઉંચે જઇને વાદળાંરૂપે દેખાય અને તેને ઠંડો પવન લાગવાથી તેનું પાણી થઇ વરસાદ રૂપે નીચે આવે છે તે.

કારણ—હવા કરતાં પાણી ભારે છે, હવામાંની વરાળ ઠરી

જ્યને પાણી રૂપે બને છે ત્યારે તેને હવા ઝીલી શકતી નથી તેથી તે ટીપાં રૂપે નીચે પડે છે.

કરા, બરફ—ઉપર વરસાદ થવાનું જે કારણ બતાવ્યું તેજ કારણથી કરા કે બરફ બને છે. ફેર માત્ર એટલોજ કે વરસાદનાં ટીપાં થવામાં હવામાં જેટલી ઠંડક હોય છે તે કરતાં કરા અને બરફ બનવામાં વધારે ઠંડક હોવી જોઇએ તેટલી ઠંડક થાય છે ત્યારે તે ઉપર જણાવેલા વરસાદમાંના કારણથીજ નીચે પૃથ્વી ઉપર પડે છે.

હીમ—હવામાંનું ઉષ્ણુતામાન એટલું બધું કમી થાય છે કે છોડવામાંનો રસ પણ ઠરી જાય છે છોડવામાં ફરી શકતો નથી તેથી છોડ મરી જાય છે અને સૂકા જેવો થઇ જાય છે, આવી ઠંડક પડે ત્યારે હીમ પડ્યું કહેવાય છે.

## ખંડવાર સામાન્ય વર્ણન.

### એશિઆખંડનું સામાન્ય વર્ણન.

પર્વતઃ—હિમાલય, હાલા, સુલેમાન, હિંદુકુશ, કુહિંસ, એલબર્ઝ, હેરેઝ, લિબનાન, તારસ, એલુરતાગ, થિઆનશાન, આલતાઇ યાબલોનોવોઇ, સ્ટેનોવોઇ કુવેનલુન, ગ્રુનલિંગ, નાનલિંગ, પેઢા, તાલા, ગાલા, એલીઆ, આદમ્સની ટેકરી, કારાકોરમ, વિંધ્યાચળ, સહ્યાદ્રિ, સાતપૂડા, નીલગીરી ને આબુ

નદીઃ—ગંડાવા, પુરાલી, કાબુલી, હેલમંદ, તિગ્રિસ, યુફ્રેટીસ, આમુદર્યા (આકસસ) સિરદર્યા (સિહૂન,) યારકંડ, ઓબી, યેનેસી, લીના, આમૂર, પેહો, હોઆંગહો, યાંગસેક્યાંગ, સિકયાંગ, કંતાન

ઇરાવતી, મેનામ, કામ્બોડીઆ, મેકોંગ, મહાવિલાગંગા, કાલુગંગા, સિંધુ, સતલજ, ગંગા જમના, બ્રહ્મપુત્રા, તાપી નર્મદા, કૃષ્ણા ને ગોદાવરી.

**અખાતઃ**—ઓર્મઝ, ઓબી, યેનેસી, તાર્તરી, મોર્ટાબાન, મનાર, કચ્છ, ખંભાત, બંગાળી ને એડન.

**સરોવરઃ**—ઉરૂમીયા, બખ્તેગાન, મૃત, વાન, કાસ્પિયન, આગલ, બલકાસ, બેકલ, તેગ્રીનુર, પાલ્ટિ, રાવણહૃદ, માન ચિલકા, ઢબર, મંચર, સાંભર, ને લોબનોર,

**બેટઃ**—કરક, દ્દિસ્મ, ઓર્મઝ, બેહરિંગ, પીરમ, લીસ્બોન, સામોસ, કોસ, રોડસ, સૈપ્રસ, સગેલીઅન, નિફોન, યસો, સિકોપ, કિસ્યુ, હૈનાન, ફારમોસા, હોંગકોંગ, મકાઉ, ચૂસન, લુચ્યુ, પીનાંગ, સીંગાપુર, મનાર, રામેશ્વર, સિંહલદ્વીપ, લક્ષદ્વીપ, માલદ્વીપ, આંદામાન નીકોબાર, વગેરે,

**ભુશિરો**—લોપાટકા, કેપરામાસ, કેપસેવીરો, કૂર્વકેપ, કેપબાબા, રાસ અલહદ, રાસ મુરારી, જગતપોઈંટ, દીવ, કન્યાકુમારી, પોઈંટ પાલમેરા ને કેપ નીગ્રાઈસ.

**સામુદ્રધુની**—સુવેજ, બાબલમાંડપ, ઓર્મજ, પાક, મલાકા, ફારમોસા, કોરીઆ ને બહેરિંગ.

**સંયોગિભૂમિ**—ક્રો.

**દ્વીપકલ્પ**—અરબસ્તાન, હિંદીચીન, હિંદુસ્તાન, કામસ્કાટકા, કોરીઆ, મલાયા, કાઠિઆવાડ, ને એશિઆઈ તુર્કસ્તાન.

## યુરોપખંડનું સામાન્ય વર્ણન.

**પર્વત**—સીવીઅટ, સ્કાફેલ, સ્નોડન, ગ્રેમ્પીઅન, બેન્નેવીસ,

ગ્રાન્ટ, વિકલો, પીરીનીઝ, આલ્પ્સ, યુરલ, કાકેસસ, કાર્પેથિયન, મોં-મ્બા, આપીનેન્સ, વિસુવિયસ, એટના, હેકલા, કોસન, ઓલીમ્પ્સ, બાલ્કન, કેન્ટાબ્રિઅન.

**નદીઓ**—ટેમ્સ, શેવર્ન, મર્સી, ટાઇન, ટ્રેન્ટ, હમ્બર, આઉસ, ડી, વાઇ, ટ્વીડ, ફોર્થ, ટે, મોરે, ક્લેડ, નીથ, સાલ્વે, ફોઇલ, બાન, બાઇન, લીરી, સ્લેના, સુઅર, લી, શાનાન, સીન, લુઓર, ગારોન, હોન, ડૂરો, ટેગસ, ઇબ્રો, મ્યુસ, હાઇન, શેલ્ટ, વિસ્ટુલા, ઓડર, એલ્બ, વિસર, ડાન્યુબ, ડોના, નિપર, ડોન, પેટચોરા, વોલ્ગા, યુરલ, ઇન્ન, ડ્રેવ, થીસ, શેવ, પો, આંડીજ, આર્નો, ટૈબર, ગ્વાડલકિવર વગેરે.

**બેટ**—માન, આંગલસી, વાઇટ, જર્સી, ગર્નસી, આલ્ડર્ની, સાર્ક, આર્કની, શેતલાંડ, હેબ્રીડીશ કે પશ્ચિમદ્વીપ, રાથલીન, ક્લેરબેટ, આરાન, વાલેન્શીઆ, કાર્શીકા, હીરીઝ, અશન્ટ, બલારી ટાપુઓ, (માજોર્કા, મિનાર્કા, ઐવીઝા, ફાર્મેન્ટેરા) કનેરી ટાપુઓ, આઝોર્સ, મડીરા, કેપડીવર્ડ, બાલકેરલ, ટેકસલ.ઝીલાંડ, ફ્યુનેન, લાલાંડ, ઐસ-લાંડ, હેકલા, ફેરો, રૂગેન, ગોથલાંડ, બોર્નહોમ, ઓલાંડ, સ્પીટસ્બર્ગન, નોવાઝેમ્બ્લા, મિસીલી, સાર્ડીનીઆ, એલ્બા, માલ્ટા, ગોઝો, ક્રીટ, કાંડીઆ) લેમનોશ, આયોનીઅન, નીગ્રોપોઇંટ ને સેક્લેડીસ.

**સરોવર**—ડર્વેન્ટવાટર, અલ્ડર્સ્વાટર, વિન્ડર્મીર, લાક લોમોન્ડ, લાકશિન, લાકમારી, લાકનેસ, લાકઆવી, લાકટે, નિઆ, અર્ન-મારક, કારિબ, રી, ડર્ગ, કિલાર્નિ, વેનર, વેટર, મીલર, લાડોગા, ઓનીગા, ઇફમેન, બાલેટનસી, ન્યુશીડલરસી, કોન્સ્ટન્સ, જીનોઆ, ગાર્ડા, કોમો, માજીઓરી વગેરે.

**ભૂશિરો**—લાન્ડેસ્‌એન્ડ, લિઝર્ડ, સ્ટાર્ટ, બીચીહેડ, સ્પર્નહેડ, ફ્લાંબરોહેડ, હોલીહેડ, ડનેટહેડ, ગાલોવેલોમલ, ક્લીઅર, માલિમહેડ,

ફેરહેડ, લાહોગ, બાર્ફ્લુર, ઓર્ટિગલ, ફિનીસ્ટર, ટ્રફાલગર, ફુઝ, ટરિફા, સેંટવિન્સેંટ, સેંટામેરીઆ, રેકા, નોર્ડકીન, ઉત્તર, ભૂશિર, નેઝ, સ્પાર્ટિવેન્ટો, પાસ્સારો માર્ટાપાન.

**સામુદ્રધુની**—મનાઈ, ડોવર, જીબ્રાલ્ટર, સૌંડ, ગ્રેટબેલ્ટ, લિટલબેલ્ટ, કાટીગાટ, સ્કાગરાક, કર્ટક, એનીગેલ, ઓટ્રાન્ટો, મેસીના, બોનીફેશીઓ, ડાર્ડનલ્સ અને બાસ્ફરસ.

**અખાતો**—સોલ્વેફ્યર્થ, મોરીકાંબી, બ્રિસ્ટલચાનલ, કાર્ડિગન, વાસ, ફ્રોર્થ, ટે, મોરે, કલેડ, સોલ્વે, ડોનીગલ, સ્ટ્રેંગો, બેલફાસ્ટ, ફ્રોઇલ, ગાલ્વે, બિસ્કે, લેઓન્સ, લીમ્ફ્રોયર્ડ, આર્કંજલ, ઓનીગા, બોથનીઆ, ફીનલાંડ, પેરીકાપ, વેનીસ, ટારંટો, જીનોઆ, સાલોની કી, પટ્રાસ, લીપાંટો, ઇજીના વગેરે.

**સંયોગીભૂમિ**—કોરિંથ.

**આફ્રિકા ખંડનું સામાન્ય વર્ણન.**

**પર્વત**—અટલસ, કિલીમાનઝારો, કોંગ, આલાટિકા, મિલ્ટસિન કૅમેરૂન, ડ્રેકનબર્ગ, કેન્યા વગેરે.

**નદીઓ**—નીલ, નીલીનીલ, અત્બારા, સેનીગાલ, ગાંબીયા, રીઓગ્રાંદ, બોલીબા ને નૈઝર, કાંગો કે ઝેર જામ્બેઝી, કવારા, શારી, ચોબ, બહરેલ ગઝલ, ભૂરીનાઇલ ને બેનું.

**બેટ**—માડાગાસ્કર, કોમોરૂ, બુર્બો, મોરીસ, સેચલ, સોકોટ્રા, આઝોરેસ, મડીરા, કનેરી કેપડીવર્ડ, ફર્નાંડોપો, અસાબોન, પ્રિન્સ ટાપુ. સેંટટામસ, આશેન્શન, સેંટહેલીના વગેરે.

**સરોવર**—તાના, વિકટોરીઆન્યાંઝા, અલ્બર્ટન્યાંઝા, તાંગાનેકા, ન્યાસા, ચાડ, બાંગવેલો, મોએરી ને ગામી.

**ભૂશિરો**—બોન, સ્પુટા, સ્પાર્ટેલ, બ્લાંકો, પાલમાસ, કોરી-

ન્ટઅસ, ડેલ્ગાડો, વર્ડ કેપગુડહોપ, આગ્લહાસ ને ગ્વાર્ડાફુઈ.

રણ—સહરા ને કલહરી.

સામુદ્રધુની—મોઝાંબીક.

અખાત—સિદ્રા, કાબેસ, બેનીન, બિઆફ્રા, ગીની, તેબલ, ફાલ્સ, અલ્ગોવા, એડન અને મોઝાંબિકની ખાડી.

ધોધ—રીપન, સ્ટેન્લી ને વિકટોરિઆ.

## અમેરિકા ખંડનું સામાન્ય વર્ણન.

પર્વત—રાકી, અલીગાની, અપેલેશિઅન. આડેઝ. કેસ્કેડ ને સીએરાનીવેડા.

શિખરો—કોટોપાસી. આકોન્કાગુઆ, ચીબોરેઝો, સોટારા ને ઇલીમાની.

નદીઓ—સેંટલારેન્સ, માકેન્ઝી, સસ્કેટચેવન, નેલ્સન, મીસીસીપી, મીસુરી, ઓહીઓ, લાલ, રીઓગ્રાન્ટડલનાર્ટ, યુકોન, કોલંબીઆ, ફ્રેઝર, રેડ, અર્કન્સાસ, રીઓકોલોરાડે, હડસન, ડેલાવેર, ઇલીનોઇસ, સસ્કેહાના, કનેકટીકટ, માગડાલેના, ઓરીનોકો, એસ્કીબો, સુરીનામ, આમાઝોન, રીઓનીગ્રા, મડીરા, ટોકાંન્ટિસ, સાન્ફ્રાન્સિસકો, પારાના, પારાગુવાઇ, ઉરૂગુવાઇ, લાપ્લાટા ને કેસીગીઆરી.

બેટ—પ્રિન્સએડવર્ડ. વેનકુવર, આંતીકાસ્તિ, કેપબ્રિટન, લાગ, આલુશીઅન, ગ્રીનલાંડ, ન્યુફોઉંડલાંડ, વેસ્ટઇંડિઆના દ્વીપો, મોટા આંટિતીસ. બહામા, બર્મ્યુડા, ચીલો, જુઆનફર્નાડીજ, ગાલાપાગાસ.

સરોવર—સુપીરીઅર. હુરોન, એરી, આંટારીઓ, વિનીપેગ, ગ્રેટસ્લેવ, ગ્રેટબેર, આથાબાસ્કા, મીચીગાંન, સાલ્ટ, નીકારાગુવા, મારાકાઇબો, ટીટીકાકા ને ચીલાગાસ.

**ભૂશિરો**—ચડલી, સેબલ, કાડ. હાટેરાસ, સેબલ, ફ્લાટરી, રેસ, સેંટરાક, હાર્ન, ગેલીનાશ ને પારિના.

**અખાત તથા ઉપસાગર**—બાફીન, હડસન, ફન્ડી, સેંટલા-રેન્સ, ડેલાવેર, ચેસાપીક, મેક્સિકો, કાલીફોર્નિઆ, હાંડુરાસ, ડારી, અન, પનામા, વેનેઝુઇલા, બ્લાંકા, સેંટમેટિઆસ, સેંટજ્યોર્જ, માગે-લન ને ગ્વાયાકિવલ.

**સામુદ્રધુની**—બેલીએલ, ડેવીસ, બારો, સ્મીથ, હડસન ને માગેલન.

**દ્વીપકલ્પો**—નોવાસ્કોશીઆ, આલુશીઅન, યુકાટાન ને નીચલો કાલીફોર્નિઆ.

**મેદાનો**—લાનોસ, સેલ્વાસ ને પામ્પાસ.

**રણ**—અતકમા.

## પ્રખ્યાત શેહેરો.

અકોલા-વરાડપ્રાંતમા રૂના વેપારનું.

અજેશિયો-કાર્શિકા બેટની રાજ્ય-ધાની, તેમાં નેપોલિયનનો જ-ન્મ થયો હતો.

અસ્ત્રાબાદ-કોસ્પિઅન સમુદ્રને કાંઠે બંદર.

આકાપુલકો-મેક્સિકોમાં શહેર.

આડલેડ-દક્ષિણ આસ્ટ્રેલિયામાં શહેર છે.

અમાઝોન બ્રાઝીલમાં નદી. તે દુનીઆમાં પહોળામાં પહોળી છે

આમ્બોઇના-મલયદ્વીપોમાં બેટ છે.

આલ્ટોના-જર્મનીમા એલ્બ નદી ઉપર સ્વતંત્ર શહેર છે.

આલ્પ્સ-યુરોપમાં પર્વત છે.

આસ્ત્ર ખાન-વોલ્ગા નદીને કાંઠે બંદર.

આથેન્સ-ગ્રીસમાં શહેર છે.

ઇટન-ઇંગ્લાંડમાં શહેર છે. તેમાં મોટી શાળા છે.

એટના–સીસીલીમાં જ્વાળામુખી પર્વત છે.

ઓટાવા–કાનડા ઇલાકાની રાજધાની.

ઓડેસા–કાળા સમુદ્રને કાંઠે બંદર.

ઓપોર્ટો–પોર્ટુગાલમાં શહેર છે તેમાં દ્રાક્ષનો દારૂ વખણાય છે.

ઓર્લિયન્સ–સ્વતંત્રસંસ્થાનમાં શહેર

ઓરૂરો–બોલિવિયામાં શહેર છે.

ઓલીમ્પસ–તુર્કસ્તાનમાં પર્વત છે

ઓસ્ટ્રેલિયા–આસ્ટ્રેલેશિયાનોભાગછે

ઓસબન–ઈંગ્લાંડમાં શહેર છે.

ઓહીઓ–સ્વતંત્ર સંસ્થાનમાં નદી

કવેટા–બલુચિસ્તાનમાં લશ્કરી છાવણી છે.

કિંગ્સ્ટન–કાનડામાં શહેર.

ક્યુરોશીવો–જાપાનમાં શહેર છે.

ક્રો–સંયોગીભૂમિ, બ્રહ્મદેશ ને મલાયાને જોડે છે.

કસૌલી–પંજાબમાં શહેર છે. ત્યાં હડકાયાં કુતરાં કરડ્યાં હોય તેની દવા કરવાનું દવાખાનુંછે.

કાનપુર–હિંદુસ્તાનમાં શહેર છે.

ત્યાંની બાજરી વખણાય છે

કાંગો–પશ્ચિમ આફ્રિકામાં નદી છે

કિંગ્સટેન્ટ–આયર્લાંડમાં બંદર છે.

કેડીઝ–સ્પેનમાં બંદર છે.

કેમ્બ્રીજ–ઈંગ્લાંડમાં યુનિવર્સિટીનું સ્થળ છે.

કેપટાઉન–દક્ષિણઆફ્રિકામાંશહેરછે

કેરોલાઇન–મિક્રોનેશિયામાં દ્વીપ છે

કોઇમ્બ્રા–પોર્ટુગાલમાં યુનિવર્સિટીનું સ્થળ છે.

કોન્સ્ટેન્ટ–યુરોપીરૂશિયામાં બંદર છે

કાર્ફુ–ગ્રીસમાં શહેર છે.

કોરિંથ–ગ્રીસમાં શહેર ને સામુદ્રધુની છે.

કોરિઆ–ગ્રીસમાં દ્વીપકલ્પ છે.

ખાર્તુમ–મિસરમાં બંદર છે.

ગ્વાર્ડાફુઇ–પૂર્વ આફ્રિકામાં ભૂશિર

ગ્રીનાક–ઈંગ્લાંડમાં બંદર છે.

ગોન્દાર–આબિસિનીયામાં શહેર છે

ગોબી–ચીનમાં રણ છે.

ઘેન્ટ–બેલ્જીઅમમાં હુન્નરનાં કારખાનાં માટે પ્રખ્યાત શહેર છે

ચિકાગો–સ્વતંત્ર સંસ્થાનમાં શહેર

છે. ત્યાં મોટું પ્રદર્શન ભરાયું હતું.

ચિત્રાલ-હિંદુસ્તાનના વાયવ્ય ખૂણામાં એક ભાગ છે. ત્યાંના લોકોએ બંડ કર્યું હતું.

ચાંપાનેર-પાવાગઢની તળેટિમાં કિલ્લો છે. તે ચાંપાવાણીઆએ બંધાવ્યો હતો.

જ્યોર્જટોન-અંગ્રેજ તાબાના ગિયાનાની રાજધાની.

જાર્ડન-સિરિયામાં નદી.

જામેકા-વેસ્ટ ઇંડિયામાં બેટ છે.

જાલંધર-પંજાબમાં બીઆસ અને સતલજ નદી વચ્ચેનો પ્રદેશ તેને દુઆબ કહે છે.

જાવા-મલયદ્વીપોમાં બેટ છે. ત્યાં તેજાનો ઘણો થાય છે.

જીનીવા-સ્વીટઝર્લાંડમાં સરોવર અને શહેર છે ત્યાં ઘડીઆળ ને ઘરેણાં સારાં બને છે.

જુઆન્ફર્નાંડીજ-ચીલીમાં બેટ છે.

જેરૂસલેમ-સીરિઆમાં શહેર છે.

જોલીબ-સુદાનમાં નદી છે.

જોહાન્સબર્ગ-ટ્રાંસવાલમાં મોટું શહેર છે.

ટાસ્માનિઆ-પાસિફિક મહાસાગરમાં બેટ છે.

ટીટીકાકા-દક્ષિણ અમેરિકામાં સરોવર છે.

ટોકીઓ-જાપાનની રાજધાનીનું શહેર છે.

ટુલા-ફ્રાન્સમાં બંદર છે.

ડાર્જીલીંગ-સીકીમની રાજધાની છે

ડુમસ-સુરત જીલ્લામાં હવા ખાવાની જગા છે.

ડેબ્રેકઝીન-હંગરીમાં ઢુજારી માલને માટે પ્રખ્યાત છે.

તબ્રીજ-ઇરાનમાં કસ્બો છે.

તાનાનારીઓ-માડાગાસ્કરની રાજધાની છે.

તારેસ-આસ્ટ્રેલિયામાં અખાત છે.

ત્રીનીદાદ-અંગ્રેજને તાબે આટલાંટિક મહાસાગરમાં બેટ છે.

દર્બાન=દક્ષિણ આફ્રિકામાં બંદર છે.

નાગાસાકી-જાપાનમાં બંદર છે,

નાનકીન-ચીનમાં બંદર છે.

નાયગ્રા-યુનેટેડસ્ટેસમાં ધોધ છે.

